# દયારામ કૃત કાવ્ય સંગ્રહ

બેભાગમાં.

ગુજરાતી તથા હીંદુસ્તાનીમાં.

નર્મદાશંકર લાલશંકરની મંજુરીની સાથે

છપાવી પ્રસીધ્ધ કીધો.

## ઉમેદરામ હરગોવનદાસે*



## અમદાવાદ

ઝવેરી વાડામાં કોઠારી પોળમાં શેઠ પ્રેમાભાઈ હિમાભાઈના
મકાનમાં સુબોધપ્રેસમાં શ્રી ભોગીલાલ દોલતરામે
તથા સવાઈભાઈ રાયચંદ એઓએ પોતાના
છાપખાનામા છાપ્યું.

સને ૧૮૭૬ સંવત ૧૯૩૨

કીમત. રૂ૪-૦-૦

આ પુસ્તક—અમદાવાદમાં ત્રણદરવાજાના મેદાનમાં હાજીની
શામે ઉમેદરામ હરગોવનદાસને ત્યાંહાં મળશે—

# સુચના.



મૂળ ચાણોદના પણ ડભોઇના કેહેવાતા દયારામભાઇનાં પ્રશિદ્ધ રસિક કાવ્ય વાંચવા.ને લોકને લલચાવવા શારૂ અને એજુનું કાવ્ય જુદે જુદે ઠેકાણેથી ભેગું કરી આવી રીતે રચી છપાવવામાં શને ૧૮૫૮નાં વરશથી મને તન, મન ધન કાળ એઓના જે મોટા ખરચ થયોછે તે વિષે બોલવાશારૂ ગ્રંથને પ્રસ્તાવના જોડવી એ કંઇ મને અગત્યનું લાગતું નથી.

તા૦ ૬ આગષ્ટ ૬૦

ન૦ લા૦



તા૦ ૩૦

આ ગ્રંથમાં હિંદુસ્તાની કાવ્ય તાકીદથી છપાવવું પડયું છે માટે પ્રત પ્રમાણેજ નકલ કરી છપાવ્યું છે—શુધ કરવાને અવકાશ મળ્યો નથી

તા૦ ૨૦ આગષ્ટ ૬૫

ન૦ લા૦



# અનુક્રમણિકા



## ગુજરાતી.

| વિષય. | પૃષ્ઠ |
|---|---|

# અનુક્રમણિકા.

નીતિ ભક્તિ—ધોળ ગરબી, પદ વગેરે.

૯ ધોળ.



૨ ગરબીયો.

અનુક્રમણિકા.

વિષય.

## મરેઠી.

# દયારામકૃત કાવ્ય સંગ્રહ.

## બે ભાગમાં,—

ગુજરાતી તથા હિંદુસ્તાનીમાં,

---

## ભાગ ૧. ગુજરાતી.

### ભગવદ્ગીતા મહાત્મ.

(રાગ—કેદારો.)

શ્રીગુરૂ પ્રથમ પ્રણમું પાય, જેથી કાર્ય સદા શુભ થાય;
વંદુ ઈષ્ટ સદા શ્રીકૃષ્ણ, દાસ લહી પુરો મન તૃષ્ણ;
સ્હાય કરો હું શુભ મતી લહુ રે.—૧.
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ રાય, સનમુખ વિઘ્ન વિમુખ થઈ જાય;
ઈષ્ટ કૃષ્ણ સકળ શિરમણી, મુજપર કરૂણા કરવી ઘણી;
ગીતામહાત્મ કથા કહુ રે.—૨.

ઢાળ.

ગીતામહાત્મ કથા અતી પાવન, સાંભળતાં સુખ થાય;
અષ્ટાદશ અધ્યાય વરણવ્યો, પૃથક પૃથક મહિમાય. ૧.
પદ્મ પુરાણ વિશે છે ભાખી, કથા અનુપમ સારી;
કૃષ્ણ ભક્તિ ઊતપંન કરે ઊર, કોટિક કિલ્બિષહારી. ૨.
શ્રોતા વક્તા હોય કૃતારથ, ઉપજે અતિ આલ્હાદ;
કૃષ્ણ કૃપાથી દયો વરણવે, શિવ ઉમિયા સંવાદ. ૩.
એક સમે કૈલાસવિશે, પારવતી બોલ્યાં વાણી;
તમ મુખથી મેં શ્રવણ કરી છે, સકળ કથા શુલપાણી. ૪.
ઈચ્છા એક મુને છે તદપી, પુર્ણ કરો અવિનાશી;
શ્રી ભગવદગીતાનો મહિમા, શ્રવણ કરાવો દાસી. ૫.
એવું વચન સુણી શક્તિનું, બોલ્યા શિવ સાક્ષાત;
પ્રસંન થઈ કહે ધન્ય રમા, તું ઊત્તમ પુછી વાત. ૬.
સાંભળ શૈલસુતા કહુ તુજને, અદભુત એ આખ્યાન;

જેમ પુરવે કમળા પ્રત્યે, ભાખ્યુ છે શ્રીભગવાન. ૭.
જેની અતીશી કુસમ સરીખી, કાંતી છે સાક્ષાત;
એના કોટી દર્પહર કંદ્રપ, શેશશાઇ જગતાત. ૮.
તે પ્રભુ ક્ષીરસાગર પોઢ્યા છે, શેશની ઊપર જ્યાંહ;
પદ્મા પાય તળાંશે સનમુખ, ગરૂડ રહ્યાં છે ત્યાંહ. ૯.
તેહ સ્થળ કો સમય રમાએ, સર્વ લોકહિત ધાર્યું;
ગીતામહાત્મ પતીને પુછું, એવું મન વિચાર્યું. ૧૦.
વાતે વાત અનુસંધાને, પુછીશ ચિત રાખ્યું;
શ્રીનારાયણ પ્રત્યે શ્રીએ, યુક્તિ વાક્ય ભાખ્યું. ૧૧.
હે સ્વામી શે કારણ છો નીજ, નિદ્રાળુવા ઉદાશી;
તેનો અભિપ્રાય હોયે તે, મુજને કહો અવીનાશી. ૧૨.
એવું વચન સુણી કમળાનું, શ્રીહરિ બોલ્યા વળતું;
હું નથિ નિદ્રાળુ ન ઉદાસી, સાગરજા સાંભળ તું. ૧૩.
હું મ્હારા અઇશ્વર્યતણોજ, વિચાર કરૂંછું સત્ય;
કેહેવું છે તે ત્હેની તુજને, કહું વિસ્તારી ગત્ય. ૧૪.
અખંડ છે વળિ બ્રહ્મરૂપ છે, અજર ને આત્માસ્વરૂપ;
દશ પ્રકારનું એ વિધિ મ્હારૂં, છે અઇશ્વર્ય અનુપ. ૧૫.
ત્હેના ધ્યાન થકી મુજ લોચન, ચંચળ્યાથી વીરામે;
જેમ કો નૃપ નિજ વૈભવનોજ, વિચાર કરી સુખ પામે. ૧૬.
એવું વચન સુણી કહે કમળા, કૌતક મુજને ભાશે;
કૃપા કરી મુજને કહો સ્વામી, સંદેહ સકળ વિનાશે. ૧૭.
છે ઐશ્વર્ય તમારૂં એવું, તમો ધ્યાનમાં ધારો;
તો મુનિ કાં તેને મુકીને, કરે વિચાર તમારો. ૧૮.
હરી કહે એ ઐશ્વર્ય માહારૂ, અગાધ છે સુણ વાત;
તે માટે અવિલંબ્યા છે મુની, મુજરૂપે સાક્ષાત. ૧૯.
જદપી મુજ ઐશ્વર્ય તથા હું, ભિન્ન ન નિઃસંદેહ;
જેમ અન્ય અગ્નિની જ્વાળા, એક ઊભય છે દેહ. ૨૦
તદપી મુજ સ્વરૂપ આશ્રયપણુ, કીધે નથી કલ્યાણ;
માટે મુજ સ્વરૂપે અવિલંબ્યા, મુની મહદ સુજાણ. ૨૧.
જેહ તણા ઐશ્વર્ય તણો નવ, પામે કોપણ પાર;
તો સ્વરૂપની અગાધતાનું, શું કેહેવું તે વાર. ૨૨.
માટે સ્વરૂપનો આશ્રય કરવો, ભાખ્યું તવ શ્રી કૃષ્ણ;
પદ્માએ શ્રી પ્રભુજીને પુન, પુછયું પ્રશ્ન. ૨૩.

અગાધ છે ઐશ્વર્ય તરી કેમ, ગીતા શંકયા વખાણી;
વેદ થકી ઉત્તમ છે ગીતા, મહા વિષ્ણુ કહી વાણી. ૨૪.
નિગમ પ્રગટ કીધા છે મેં તો, સ્વપ્નાવસ્થા માંહિ;
જાગૃત સમય થકી છે ગીતા, તે સમ હોયે ક્યાંહિ. ૨૫.
શ્રી ભગવદગીતા તે મ્હારૂં, નિશ્ચે જાણ સ્વરૂપ;
ત્હેનાં તુજને કહું હું સ્થાનક, સાંભળ વાત અનુપ. ૨૬.
પંચ આદિ અધ્યાય રમા તે, મસ્તક મ્હારૂં કહીએ;
દશ અધ્યાય પછી તે મ્હારા, ભુજને સ્થાનક લહિએ. ૨૭.
ત્યાર પછે જે ત્રણ રહ્યા તે, ચરણ માહારા જાણ;
શબ્દમય એ સ્વરૂપ મ્હારૂં, તે શાંભળ નિરવાણ. ૨૮.
એ ગીતા એકો અધ્યાયજ, અથવા એકો શ્લોક;
અથવા એકો અક્ષર ભાખે, શ્રવણ કરે કો લોક. ૨૯.
સાંભળ રમા પરમ પદ તે જન, નિશ્ચે પામે માહારૂં;
એ ગીતાનો અદભુત મહિમા, શી રીતે વિસ્તારૂં. ૩૦.
એવા વચન સુણી કમળા કહે, સુણિયે જગજીવંન;
ગીતામાહાત્મ કહો વિસ્તારી, સાંભળવા મુજ મંન. ૩૧.
ત્યારે નારાયણ કહે દધિજા, તુજને ઇચ્છા એવી;
તો ગીતા મહિમાની અદભુત, કથા કહું હું તેવી. ૩૨.
શિવજી કહે ઉમિયાને પુરવે, શ્રીહરી ભાખ્યું જેમ;
શાંભળ સ્નેહ ધરીને તું પણ, કહું કથા હું તેમ. ૩૩.
હરિ કમળા હર ઉમીયા પ્રત્યે, ભાખ્યો જે મહીમાય;
કૃષ્ણ કૃપાથી દયો કહે છું, કહું છું તેહ કથાય. ૩૪.
પ્રથમ તણો અધ્યાય થયો, પ્રારંભ સુણો સહુ જંન;
કમળાને કહે સાંભળ હાવાં, બોલ્યા જગજીવંન. ૩૫.
બ્રાહ્મણ એક સુશરમા નામે, વેદ તણો ભણનાર;
પણ તે વેદ વિરૂધ કર્મો, આચરણ કરે અપાર. ૩૬.
તેની ન્યાતી કુટુંબતણા જન, સરવે કહિયે એવા;
મ્હારા ધર્મતણા તે દ્વેષી, મુજ દ્વેષી પણ તેવા. ૩૭.
મદિરા માંસતણા અહારી, વળી બહિરમુખ તેહ;
કરે કૃશી વળી કર્મ વિદારે, હસ ગૃહી અંતની દેહ. ૩૮.
તેમાંનો દ્વિજ તે પણ હતો, નામ સુશરમા જેહ;
બદરકૂટ કહેવાય ક્ષેત્રમાં, ગયો એકદા તેહ. ૩૯.
સરપે ડંસ કરયો ત્યાં તેને, તતક્ષણ પામ્યો મર્ણ.

તે મહીશુર મુક્તી કેમ પામે, ભજ્યા ન અશરણશર્ણ. ૪૦.
જમકિંકર તેને ગ્રહી આવ્યા, દેતા દુઃખ અપાર;
નાંખ્યો નર્ક વિસે જઇ તેહેને, કષ્ટજ પારાવાર. ૪૧.
અતી યાતના ભોગવિ પામ્યો, બળદ તણો તે દેહ;
એક પાંગળે મુગ્રે લીધો, વાહન કરવા તેહ. ૪૨.
તે ઉપર આરૂઢ થઇને, ભિક્ષા કરવા જાય;
ભુવન ભુવન હાટે હાટે ફરતા, દીન સકળ પલાય. ૪૩.
અનેક ફંદ કરે રહી ઉપર, કુદી કરે તન ચુર્ણ;
લોક રીજાવે પણ તે વૃષભનું, પેટ ભરે નહિં પુર્ણ. ૪૪.
એમ ઘણા દિન ભુક્તિ વિટંબણા, બળદ થયો બળહીણ;
એક અહર મુરછાવશ થઇને, પડચો ધરણિ મુખ ક્ષીણ. ૪૫.
તદપિ મર્ણ થયું નહિં ત્હેનું, જીવ્યાનું પણ ફોક;
ઘણિકવાર પગ પૃથ્વિ પછાડચા, જોવા મળિયા લોક. ૪૬.
કોએક બોલ્યું દુકૃત એનું, દેછે એને દુઃખ;
કિંચિત કિંચિત દો સહુ સુકૃત, સદ્યજ થાશે સુખ. ૪૭.
તેહ સમે ત્યાં અગુ અગુ સુકૃત, અરપ્યું સરવે જન;
તદપી તેહ વૃષભતણો જીવ, ગયો નહીં મુકી તન. ૪૮.
તેહ સમય એક ગણિકા આવી, બળદ પડચો જ્યાં ધર્ણ;
તેણે નિજ સુકૃત સહુ અરપ્યું, તતક્ષણ પામ્યો મર્ણ. ૪૯.
વળિ તે કાળે યમકિંકર, આવીને તેને વળગ્યા,
વિષ્ણુદુત આવ્યા એવામાં, તતક્ષણ કીધા અળગા. ૫૦.
ત્યાર પછી તેને અવતાર્યો, ઉત્તમ દ્વિજને ઘેર;
જાતીસ્મરપણું સાંપડિયું, વળિ તે ગણિકાની મ્હેર. ૫૧.
પછી તે બાળક સહુકોને, ફરે પુછતો એહ;
એ ગણિકા શું પુણ્ય સમરાયું, કહો મુને કોઇ તેહ. ૫૨.
પુછતાં એમ શુક એક મળિયો, તેને પુછી વાત;
ગણિકા પુણ્ય કર્યું શું ભાખો, પુછું સુત શરતાત. ૫૩.
તે શુક પણ જાતીસ્મર હુતો, વાડવસું કરિ વાણી;
સાંભળિયે દ્વિજ કહું એક હું, પુર્વ કથાય વખાણી. ૫૪.
હું પણ પુર્વે બ્રાહ્મણ હુતો, પંડિત વડો વિવાદી;
વાદે બહુ વિદ્વજ્જન જીત્યા, વિવાદનો હું સ્વાદી. ૫૫.
વળિ વિષ્ણુનો દ્રૂશી હુતો, તેથી નરકે પડિયો;
અતી દુઃખ ભુક્તીનું ત્યાંથી, શુકજાતી અવતરીયો. ૫૬

પછે મુને એક દ્વીજજન મંદીર, રાખ્યો પંજરમાંહે;
તેના સુત અધ્યાય આદી ગીતા, ભણતો નિત્યે ત્યાંહે. ૫૭.
તેનું શ્રવણ કર્યું ત્યાં મુજને, આવડિયો એકજ શ્લોક;
તદનંતર હું ચડીમારકર, ચડિયો ત્યાં દુઃખ થોક. ૫૮.
તેણીએ ગણિકા ગેર વેચ્યો, ત્યાં હું રહેતો સુખે;
નિત્યે એહ અભ્યાસ શિખેલો, શ્લોક ગોખતો મુખે. ૫૯.
તે ગુણિકાને શ્રવણે શબ્દ પડે, પણ મહાત્મ નવ જાણે;
દેખા દેખી પુન્ય સમર્પ્યું, સહુ નિજનું તે ટાણે. ૬૦.
તે પુન્યે સહુ પાતિક પ્રજળ્યું, વૃષભવપુ છુટ્યું ભ્રાત;
જ્ઞાનવિના પણ વ્યર્થ જાય ક્યેમ, ગીતાજી સાક્ષાત. ૬૧.
તે પુન્યે તું ઉત્તમ બ્રાહ્મણકેરો, પામ્યો દેહ;
તે અધ્યાય મુને સંભળાવે, બોલ્યો બાળક તેહ. ૬૨.
અતિ આતુર અવલોકી કીરે, ભાવસહિત તે ભાખ્યો;
તે બ્રાહ્મણ ને ગણિકા બંધે, શ્રોતા થઈ રસ ચાખ્યો. ૬૩.
હરિજન સહિત વિમાન આવિયું, તેહ સમય તે ઠામ;
ગુણિકા શુક સુરારમા બેશી, પોંતા વઇકુંઠ ધામ. ૬૪.
પદ્મ પુરાણે પ્રથમાધ્યાયે, એ ગીતા મહાત્મ;
દયો કહે કમળાને શ્રવણ, કરાવ્યું શ્રી પરમાત્મ. ૬૫.
પુર્વાધ્યાય થયો સંપુરણ, શ્રીશંકર બોલ્યા વાણી;
ઉત્તમ કથા ઉમા સાંભળિને, અંતઃકરણે આણી. ૬૬.

ઇતિશ્રી પદ્મપુરાણે ગીતામહાત્મે શ્રી નારાયણ લક્ષ્મી સંવા
પ્રથમોધ્યાયઃ ॥

---

( રાગ-અસાવરી. )

શ્રી મહાદેવો વાચ.—

શિવજી કહે સાંભળરે સતી, કહું અધ્યાય અપરતી ગતી,
મહાત્મ સુણ્યું પ્રથમાધ્યાયનું, રમા થયા રોમાંચિત તનું. ૧.
પ્રાણપતી શું બોલ્યાં ફરી, અપરાધ્યાય મહાત્મ કહો હરી;
તદા ઉચર્યા સુંદરશ્યામ, સાંભળરે શ્યામા સુખધામ. ૨.
એક દેવશરમા દ્વીજ નામ, પુર પુરંદર તેનો ઠામ;
તેહ ચૌદ વિદ્યાનો જાણ, ધર્મ આચરે વેદ પ્રમાણ. ૩.

તે મહીશુર મુક્તી કેમ પામે, ભજ્યા ન અશરણશર્ણ. ૪૦.
જમકિંકર તેને અહી આહયા, દેતા દુઃખ અપાર;
નાંખ્યો નર્ક વિસે જઇ તેહને, કષ્ટજ પારાવાર. ૪૧.
અતી યાતના ભોગવિ પામ્યો, બળદ તણો તે દેહ;
એક પાંગળે મુગ્ને લીધો, વાહન કરવા તેહ. ૪૨.
તે ઉપર આરૂઢ થઇને, ભિક્ષા કરવા જાય;
ભુવન ભુવન હાટે હાટે ફરતા, દીન સકળ પલાય. ૪૩.
અનેક ફંદ કરે રહી ઉપર, કુદી કરે તન ચુર્ણ;
લોક રીજાવે પણ તે વૃષભનું, પેટ ભરે નહિ પુર્ણ. ૪૪.
એમ ઘણા દિન ભુક્તિ વિંટંબણા, બળદ થયો બળહીણ;
એક અહર મુરછાવશ થઇને, પડચો ધરણિ મુખ ક્ષીણ. ૪૫.
તદપિ મર્ણ થયું નહિં ત્હેનું, જીવ્યાનું પણ ફોક ;
ધણિકવાર પગ પૃથિવ પછાડચા, જોવા મળિયા લોક. ૪૬.
કાએક બોલ્યું દુકૃત એનું, દેછે એને દુઃખ ;
કિંચિત કિંચિત દો સહુ સુકૃત, સદ્યજ થાશે સુખ. ૪૭.
તેહ સમે ત્યાં અણુ અણુ સુકૃત, અરપ્યું સરવે જન ;
તદપી તેહ વૃષભતણો જીવ, ગયો નહીં મુકી તંન. ૪૮.
તેહ સમય એક ગણિકા આવી, બળદ પડચો જ્યાં ધર્ણ ;
તણે નિજ સુકૃત સહુ અરપ્યું, તતક્ષણ પામ્યો મર્ણ. ૪૯.
વળિ તે કાળે યમકિંકર, આવીને તેને વળગ્યા ,
વિષ્ણુદુત આવ્યા એવામાં, તતક્ષણ કીધા અળગા. ૫૦.
ત્યાર પછી તેને અવતાર્યો, ઉત્તમ દ્વિજને ઘેર ;
જાતીસ્મરપણું સાંપડિયું, વળિ તે ગણિકાની મ્હેર. ૫૧.
પછી તે બાળક સહુકોને, ફરે પુછતો એહ ;
એ ગણિકા શું પુણ્ય સમરાયું, કહો મુને કોઇ તેહ. ૫૨.
પુછતાં એમ શુક એક મળિયો, તેને પુછી વાત ;
ગુણિકા પુણ્ય કર્યું શું ભાખો, પુછું સુત શરતાત. ૫૩.
તે શુક પણ જાતીસ્મર હુતો, વાડવસું કરિ વાણી ;
સાંભળિયે દ્વિજ કહું એક હું, પુર્વ કથાય વખાણી. ૫૪.
હું પણ પુર્વે બ્રાહ્મણ હુતો, પંડિત વડો વિવાદી ;
વાદે બહુ વિદ્વજ્જન જીત્યા, વિવાદનો હું સ્વાદી. ૫૫.
વળિ વિષ્ણુનો દ્વેશી હુતો, તેથી નરકે પડિયો ;
અતી દુઃખ ભુક્તીનું ત્યાંથી, શુકજાતી અવતરીયો. ૫૬

પછે મુને એક બ્રીજ્જન મંદીર, રાખ્યો પંજરમાંહે;
તેના સુત અધ્યાય આદી ગીતા, ભણતો નિત્યે ત્યાંહે. ૫૭.
તેનું શ્રવણ કર્યું ત્યાં મુજને, આવડિયો એકજ શ્લોક,
તદનંતર હું ચંડીમારકર, ચડિયો ત્યાં દુઃખ થોક. ૫૮.
તેણીએ ગણિકા ગેર વેચ્યો, ત્યાં હું રેહેતો સુખે;
નિત્યે એહ અભ્યાસ રિખેલો, શ્લોક ગોખતો મુખે. ૫૯.
તે ગુણિકાને શ્રવણે શબ્દ પડે, પણ મહાત્મ નવ જાણે;
દેખા દેખી પુન્ય સમર્પ્યું, સહુ નિજનું તે ટાણે. ૬૦.
તે પુન્યે સહુ પાતિક પ્રજળ્યું, વૃષભવપુ છુટ્યું ભ્રાત;
જ્ઞાનવિના પણ વ્યર્થ જાય ક્યેમ, ગીતાજી સાક્ષાત. ૬૧.
તે પુન્યે તું ઉત્તમ બ્રાહ્મણકેરો, પામ્યો દેહ;
તે અધ્યાય મુને સંભળાવે, બોલ્યો બાળક તેહ. ૬૨.
અતિ આતુર અવલોકી કીરે, ભાવસહિત તે ભાખ્યો;
તે બ્રાહ્મણ ને ગણિકા બંધે, શ્રોતા થઈ રસ ચાખ્યો. ૬૩.
હરિજન સહિત વિમાન આવિયું, તેહ સમય તે ઠામ;
ગુણિકા શુક સુશરમા બેશી, પોતા વઇકુંઠ ધામ. ૬૪.
પદ્મ પુરાણે પ્રથમાધ્યાયે, એ ગીતા મહાત્મ;
દયો કહે કમળાને શ્રવણ, કરાવ્યું શ્રી પરમાત્મ. ૬૫.
પુર્નાધ્યાય થયો સંપુરણ, શ્રીશંકર બોલ્યા વાણી;
ઉત્તમ કથા ઉમા સાંભળિને, અતઃકરણે આણી. ૬૬.

ઇતિશ્રી પદ્મપુરાણે ગીતામહાત્મે શ્રી નારાયણ લક્ષ્મી સંવાદે પ્રથમોધ્યાય : ॥

---

( રાગ-અસાવરી. )

શ્રી મહાદેવો વાચ.—

શિવજી કહે સાંભળરે સતી, કહું અધ્યાય અપરની ગતી,
મહાત્મ સુણ્યું પ્રથમાધ્યાયનું, રમા થયા રોમાંચિત તનું. ૧.
પ્રાણપતીશું બોલ્યાં ફરી, અપરાધ્યાય મહાત્મ કહો હરી;
તદા ઉચર્યા સુંદરશ્યામ, સાંભળરે શ્યામા સુખધામ. ૨.
એક દેવશરમા બ્રીજ નામ, પુર પુરંદર તેનો ગામ;
તેહ વેદ વિદ્યાનો જાણ, ધર્મ આચરે વેદ પ્રમાણ. ૩.

જો અતીત આવે કો દ્વાર, આદર સેવા કરે અપાર;
પુણ્યશીલ નહિં અસત અલાપ, પણ ઉરમાં રહેનો પરિતાપ. ૪.
સરવે મોહોટા જનને નમે, પણ અંતરનો તાપ ન સમે;
મહદમુનીને આશ્રમ જાય, સેવા કરે નમે ગુણ ગાય. ૫.
તે મધ્યે એક એવો રૂખી, બ્રહ્માનંદવિષે જે સુખી;
સુશીલ રૂડા માની ધર્મ, સરવે રહિત થયો છે કર્મ. ૬.
કરમ કહ્યાં છે જેહ સમગ્ર, તે તે રેતી નાશાની અગ્ર;
પછે દેવશરમા મન ધરી, તે બ્રાહ્મણની પુજા કરી. ૭.
કરિ પ્રણામને ઊભો રહ્યો, તુષ્ટમાન તે બ્રાહ્મણ થયો;
પુછયું શી ચિંતા છે તુને, પ્રગટ પુકારી કહે તે મુને. ૮.
કહે દેવશરમા હે રૂખી, ઉર પરિતાપે હું બહુ દુખી;
સાંગ ભણ્યો છઉ ચારે વેદ, સકળ શાસ્ત્રના જાણું ભેદ. ૯.
ભણિયો અષ્ટાદશ પુરાણ, વિદ્યા ચોદેમાંહિ સુજાણ;
કરતો નથી કશું હું પાપ, તદપી સમે ન ઉર પરિતાપ. ૧૦.
એવી વાત સુણી તેતણી, મન વિચાર કીધો મુનિમણી;
પછે કહ્યું હે દ્વીજ સુણ સાર, નગ્ર એક નામે શોપાર. ૧૧.
અજાપાળ એક રહે છે ત્યાંહિ, અજા ચરાવે દિન વનમાંહે;
મિત્રવાન છે તેનું નામ, અજા પાળવા કેરૂ કામ. ૧૨.
જા દ્વિજ તું તે રહે છે જ્યાંહે, અર્થ તાહરો સરસે ત્યાંહે;
મિત્રવાન તે ડાહ્યો ઘણું, સમાધાન કરશે તુજતણું. ૧૩.
સુણી એમ કાંઇ સુખીયો થયો, તહાં દેવશરમા દ્વિજ ગયો;
ઉત્તર દીશછે વનપુર થકી, મિત્રવાન ત્યાં છે થઇ વકી. ૧૪.
બ્રાહ્મણ ચાલ્યો તે વન ગયો, અરણ્યમાં જઈ ઉભો રહ્યો;
અદભુત શોભા દીઠી ત્યાંહ, ખટ રૂતુ કુસમીત ફળ જ્યાંહ. ૧૫.
ભમરવૃંદ બહુ ભમતા ફરે, પુષ્પગુચ્છ ઉપર જઈ ઠરે;
નવપલ્લવ તરૂ શોભે ઘણાં, આનંદમય વન નહિં કશિ મણા. ૧૬.
શાર્દુલ ધેનુ ચરે એક ઠામ, ન મળે વૈરતણું ત્યાં નામ;
નિરખી વન પામ્યો હુલ્લાશ, મિત્રવાન દીઠા એક પાસ. ૧૭.
તેપાસે તે બ્રાહ્મણ ગયો, દરશણ કરતાં સુખિયો થયો;
કરિ પુજન કીધું પરણામ, કર જોડી ઉભો તે ઠામ. ૧૮.
મિત્રવાન પણ છે ગુણવાન, કીધું દ્વિજ આદર સનમાન;
વચન ઊચર્યો અતી સુખદાય, કહો કૃપા કરિને મુનિરાય. ૧૯.
મુનિ કહે કારણ સુણિયે આપ, અખંડ મુજ અંતર પરિતાપ;

કોઇ પ્રકારે તે નવ સમે, તે તે ક્યમ કારણ કહો તમે. ૨૦
મિત્રવાન સુણિ વાણી વદે, વરજો મુની કહું તે રૂદે;
પુરવ તણો કહુ છું ઇતિહાસ, જેથી ભાગે મનનો ત્રાસ. ૨૧
પ્રતિષ્ટાનપુર નામ અનુપ, નામ ત્રિવિક્રમ ત્યાંનો ભુપ;
તે પુરમાં એક દ્વીજનું ધામ, દુરદમ તે બ્રાહ્મણનું નામ. ૨૨
તે સહુ દાન પ્રતિગ્રહ કરે, ઊદર એજ ઉદ્યમથી ભરે;
અભ્યાગત સહુ જાય નિરાસ, નવ આપે કોને એક ગ્રાસ. ૨૩
પછે તેહ મૃત્યુ વશ થયો, યમ કિંકરને હાથે ગયો;
નરક દુઃખ ભોગવ્યું અપાર, પછે બહિરમુખ દ્વિજ અવતાર. ૨૪
તરુણાવસ્થા થઈ જે વારે, અસ્ત્રી આવી માંડયો સંસાર;
તે બ્રાહ્મણ ભિક્ષાને જાય, તવ અસ્ત્રી ચાલે અન્યાય. ૨૫
થઇ અતીશે વિભીચારણી, નિત્ય નવલ નર આરત ઘણી;
એક દિવસ મળિયો ચંડાળ, તેથી રમણ કરયું તતકાળ. ૨૬
તેહેનો ગર્ભ રહ્યો તે વાર, પછે પુત્રી પ્રસવી તે દ્વાર;
કહુ મહિમા તે પુત્રી તણો, તેને એક વળગ્યો ડાકણો. ૨૭
તેહ થકી તે ડાકણ થઇ, વાઘરી ખાધો તેણે જઇ;
અંતે વાઘરી અવતરયો વાઘ, વેર લેશ મન રાખ્યો ડાઘ. ૨૮
વળતી ડાકણ પણ ગઇ મરી, તે બકરી થઇને અવતરી;
તે આવી મુજ બકરામાંય, સહુમાં ચરતી હુતી ત્યાંય. ૨૯
પેલો વ્યાઘ્ર આવ્યો તે ઠામ, વેર આપણું લેવા કામ;
આવે છે હણવા જેટલે, અજા પલાયણ કરયું તેટલે. ૩૦
આવી તે વનમાં મુજ પાસ, તદા શારદુલ થયો નિરાશ;
આવ્યો દોડયો રીસે ભરયો, શાંત થઈ આ વનમાં ઠરયો. ૩૧
કરે દ્રષ્ટી બકરીની ભણી, સમ્યુ વેર કેમ જાયે હણી;
તદા અજા બોલી તે ઠાર, વ્હેલો થા અહ્યા મુજને માર. ૩૨
તેહ સમે ત્યાં બોલ્યો વાઘ, મારા મનનો છુટયો ડાઘ;
ક્ષુધા તૃષાદીક વેર સમસ્ત, આ વન આવે પામ્યું અસ્ત. ૩૩
અજા કહે પુછું છું તુને, વેર ગયું કેમ કહે તું મુને;
શાર્દુલ કહે હું લહેતો નથી, પુછો કોઇને જો કહે કથી. ૩૪
ઉભય મળી આવ્યા મુજ કને, વેર ટળ્યું ક્યેમ પુછયું મને;
મેં પણ ભાખ્યું હું નવ લહું, જો જાણું તો કેમ ન કહું. ૩૫
આ વનમાં સહુ રહે સ્નેહસું, પણ પ્રીછું નહિં કારણ કસું;
ત્રણે મળીને કરયો વિચાર, પુછો કોહેને મળશે પાર. ૩૬

એક હતો વાનર અધિપતી, તેને પુછી એની ગતી;
કહો કપીશ હમને નેહસુ, વૈર નિવર્ત્યું કારણ કશું. ૩૭.
કપીશ કહે સાંભળજો તમો, તેનું કારણ કહું છું અમો;
પુર્વે એક વિપ્ર અભિરામ, હતું સુકર્મા તેનું નામ. ૩૮.
ત્ર્યંબકમાં તે કહેતો હતો, મહાદેવ નિત્યે પુજતો;
જળ પુષ્પાદીક રૂડી રીત, વિધિયે પુજન કરતો નીત. ૩૯
તે મુનીનું સ્થળ હતું જ્યાંહ; અતીત કો એક આવ્યો ત્યાંહ;
નિરમળ હ્રદય સુકરમા તણું, અરચન પુજન કીધું ઘણું. ૪૦
કંદ મુળ ફળ જે નિરદોશ; અરપ્યાં તે પામ્યો સંતોશ;
મહાપુરૂશ હતો સાક્ષાત; તેણે દ્વિજને પુછી વાત. ૪૧
હે બ્રાહ્મણ તુ એ શું કરે; કહે પુજન કોનુ આચરે;
કરે સર્વ એ સમજી કરી; કે દેખાદેખી કે ખરી. ૪૨
તદા કહ્યું તે દ્વિજ તો ખરૂં, સરવ કરે ત્યમ હું પણ કરૂં;
ત્યારે બોલ્યા યોગીરાય, સુણ બ્રાહ્મણ એણે શું થાય ? ૪૩.
અપર અનંત કરેશ ઊપાય, પરમ શ્રેય કોથી નવ થાય;
તદા સુકરમા કહે શું કરૂં, તમે કહો તે કૃતિ આચરૂં. ૪૪
મહાપુરૂશ કહે સાંભળ ભ્રાત, તહારાં ભદ્ર તણી કહું વાત;
દ્વિતિયોધ્યાયજ ગીતા તણો, પુરણ ભાવ ધરીને ભણો. ૪૫
સુણિ યોગીશું બોલ્યો રૂખી, તમો મુને તે આપો લખી;
યોગ્ય પત્ર કજ્જલ તો કહાં, સુંદર શીળા હુતી એક ત્યાં. ૪૬.
તેહેની ઊપર યોગીરાય, લખિ આપ્યો દ્વિતિયો અધ્યાય;
કહ્યું પછે ના મુકીશ કદા, ભણી પાઠ કરજે તું સદા. ૪૭
એટલેથી હરીપદ પામેશ, એમ કહી ચાલ્યો યોગેશ;
પછે સુકર્મા તે અધ્યાય, ભણ્યો પાઠ નિત કરતો જાય. ૪
ભણતો ભણતો વનમાં ફરે, વનદ્રુમ શબ્દ શ્રવણ તે કરે;
તેથી સહુ આનંદી થયાં, સુંદર રૂપ અતિ શોભિયાં. ૪૯
તેહ ક્ષેત્ર તે છે આ કહું, મિત્રજ્ઞાન તેહું જ્યાં રહું;
આ અંબની મહિમા છે ઘણો, તે પ્રતાપ તે શબ્દજ તણો. ૫૦
તે અક્ષરને સ્પરશી કરી, વાયુ પોહોતો વેગજ ધરી;
ત્યાં લગી વનભુમી જેટલી, છે વઈકુંઠસમી તેટલી. ૫૧
નહિં માંહોમાં કેને વેર, તે શુકરમા દ્વિજની મ્હેર;
વૈર નિવર્ત્યું આ બેહનું, હેતુ મેં ભાખ્યું તેહનું. ૫૨
તદા ઉચરસ્યા ચારે જણા, વિનય વચન કરજોડી ઘણા;

તે અધ્યાય અમોને કહો, પાપ તાપ સરવેના દહો. ૫૩
એ કહીને ભાખ્યો હરિરાય, ગીતાનો બીજો અધ્યાય;
શ્રદ્ધાથી સુણિયો ચોજણે, વિમાન ત્રણ આવ્યાં તતક્ષણે. ૫૪
અજા શાર્દુલ ને મિત્રવાન, ત્રણે બેઠા ચડી વિમાન;
કપીશ સુકરમા કર્યો પ્રણામ, તે ત્રણ પોતાં વૈકુંઠ ધામ. ૫૫
પછે દેવશરમા દ્વિજ જેહ, ભણિ અધ્યાય ગયો ઘર તેહ;
હરિમંદિર એક કીધું સાર, આનંદ ઉરમાં ઉદય અપાર. ૫૬
મંજુલ રચના રચી અનુપ, પધરાવ્યું શ્રીકૃષ્ણ સ્વરૂપ;
દિક્ષા લીધી શુભ વૈષ્ણવી, સુભાગ્ય રેખા પ્રગટજ હવી. ૫૭
તિલકસું મુદ્રા માળા ધરે, હરિસ્વરૂપની સેવા કરે;
નિત્યે મંદિર સનમુખ રહી, કર જોડી અતિ પ્રેમે સહી. ૫૮
ગીતાનો દ્વિતિયો અધ્યાય, ગદગદ કંઠે ભણતો જાય;
એમ કરતાં સુણ કહું તુને, તે બ્રાહ્મણ પણ પામ્યો મુનેશ. ૫૯
વૃક્ષ સકળ તે વનમાં જેહ, સંસારમાં વર્તુ છે તેહ;
હે ઉમિયા તે સઘળાં વૃક્ષ, શ્રીને હરિ દાખ્યા પ્રત્યક્ષ. ૬૦
પદ્મપુરાણ વિશે મહિમાય, સંપુરણ બીજો અધ્યાય;
ગાયો દયે ગુરૂની દયા, શ્રી ગીતાજી કરજો મયા. ૬૧
ઇતિશ્રી પદ્મપુરાણે ગીતામહાત્મે શ્રી નારાયણ લક્ષ્મી સંવાદે
દ્વિતિયોધ્યાય: ॥

---

શ્રી મહાદેવોવાચ.

મહાદેવ કહે સુણ શૈલતનયા, તૃતીયનો મહિમાય;
જેમ પુછતાં પદમા લક્ષ્મી, ને કહ્યો કેશવરાય. ૧
દ્વિજ એક નારકી ચંપક, જડકરમ એવું નામ;
તે વણિજ કેરૂં કર્મ કરતો, અનાચારનું ધામ. ૨
મુખથી બહિર્મુખ મદ્યપાની, કરે અભક્ષ્યાભક્ષ;
વ્યભિચાર આદિ અધર્મ અતી, મની પાપરૂપ પ્રત્યક્ષ. ૩
દ્વિજ પશુ મૃગયા પણ રમે, પશુ જીવ મારે પુષ્ટ;
તે તણું પણ ભક્ષણ કરે, રતિપાપ કરમા દુષ્ટ. ૪
એમ કેટલું બહુ ભરથી રહ્યો, આગરી ગય અધર્મ;

પંઠી થયો ઠાલો તદા, માંડ્યું ચોરકેરૂં કર્મ. ૫.
એકદા એક બ્રાહ્મણે કરે, હતું ઉપાર્જ્યું વીત;
સંગ્રહ કરી રાખ્યું હતું, શુભ યજ્ઞકાર્ય નિમીત. ૬
તે ચોર કરમે લાવિયો, સહુ દ્રવ્ય હતું અત્ય;
લઇને ગયો વેપાર અરથે, દિશા ઊત્તર પ્રત્ય. ૭.
જઇ ચમર ચારૂ વોહોરિયાં, વળિ અવર અદ્‌ભુત માલ;
બહુ શકટ ભરિને ફર્યો પાછો, થાશે જાણ્યું ન્યાલ. ૮.
તે લુંટવા ઠગ થયા પુંઠળ, મળ્યા આવી વાટે;
સહુ વાતથી ચોકસ ઘણો, તસ્કર ન ફાવે માટે. ૯.
કહુ લાગનો પામ્યા નહિ, ઠગ રચી યુક્તિ અનેક;
પછે એમ કરતાં આવીયું, પુર રહ્યું જોજન એક. ૧૦
ત્યાં તે સમયે થઈ નીરા થાક્યા, સકટ વૃષભ અપાર;.
ત્યાં દ્રુમ તળે વાસો રહ્યા, નિંદ્રા થઇ તેવાર. ૧૧.
ગઈ મધ્યરાત્રિ તે સમે, સહુ ઠગ થયા હુંશિયાર;
સહુ સકટ ઘેર્યાં કર્યો સહુને, શસ્ત્રકેરો પ્રહાર. ૧૨.
ભયભીત થઇ નાશી ગયા, સહુ હતા સેવક જેહ;
નવ પળાયો લોભે કરી, જડકરમ નામા તેહ. ૧૩.
તાંહાં ઠગે મસ્તક છેદીયું, ડાટીઓ તેણે ઠામ;
તેહ માલ ગ્રહી ગયા, ઠગ પ્હોંચિયા નિજ ગામ. ૧૪
જડકરમ દ્વિજ માલ લેવા, ગયો જેણે કાળ;
તે સમય મુંકી ગયો હતો, લઘુ વય એક બાળ. ૧૫.
તે થયો મોટો સુશીલ શાણો, વડો વઇષ્ણવ જન;
નિત કરે સેવા શ્રી હરિની, અચળ જેહનું મન. ૧૬.
તેણે પિતાની શોધ માંડી, પુછે સહુને વાત;
કોણે કહ્યું વ્યાપારને, હાંથી ગયો તુજ તાત. ૧૭.
બહુ માલ ગ્રહિ આવ્યો નિકટ, હાંથકી જોજન એક;
પછી કોણ જાણે શું થયું? જે શોધ ન મળી છેક. ૧૮.
તે સાંભળી સુત સમજિયો, જે મૃત્યુ પામ્યો તાત;
ધન લોભથી ફક્ત એ મરાયો, મન ઊતરી એ વાત. ૧૯.
એક સાથ જાતો હતો, કાશીક્ષેત્ર કહાવે જાંહે;
નિજ જનકના ઊદ્ધાર અર્થે, આપ ચાલ્યો તાંહે. ૨૦.
નિજ નગર મુંકી ચાલતો, દિન વીતિયો યુગયામ;
તે મજલ પ્હેલી જે રહ્યા, સહુ દ્વીજ હણ્યો જે ઠામ. ૨૧.

જે વૃક્ષ હેઠળ ડાટિયો, જડકરમ બ્રાહ્મણ જ્યાંહ;
તે તણો સુત દૈવયોગથી, ઠામ પામ્યો ત્યાંહ. ૨૨.
તે સ્થળે બેશી કરી સંધ્યા, પોતાનું જે કર્મ;
વળી પાઠ ગીતા તૃતીય, અધ્યાયનો કીધો પર્મ. ૨૩
માંહ્ય પ્રેત ગતિ પામ્યો હતો, જડકર્મ સુતનો તાત;
નભ પંથમાં ભમતો હતો, દુખ ભુક્ત તો બહુ ભાત. ૨૪.
અધ્યાય ત્રીજો પાઠ કરતાં, થઈ અદભુત વાત;
તત સમય એક ભડકો થયો, વ્યોમમાં આકસ્માત. ૨૫.
આકાશથી આવી પડ્યો, તે પ્રેત પુત્રની પાસ;
તે દેખીને અતી પામીયો, બાળકો મનમાં ત્રાસ. ૨૬.
સહુ લોક વિસ્મે થયા જોતાં, આવીયું જ વિમાન;
માંહિ બેસાડ્યો વિપ્રગણ, જડકર્મ કરી સનમાન. ૨૭.
જાતી સમય તે પુછ્યું પુત્રે, કોણ છો કહો વાત;
તે વાર બોલ્યો તનયસું, વૈમાન બેશી તાત. ૨૮.
હે પુત્ર તુજને ધન્ય છે, વૈષ્ણવ શિરોમણી સાર;
તેં ગીતાનો અધ્યાય તૃતિયો, ભણ્યો જેણીવાર. ૨૯.
મેં સાંભળ્યો તે થકી હું, ઉદ્ધાર પામ્યો અબ;
હે તાત તુજવીન કોણ મુજને, દે પરમ ગતિ સબ. ૩૦.
તું કાશી જઈ શું કરિશ, હે સુત જાની પાછો ધામ;
તું છે શુચી છે કૃતારથ, તો રડવડ શું કામ. ૩૧.
તું થયો વૈષ્ણવ ભણ્યો ગીતા, કશું હાવાં ન્યુન;
તુજ દરશને બહુ પ્રેત તરિયા, પ્રગટ એ તુજ પુન્ય. ૩૨.
મેં જંત ભક્ષ્યા જેટલા, તે સર્વ હુતા પ્રેત;
તુજ પ્રતાપે પદ પર્મ ચાલ્યા, સકળ હું જ સમેત. ૩૩.
હે પુત્ર હું એક કાર્ય કહું, તે કરો જઈને ઘેર;
સહુ કુટુંબી દુર્ગતી પામ્યાં, તેની કરજો પેર. ૩૪.
એક હું થકી અતિ દુષ્ટ હુતો, ભ્રાત મારો જેહ;
સહુ કુટુંબી મુજ સંઘાતો, દુર્ગતી પામ્યા તેહ. ૩૫.
એ નિમિત એક પાઠ કરજે, ગીતાનો અધ્યાય;
તે થકી સદગતિ થશે સહુની, એવો છે મહિમાય. ૩૬.
સુણિ એમ તે સુત સદન જઈ, પછી કર્યો તેજ પ્રકાર;
હરિ સેવાથી બેઠો રહ્યો, સનમુખ ઊભો સાર. ૩૭.
ત્યાં પાઠ કીધો તૃતીય, અધ્યાયનો જેણી વાર;

નિજ કુટુંબી કાકા સહિતનો, થયાને નિસ્તાર. ૩૮.
તે સમય ગરૂડારૂઢ, ગરૂડારૂઢ થઇ પ્રત્યક્ષ;
યમપુરી નિકટે આવીને, ઊભા રહ્યા અંતરિક્ષ. ૩૯.
ત્યાં રહી નિજજન પ્રેરિયા, અજ્ઞાન આપી એહ;
જડકર્મ દ્વીજનાં કુટુંબી સહ, ભ્રાત હોયે જેહ. ૪૦.
તે સર્વ કાઢ્યા નરકથી, શ્રી મુખે બોલ્યા વાણ;
તતકાળ મહાપદ મોકલ્યા, સહુ નમ્યા જોડી પાણ. ૪૧.
તે સમે રાજા ધર્મને, અજ ઉભય સ્તવ્યા નાથ;
પછિ ધરમ રાજા બોલિયા, કરી વિનય જોડી હાથ. ૪૨.
મહારાજ હું નિરદય ઘણો, બહુ જીવને દેઉં કષ્ટ;
એવું સુણીને ઓચર્યા, ભગવાન વાયક સ્પષ્ટ. ૪૩.
તુજ વડે હું નિશ્ચંત છઉં, સુણ રાયંમનીના ભુપ;
નિશ્ચે કરીને જાણજે, તું બીજું માહારૂં રૂપ. ૪૪.
તું ડંડ દેઇને કરે છે, અનુગ્રહ સહુ જીવ;
તો કોઇ કાળે પણ થઇ શુચી, તેહ પામે શીવ. ૪૫.
એવું કહી શ્રી પધાર્યા, સહુ ગયા નિજ ધામ;
જઇ શેષ ઊપર પોઢીયા, શ્રીરંગ શુંદર શ્યામ. ૪૬.
અધ્યાય તૃતીય થયો પુરણ, ગીતાનો માહમાય;
કહે દયો શીવ શક્તિ કહ્યો, જેમ રમા જદુરાય. ૪૭
ઇતિશ્રી પદ્મપુરાણે ગીતા મહાત્મે શ્રી નારાયણ લક્ષ્મી સંવાદે તૃતિયોધ્યાય : ॥

---

## શ્રી મહાદેવોવાચ.—

શંકર કહે સાંભળ ગિરિતનયા, પદ્મપુરાણ કથાય;
કૃષ્ણે કહ્યો કમળા ચતુરથ, અધ્યાયતણો મહિમાય. ૧.
શ્રી મહાલક્ષ્મી કર જોડીને, બોલ્યાં સુણીયે સ્વામી;
ચોથા અધ્યાયનો કહો મહિમા, મારા અંતરજામી. ૨.
એવું વચન સુણી રમાનું, શ્રીહરિ બોલ્યા વાણી;
કાશીમાં એક બ્રાહ્મણ હતો, ભર્ત્તનામ સુણ રાણી. ૩.
યુક્તાતમા તે એક દિવસ, તીરથ કરવાને સારૂ;
પુર બહાર નીસરિયો, આવ્યો, વંન હતું જયાં ચારૂ. ૪.

તે વનમાં બદ્રીનાં વૃક્ષ, હતાં એ પાસપાસે;
છાયા ઘુમટ તે યુગ તરૂની, દીઠી ભગવતદાસે. ૫.
તેહ તળે આતપ અતિ જાણી, સુતો તે રૂશીરાય;
એક બદ્રીયડ કરી ઉશીસું, અન્ય અરાડી પાય. ૬.
કાંઇ એક અતી મધ્યાન સમયનો, ગાળીને પરીતાપ;
હરિનું ધ્યાન કરંતાં ત્યાંથી, આવિયો આશ્રમ આપ. ૭
તે બદ્રી બે પ્રાણ રહીત, તતક્ષણ થૈ પણ થૈ ધન્યા;
એક હતો ઉત્તમ દ્વિજ તે ઘર, ઉભય અવતરી કન્યા. ૮
તે બેઉ કન્યા સપ્ત સમ, સંવત્સરની થઇ જ્યાંહ;
બ્રાહ્મણ પેલો ભર્ત્ત બદ્રીછા, આવી નીસર્યો ત્યાંહ, ૯.
દરસણ કરતાં જાતીસ્મર થઈ, ફુલી અંતઃકરણે;
બન્ને જણિયે નમન કર્યું જઇ, તે બ્રાહ્મણને ચરણે. ૧૦
પુજન સ્તવન કરીને બોલી, સાંભળિએ મુનિરાય;
ઊત્તમ જનમ અમો પામી છઉં, આપતણી કરૂણાય. ૧૧
પુર્વ જન્મ બદ્રી બેઉ હુતી, અમો આપ તન સ્પર્સે;
દ્વીજપુત્રી થઇ વળી જાતીસ્મર, તેહ અધુના દર્સે. ૧૨.
એમ સુણીને ભરતે ભાખ્યું, હું તો કશું ના જાણું;
કહે કન્યા સુણિયે મુની પુરવ, નિજ વૃતાંત વખાણું. ૧૩.
ગોદાવરિ ગંગાને તીરે, સુતપા દ્વિજ એક નામ;
ક્ષીણ પાપ છે ઘાટ એક ત્યાં, તે કરતો વિશ્રામ. ૧૪.
સ્નાન કરેથી પાપ સમુળાં, જાય સકળ તે ઘાટે;
ક્ષીણ પાપ તે તીરથ કેરૂં, નામ હતું તે માટે. ૧૫.
ત્યાં રહી તે દ્વિજ તપ કરતો, બહુ શીતે રેહે જળમાંય;
ગ્રીષ્મકાળે પંચાનલ સેવે, વૃષા વસે વણ છાંય. ૧૬.
અવર વીધી વળી ઘણી ઘણી કરતો, પછિ થયો આત્મવિત તેહ;
દ્વંદ્વભાવથી રહિત સૃદ્ધ, નીપનો તે નિઃસંદેહ. ૧૭
તે પાસે બ્રહ્માએ આવી, ઘણી પ્રસંસા કીદ્ધી;
કામી જન બહુ સ્તુતી કરી થઇ, સઘળે વાત પ્રસીદ્ધી. ૧૮.
એવો જશ તે મુનીનો સાંભળી, સુરનાયક મન ત્રાસ્યું;
એ મારૂં ઇંદ્રાસન લેશે, એવું ચિતમાં ભાસ્યું. ૧૯
મદનોદીત સેનાસાથે ત્યાં, અમરપતી જઇ અડિયો;
ઘણું પ્રયત્ન કર્યું પણ તે રૂશી, તેહથકી નવ પડિયો. ૨૦
ત્યારે ઇંદ્રૂ ઉભય અપ્સરા, સુંદર છે સહુમાંય;

નેહને આજ્ઞા આપી છળજો, તમો વળી બેઉ હાંય. ૨૧
પોતે તો નિજલોક ગયો, જુગ સુંદરિને ત્યાં રાખી;
ને સુંદરિઓએ નિત મુનીને, મોહકળા બહુ દાખી. ૨૨
રૂપ મનુષનું ધાર્યું કો નવ, જાણે જે સુરનારી;
મુનીશું પ્રીતી કરવા માંડી, સ્ત્રી ચરિત્ર વિસ્તારી. ૨૩
નત્ય ગાન અતિ કુટિલ કટાક્ષે, જગત ચિત્રવત કીધું;
એક દિવસ નાચંતાં ઉરનું, અંબર અળગું લીધું. ૨૪
મદન ઉદય મુનિ મંન થયો, જ્યાં ચતુરાએ ચિત તાણ્યું;
પ્રાણાયેમ કરીને જોયું, ત્યારે નિસ્ચે જાણ્યું. ૨૫.
એતો ઇંદ્ર અપ્છરા દેખું, મુજને છળવા આવી;
કંટક રૂપ થઈ મુજ તપમાં, છળ નાહાના વિધ લાવી, ૨૬.
માટે જાઓ તમો બંન્ને જણી, કંટકતરૂ તન ધારો;
બદ્રીકેરાં વૃક્ષ થાઓ વન, શ્રાપ એટલો માહરો. ૨૭.
શ્રીગંગા ભાગીરથી તીરે, વારણશી પુરી પાસે;
તમો અવતરો સુણિ જુગ જુવતી, સુતપાશું કહે ત્રાસે. ૨૮.
વિનય જુક્ત જુગ કર જોડીને, શ્રાપ અનુગ્રહ માગ્યો;
દીન વચન સુણી દયા કરી, મુની મંન થકી મનુ ત્યાગ્યો. ૨૯
સુણ કાશીનો મોટો વઈષ્ણવ, એક બ્રાહ્મણ નામે ભર્થ;
તે પુરિયો બાહેર નિસરશે, તીરથ કરવા અર્થ. ૩૦.
ત્હેનાં તનનો સ્પર્શ થશે, ત્યાંહાં પાવન થાશો;
તેથી ઉત્તમ દેહ પામશો, પછિ વઇકુંઠ જાશો. ૩૧.
કાંજે તે શ્રી ગીતા કેરો, ચતુરથો અધ્યાય;
પાઠ કરેછે પ્રેમે તે, તમને થાશે સુખદાય. ૩૨.
તે અપ્સરા હમો બેઉ હુતી, બદ્રિતરૂ છે જયાંહ;
હે મુની તે મુનીન વચને નિજ, આવી પોહચ્યા ત્યાંહ. ૩૩
અંગ તમારૂં અડયું હમોને, શીશ એકને પાય;
તેહ પ્રભાવે ઉત્તમ યોની, પામ્યા છું રૂશીરાય. ૩૪
તન રોમાંચ થયું ત્યાં ભર્થનું, સુણી કંન્યા વાણી;
શ્રી ભગવદગીતા બળ મ્હોટું, અતિ દૃઢતા રતિ આણી. ૩૫.
તેહ સમય તે ચોથો મુનિએ, સંભળાવ્યો અધ્યાય;
થઈ કૃતારથ કંન્યા બંન્યો, ભાખ્યું શ્રી હરિરાય. ૩૬.
તેહ સમય ત્યાં મુજ પારશદ, વીમાન લઇને આવ્યા;
બંન્ને કંન્યાને બેસાડી, શ્રી વઇકુંઠ લાવ્યા. ૩૭.
અદ્યાપી ત્યાં વાસ અચળ છે, ભગવદી ભરથ પ્રતાપે;

તે પછે તે અગાગય ભાણુ, નિત્યે મુજ સેવે આણે. ૩૮.
વિશ્વેશ્વરને જઇ સંભળાવે, પ્રિય જાણી મુજ વાણી;
માહરા દ્વાદશ ભક્ત વિશેછે, મુખ્ય એમ મન આણી. ૩૯
જે મંત્રે અક્ષરા ઉધરી, આપ પરમ પદ પામ્યો;
જેકો જંમ ગીતા અવિલંબ્યો, તે સહુ દુખ અઘ વામ્યો. ૪૦
એહ કથા શ્રી કેશવે, કમળાને સંભળાવી જેમ;
ઇશે પણ ઉમિયાને અવાણુ, કરાવી સમજો તેમ. ૪૧
પદ્મપુરાણ વિશે તે વ્યાસે, સસ્કૃતે વિસ્તારી;
દયો કહે ગુરુ કૃપા સુગમ, પદબંધે વાણી માહારી. ૪૨
ઇતિશ્રી પદ્મપુરાણે શ્રી ગીતા મહાત્મ્યે શ્રી નારાયણ લક્ષ્મી સંવાદે
ચતુર્થો અધ્યાય : ॥

---

ઢાળ.

શ્રી મહાદેવોવાચ.

શીવજી કહે સુણ સતી વાણી, તુને શ્રદ્ધાળુ મેં જાણી;
શ્રી ગીતામહીમા મીઠો, લાગે પ્રતિદીન અતિસે દીઠો. ૧
માટે કહું પંચમ અધ્યાય, જેનો સુણ્યો અદભુત મહિમાય;
તે આતુર પુછ્યું અમળા, જેમ કાંતને પુછ્યું કમળા. ૨
ત્યારે ઉચરિયા પરમાત્મ, પંચમ અધ્યાયનું મહાત્મ;
એક મદ્રદેશ છે જ્યાંહ, પુર કચ્છનગ્ર તે માંહ; ૩.
ત્યાંહાં બ્રાહ્મણ પીલંગ નામ, ભણ્યો ચારે વેદ અભિરામ;
ભણ્યો અંગ તેનાં જે કહાવે, એહવા જે શિષ્ય ભણાવે. ૪
વળિ સંગીત શાસ્ત્રને ભણિયો, વાદ્ય માત્ર વગાડે અગ્રણિયો;
અતી સુંદર રીતે ગાય, નિત્ય સંગીતશાળામાં જાય. ૫.
શીખવે સહુને વિદ્યાય, ઘણું ચતુર સાંભળ્યો રાય;
ઘેર તેડીને વિદ્યા જોઇ, મન માન્યો જે આવો ન કોઇ. ૬
અધિકાર પ્રધાનનો દીધો, વળી અર્ધ રાજપત કીધો;
મદાવરતી માણો થયો નર્પ, ત્યારે વાધ્યો વપુ અતી દર્પ. ૭
થયો લંપટ બહુ વ્યભીચારી, ચોરી ભોગવતા પરનારી;
થયો ચાડી ચાપ પાખંડ, જુઓ, છિદ્ર કાઢી લે દંડ, ૮

અસ્ત્રીએ જાણ્યું સ્વામી કરે કહેર, નીશા પણ નવ આવે ઘેર;
દારૂણા તે સ્રીનું નામ, તેણે પણ માંડયું તેવું કામ. ૯.
પર પુરૂષસું લાગી રમવા, લાગ્યું અનુદિન અતિ ઘણું ગમવા;
ઘણું થાતા પ્રસિદ્ધતા પાગી, થયો માહેર મદ ભરયો સ્વાગી. ૧૦.
પશુ માર નિતપતી મારે, ન દયા ગતી અબળા પુકારે;
સ્રીએ પ્રહાર સ્હેવાયો ન જ્યારે, મતી દુષ્ટ ધરી પછી ત્યારે. ૧૧.
મદમત્ત થયો પતી હુતો, એકાદ ઘેર આવીને સુતો;
પડયો ગાઢ નિંદ્રામાં જ્યારે, દારૂણા પછી ઊઠી ત્યારે. ૧૨.
તેને શસ્ત્રે તેનું શીશ કાપ્યું, માર મારયાતાણું ફળ આપ્યું;
ખાડો ખોદી સુવાડી માંહ્ય, પુરી લવણને ડાટયો ત્યાંહ. ૧૩.
યમદુત આવ્યા તેણીવાર, લૈ ચાલ્યા દેતા બહુ માર;
જમરાય આગળ જઇ રાખ્યો, કહ્યું તે નરકમાં નાખ્યો. ૧૪
ઘણું કષ્ટ ભોગવી તેહ, પામ્યો સીચાણાનો દેહ;
પેલી જુવંતીના જાગ્યા ભોગ, તેને થયો ભગંદર રોગ. ૧૫.
પતી પુઠે જીવી ખટ માસ, પછી પામી નર્કનીવાસ;
દુખ ઘણું પામી દાર, પામી પોપટીના અવતાર. ૧૬.
જે વનમાં અવતરી એહ, પેલો પણ વસીયો વન તેહ;
એક દીન સિચાણાની દૃષ્ટે, પોપટી પડી ધાયો પૃષ્ટે. ૧૭.
બેહુ લથબથ વળગ્યાં વઢિયાં, આવી એક નદી તટ પડીયાં;
શુકી શોન વિડારવા લાગ્યો, વધર્ભાવ પુરૂષને જાગ્યો. ૧૮.
એટલે નાખી પારધી જાળ, બંને બાઝયાં દીઠાં તતકાળ;
પારધે આવી જાંખરૂં ઝીટયું, બેહુ પક્ષીનું જીવવું ફીટયું. ૧૯.
એક કૌતક નીપન્યું એહવે, જવ જાંખરૂં નાખ્યું તેહવે;
કાના મસ્તક કેરી એક, હુતી ખોપરી નીકટજ છેક. ૨૦.
તેમાં હુતું નીર ભરાણું, જીઠું જીટતા તે ઝપટાણું;
ઉડયા છાંટા ઊભય ખગ લાગ્યા, એહવે પ્રાણ પોપટીના ભાગ્યા. ૨૧
શીચાણાને હણ્યો પેલે વાધ, પામ્યા પીડા પુરવ અપરાધ,
બંધે થયા ચતુરભુજ રૂપ, ચડી બેઠા વિમાને અનુપ. ૨૨.
યમદુત આવ્યા તેણીવાર, રહ્યા દુર દેખી ભુજ ચાર;
દિવ્ય દેહ થયા જુગ્મ જ્યારે, સહુ જ્ઞાન ઉદે થયું ત્યારે. ૨૩
પરસ્પરે વીચારે બેહ, કેમ પામ્યા અલૌકીક દેહ;
હુતા પુર્વનાં આપણે પાપી, ગતી ઉત્તમ કોણે આપી. ૨૪.
પેલા અળગા ઉભા જમદાસ, પામે ઊલટા આપણથી ત્રાસ;
સંશય રહીત કોણથકી થૈયે, ચાલો ધરમને પુછવા જૈયે. ૨૫.

જાણી આવતા તે તતકાળ, સામાં આવીયા ધરમ ભુપાળ;
સનમાન અતીશે દીધું, આપ્યું આસન પુજન કીધું. ૨૬.
પછે પુછયો પેલો સંદેહ, દિવ્ય દેહ થયા કેમ બંનેહ;
એવું સુક્રિત કહો શું અમારૂં, નહિ હોય અજાણ્યું તમારૂં. ૨૭
એવું સાંભળી બોલ્યા ધર્મ, જાણું તમારાં સહુ કુકર્મ;
પણ સે પુન્યે દિવ્ય દેહ, તે તો મુજને પણ સંદેહ. ૨૮.
ચાલો સિવજીને પુછીયે જેને, આવ્યા કૈલાસ એકઠા ચૈને;
માહાદેવજી સામા આવ્યા, સનમાન કરી ઘેર લાવ્યા. ૨૯.
સુભ આસને જોડું બેસાડ્યું, જટામાંથી ગંગાજળ કાહાડ્યું;
પખાળ્યા તે વડે બેહુના પાય, કીધી અર્ઘ્યપાદ્ય પુજાય. ૩૦.
થયા વિસ્મીત કાંઈ ના સુજે, આ તે શું સિવ સરીખા પુજે;
પછે શંભુને દંપતી પુછે, એવું પુન્ય હમારૂં શું છે. ૩૧.
કેમ દુષ્ટ પામ્યા દિવ્યદેહ, હોય હેતુ તમો કહો તેહ;
ભવ કહે જાઓ બ્રહ્મા પાસ, ત્યાંહાં સંસય પામશે નાસ. ૩૨.
પતી પત્ની ધર્મસહ દુત, આવ્યું બ્રહ્માસદન સહુ જુથ;
સતી કહે પતી ચાલો જૈયે, સુણી તે નિઃસંદેહ થૈયે. ૩૩.
શીવ શકતી પણ ત્યાં આવ્યાં, વીધીએ પણ પુજી પધરાવ્યાં;
ત્યારે તો પેલા સ્ત્રી ભરથાર, હવા ચકીત ચીતમાં અપાર. ૩૪.
અમો માહા દોષ ભંડાર, આવો કેમ ઊપનો અધીકાર;
આ તે સ્વપ્ન હશે કે સત્ય, એમ વીશ્મયતા થઈ અત્ય. ૩૫.
પેલું પુછયું વીધાતાને વળતું, એનું કારણ કહો નથી મળતું;
અમો દિવ્યદેહ કેમ પામ્યા, શે શાધને અઘદુઃખ વામ્યા. ૩૬.
વિધાતા કહે મતી પોચી ન મ્હારી, એવી શુભ કૃતી શી છે તમારી;
ચાલો શ્રી વિશ્ણુજી પાશે, વશે જાંહાં નિત વૈકુંઠવાશે. ૩૭.
જાંહાં શ્રી માધવજી મળશે, ત્યાંહાં સંદેહ સમુળો ટળશે;
પછે શ્રી વૈકુંઠ આવ્યા, હરી સ્વાગત કીધું બોલાવ્યા. ૩૮.
પેલા સરવેને સ્ત્રી ભરતારે, પાણી જોડીને પુછયુ તેવારે;
છેદો સંદેહ હમારો સ્વામી, સહુ જાણોછો અંતરજામી. ૩૯
પછે બોલિયા સારંગપાણી, તમો સર્વે સુણો મુજ વાણી;
એક બંડુ નામ મુજ ભક્ત, જેનું મન એક મુજ આસક્ત. ૪૦
ભલો બ્રાહ્મણ ભાવ અનન્ય, તેનુ પ્રગટ્યું છે આ પુન્ય;
શંખ ચક્રાદીત ભુપીત, શ્રીવ તુળશીમાળ શોભીત. ૪૧.
ઉર્ધ્વપુંડ્રાંકીત હ્રુદય, નિત્યે કરતો માહારી સેવ;

પછે શ્રી ગીતા મુજ કાય, પઢતો પંચમ અધ્યાય. ૪૨.
તેહેના મસ્તકની ખોપરી, પડી હુની પાસે જળ ભરી;
પેઞે વ્યાધે છુટા કાંટા, તેથી તમને લાગ્યા તંન છાંટા. ૪૩.
તે પ્રતાપે હવી દિવ્ય દેહ, સહુ સમજી તજ્યો સંદેહ;
તે થકી દુઃખ દુક્રિત વામ્યા, ઘણું દુર્લભ મુજ પદ પામ્યાં. ૪૪
બીજા લોક ઉત્તમ હોય જોવા, જોઇ આવોની ત્રૃષ્ણા ખોવા;
નિત્ય પંદ મેં આ તમને આપ્યું, કદા કોઇ ન જાય ઉથાપ્યું. ૪૫
પછે તે બેઠું રહ્યાં પ્રભુ પાસે, સહુ આવ્યા પોતાને આવાસે;
હેવું વદિયા વિશ્વના તાત, થયા પ્રસંન સુણી જગમાત. ૪૬.
એવું શીવ સક્તીશું રે ભાખ્યું, દયારામે કથી તેમ દાખ્યું. ૪૭.

ઇતી શ્રી પદ્મપુરાણે શ્રી ગીતામાહાત્મે શ્રી નારાયણલક્ષ્મીસંવાદે પંચમોધ્યાયઃ॥

---

રાગ રામગ્રી.

શ્રી મહાદેવોવાચ.

શંકર બોલ્યા સાંભળ શકુનીજી, ગીતા મહીમા રાખી ભકતીજી;
પ્રીતે પદ્મા પ્રભુને પુછેજી, ષષ્ટમ અધ્યાય મહિમા શું છેજી.૧.
શું છે કહો કરૂણા કરી, પુછયું જોડી પાણ;
બહુ પ્રીત દેખી પ્રીયાની, પરબ્રહ્મ વદિયા વાણ. ૨.
હે વલ્લભા સુણ કહુ કથા, આનંદ આણી ઉર;
ગોદાવરી ગંગા તટે, એક પ્રતિષ્ઠાના સુપુર. ૩.
ત્યાંહાં રહે મોટા મુનીશ્વર, દુખ દુરમતિથી દુર;
સેવા કરેછે હંસ તે, મુની તણી થઈ સુર. ૪.
પાંખે કરી પંખો કરે, સ્થળ શુદ્ધ પક્ષ શમીર;
વળી પક્ષ પવને રેહે શીતળ, ઘણું ગંગાતીર. ૫.
જેને એહના છાંટા ઉડે, મહા પતીત હોય પવિત્ર;
તે સુરસરીતટ સ્વપ્ન સુંદર. ઊર્ધ અતિ વીચીત્ર. ૬.
તે તણી કાંતી ઇંદ્રપુરીને, અડે છે શું અનુપ;
દે દીપ્યમાન અતી ઘણું, તે થકી સ્વર્ગ સ્વરૂપ. ૭.
પ્રતિ સદન શોભે ધ્વજા લાગે, સુર્ય મંડળ વાય;
તે થકી જાણે મિત્ર ગંડળ, શીઘ્ર ચાલ્યું જાય. ૮.

નગ્રમાં નંદન તણું, ઢગ ઘણા એહે નહી હોય;
પાણગંગ મુંડીત મલય, ગીરી સોભતો સું ન હોય. ૯.
જે પડ્યા મુક્ત સમુદ્ર હાટે, હાટ કીરણ પરકાસ;
તે થકી સોભે તારાગણે, શું કરે નગરી હાસ. ૧૦.
મહારાષ્ટ્ર વધુઓ તણી, મુખ સોભા કહી ન જાય;
સુધાકર ચંદ્ર તે લખી, ક્ષય થયો તે લજ્જાય. ૧૧.
તે નગ્ર નૃપ જ્ઞાતાસુતી, શુભ નામ ધર્મ સમુદ્ર;
આચરણ એવા રોપને, ક્રીતી ભાર લાગે ક્ષુદ્ર. ૧૨.
તેને ધુપ ધુમ્ર કરીને, આકાશ દીસે શ્યામ;
બ્રહ્માણતણી ઘણી કરે સેવા, તન મને સહ દામ. ૧૩.
મુની તપસ્વી ને યાગ યાચક, સહુ કરે સંતુષ્ટ;
બહુ યજ્ઞ કરીને દેવ સરવે, પમાડ્યા પુષ્ટ. ૧૪.
નવ ખંડ નાયક શુયશ સઘળે, સકળ પ્રવર પ્રસંશ;
આરંભ કીધો યજ્ઞ તેણે, અશુભ કરવા ધ્વંશ. ૧૫.
તે યજ્ઞ મધ્યે આવીયા, બ્રહ્મા ચઢી વાહન;
સહુ દેવ રૂષી મુની આવીયા, નૃપ પુજી કીધા પ્રસંન. ૧૬.
તે સમય શરવે સ્તવન કીધું, ભુપ જીવત ધન્ય;
તું થકી તેજસ્વી નથી, કો જગત મધ્યે અન્ય. ૧૭.
એ વાંધે સહુકો સભા મધ્યે, કરી મહીપ પ્રસંશ;
તે સમય એવું બોલીયો, બ્રહ્માતણો ત્યાં અંશ. ૧૮.
એ રાય કરતાં અતી અધીકો, પરમ તેજનું ધામ;
સાંભળોછો એક મુની મોટો, રઈક એવું નામ. ૧૯.
મન ગમે તે તીરથે રેહેછે, પોતાને સ્વાધીન;
વશવરતી અષ્ટ સીદ્ધી છે, ચો મુક્તી પણ આધીન. ૨૦.
તદપી તે સનમુખ જુએ, નિસ્પૃહી તેછે અત્યં;
ગુણ ઘણા છે એ વીના બીજા, હંસ કહે કાહું સત્ય. ૨૧.
સાંભળી કીરતી મહાર મુખ, શુભ મુનેશ્વરની અપાર;
જ્ઞાતા શુણી નૃપ કહે તે, પધરાવવા નીરધાર. ૨૨.
બોલાવિયો નિજ સારથી, રથ આપિયા બહુ દામ;
સહુ રીત સમજાવી કહ્યું, રૂષી રઈક એવું નામ. ૨૩.
કોઈ એક તીરથમાં વસેછે, શોધજે રૂડી પેર;
રત્નથી અધીકુ જતન કરી, પધરાવી લાવો ઘેર. ૨૪.
સારથી આવ્યો શોધવા, આવિયો કાશી માંય;

વિશ્વેશ્વરનું દરસન કર્યું, મુની તો મળ્યા નહિં ત્યાંય. ૨૫.
ત્યાંથી ગયાક્ષેત્રે ગયો, કીધી ગદાધર સેવ;
ત્યાંથી ગયો કેદાર ક્ષેત્ર, કેદારેશ્વર દેવ. ૨૬.
જ્યાં સ્નાન કરતાં માત્રમાં, મુક્તી લહે પાપીષ્ટ;
ત્યાં નાહિ શંકર નિરખિયા, રઈક ન પડ્યા દ્રષ્ટ. ૨૭.
પછી બદ્રિનાથજી આવિયો, જાંહાં નારાયણ ભગવાન;
ઉદ્ધાર જેહેના નામથી, તે વસે તેણે સ્થાન. ૨૮.
યાત્રા કરી મુનિ ના મળ્યા, પછી કરચો ગંગાવાસ;
ત્યાં થકી સિંધુ સાગરે, જઈ કરચો પરમ પ્રયાસ. ૨૯.
શ્રી દ્વારિકાંપુરી આવિયો, ત્યાંહા થકો ચાલ્યો તેહ;
યાત્રા કરી શ્રીકૃષ્ણ નિરખ્યા, ધરી અંતર સ્નેહ. ૩૦.
ત્યાંહાંથકી પ્હોંચ્યો પંચવટી, નાશકે ન્હાયો ગંગ;
શ્રીત્ર્યંબકેશ્વર પુજિયા, નવ થયો રઈક પ્રસંગ. ૩૧.
ત્યાંથી ગયો ગોકરણક્ષેત્રે, ના મળ્યા મુની ધીર;
શ્રી ઉડપ કૃષ્ન નિહાળીને, પછિ ગયો સાગરતીર. ૩૨.
સુભ કુમારિ કન્યકા કેરૂ, ક્ષેત્ર જોયું ત્યાંહ;
સોમેશ્વર પુજી આવિયો, છે તુંગભદ્રા જ્યાંહ. ૩૩.
ત્યાંહાંથી સ્વામી કારત્યગ, અર્ધનારીસ્વર જોઇ;
શ્રી રામ લક્ષ્મણ જાનકી, જળપાન કીધું સોઇ. ૩૪.
તે કુંડ સ્થળ વળી અંગસ્તાશ્રમ, ના મળ્યા મુનિજંન;
કાવેરી ત્રટ શ્રીરંગસ્વામી, નિરખિયા પ્રસંન. ૩૫.
મુનિ મળ્યા તહીં કાશમેર, પ્હોચ્યો ત્યાંથકી નૃપદાસ;
જે નગ્ર મધે કરચા છે મુની, મેહદ બ્રાહ્મણ વાસ. ૩૬.
પતન, પુનિત રળિયામણું, જળ સ્થળ કમળ જ્યાં અત્ય;
ગુંજાર ઘણું મધુવ્રત કરે, મકરંદ મોહિત મત્ય. ૩૭.
જ્યાંહાં યાગ કીધા છે ઘણા પૃથ્વી પવિત્ર વખાણું;
જે યજ્ઞ ધુમ્રતી અશિતતા, ઈંદુ અંડી છે જાણું. ૩૮.
તે શ્હેર સઘળું ખોળિયું, પછિ આવિયો ઉપવંન;
એક વાટીકામાં રઈક મુનિના, થયા છે દરસંન. ૩૯.
હંસથી સુણી નૃપ કહ્યા હતા, રઈક લક્ષણ જેહ;
તે સર્વ દીઠા તેહમાં; તવ ઓળખ્યા મુનિ એહ. ૪૦.
જઈ કરચો દંડ પ્રણાંમ જોડી, હસ્ત થઇ આધીન;
વિનતી કરી ઉભા રહી; સાંભળો હે સ્વામીન. ૪૧.

એક સાતમુતી છે ભુપતી, પુર પ્રતિષ્ઠાન નિવાસ;
આપણા દરશણની ઘણી, અભિલાખ રાખે દાસ. ૪૨,
મહિમા તમારો સાંભળ્યો, બહુ હંસ મુખ મુનિરાય;
તે થકી આતુરતા ઘણી, જે દરશ ક્યારે થાય. ૪૩,
હું સકળ તીરથ સોધતો, સોધતો આવ્યો આંહ્ય;
લક્ષણ વડે મેં ઓળખ્યા, આ વાટિકાની માંહ્ય. ૪૪.
વિસ્મૃતિ મ્હારી એટલી, પ્રભુ કૃપા કરીયે ત્યાંહ;
તે વિનય સઘળો સાંભળી, સમજી રહ્યા મનમાંહ્ય. ૪૫
કાહું ભલું દરશણ થશે, બોલ્યા રઈક વચન;
તે સાંભળી સારથી સમજ્યો, આવવા નથી મન. ૪૬
ત્યાંહાં થતો આવ્યો પતી પાસે, કહ્યું સર્વ વૃતાંત;
છે કાશમેર વિશે મુની, તે નિસ્પૃહી છે શાંત ૪૭
વિનતી સુણી વાર કહ્યું, દરશણ થશે વચ એજ;
બહુ બોલ બોલી નવ શકે, તે તપસ્વી અતિ તેજ. ૪૮
સુણી સારથી વચ સહ્યું, નર નિસ્વારથી શી આશ;
બહુ સૈન્ય સાથે આવિયો, અવનીશ મુનીવર પાસ. ૪૯
દરશ થતાં દંડવત કીધો, ભેટ કીધી અત્યં;
બહુ રત્ન મુકતા હીરા હય ગજ, આદિ વસ્તુ ભૂત્ય. ૫૦
રૂષીરાય કાંઇ રાખ્યું નહી, નિસ્પૃહીને શું કામ;
પછી પાણ જોડી રંઈક મુની, પ્રત્યે કહ્યું નૃપ આમ. ૫૧
મહારાજ તેજ તમાહરાંની, ન કો તુલના જગત;
તે શા થકી મુજને કહો, શી વસ્તુ મન આ શકત. ૫૨
મુનિ કહે મહિપતિ ગ્રહે દીક્ષા, વૈષ્ણવી વાગુ વાત;
તો કહું તુજને તુરત માહારા, હૃદયનો સિદ્ધાંત. ૫૩
કહ્યું રઈક રાયે ત્યમ કર્યું, વૈષ્ણવી દીક્ષા લીધ;
તે વારે હુતી તે કહી, મનતણી વસ્તુ સિદ્ધ. ૫૪
અધ્યાય ષટમો નિત્ય, શ્રી ગીતા તણો કરૂ પાઠ;
એટલાથીજ સદા મુને, આનંદ યામસુ આઠ. ૫૫
અસક્તિ સકળ પ્રપંચની, રોહે નેટલી સુણ રાય;
તે માટે તું કહું એજ ભણ, સહુ સુદ્ધિત સફળિત થાય. ૫૬
પછિ મુની મુખથી ભણ્યો ભુપતી, ષષ્ટમો અધ્યાય;
થઇ ગયો શુદ્ધ સ્વરૂપ નૃપ, કાંતી કહી નવ જાય. ૫૭
વરદાન દેવા રાયને, આવ્યા હુતા સહુ દેવ;

ના કહી નવ માગ્યું કશું, છું પુર્ણ બોલ્યો એમ. ૫૮
સહુ અમર અમરાવતી ગયા, નવ માગિયું વરદાન;
રાજા તથા મુનિ રધકને, આવિયું ત્યાં વેમાન. ૫૯
બેશી ગયા વૈકુંઠ પંથે, મળ્યા શ્રી ભગવાન;
જ્યાંથકી પુનરાગમન નહિ, પામિયાં તે શુભ સ્થાન. ૬૦
શ્રી હરિહરે સ્વકીયાની પ્રત્યે, ગાઈ ગાથા જેહ;
શ્રીગુરૂ પ્રતાપવડે દયે, પ્રબંધ ભાખ્યું તેહ. ૬૧
ઇતિશ્રી પદ્મપુરાણે શ્રી ગીતામહાત્મે શ્રી નારાયણ લક્ષ્મી સંવાદે પટ મોધ્યાય: ॥ ૬॥

---

## શ્રી મહાદેવોવાચ.

સાંભળ દેવી શંભુ વદે, શ્રદ્ધા ઘણી રમાને હ્દે;
જાણી બોલ્યા જગજીવન, સુણિ ભણિ વિશ્વ થાય પાવન. ૧
પાટલપુર પતન એક નામ, ત્યહાં એક બ્રાહ્મણ કૃતી વામ;
શંકુકર્ણ નામ તેતણું, ન્યાયશાસ્ત્રમાં સમજે ઘણું. ૨
ઝગડા લોકોના ચુકવે, લેવે શાણા નહી મુકવે;
ઉપરથી દેખાડે ન્યાય, છાનું કપટ કરે અન્યાય. ૩
છાની છાપ રચાવી કરી, પોતાને ઘેર રાખે ધરી;
ખત પરવાના જુઠા કરે, તે ધન લોકોને છેતરે. ૪
પુરપતી માન ઘણું આપતો, કજિયા સહુ તેને સાંપતો;
જેથી રંજીત રેહે મન રાય, એવી નીતી શીખવ્યો જાય. ૫
ભેદ પરાજય જય ના લહે, રૂદય કપટ મુખ મીઠું કહે;
દ્રવ્ય અધર્મે કીધો ઢેર, ઉપમા દેવા એક કુબેર. ૬
પણ અત્યંત કરે કાશીર; પિત્રિ પિંડ ક્યાં દે નવ નીર;
કોઈ દેવનું નહી પુજન, કોને પૈસાભાર ન અંન. ૭
ત્રણ ત્રિયા માંડ્યું ઘરસુત્ર, એકો પણ નહીં પ્રગટ્યો પુત્ર;
એસી ત્રંણે મૃત્યુવશ થઇ, ચોથી વરવા મનસા ગઈ. ૮
આપી કંન્યા દેખી ધંન, લગ્નતણો આવ્યોછે દંન;
ઉગલી જાની વાસો વસ્યો, મધ્ય રાતરે ત્યાં સરપે ડસ્યો. ૯
હતું પાછલી રાતે લગ્ન, થયો સરવ મનસુબો ભગ્ન;

વિષ ન વળ્યું ઘણું કર્યા ઉપાય, નવિ ઓસડ કંઈ મૃત્યુ પળાય. ૧૦
લગ્ન લગ્નને ઠામે રહ્યું, એ બેયાનું તો મરણજ થયું;
પણ દાબ્યું કંઈ વિષની લ્હેર, શિઘ્ર ગયા ભત્રીજા ઘેર. ૧૧.
કર્યું હરત સહુ વિત્તને વરત, પછે કહ્યો કાકાનો અસ્ત;
કરી રીત આવી જે થતી, કહું સુણ શંકુકરણ શી ગતી. ૧૨.
થયો સર્પ મહા મોટો પ્રેત, તદપી દ્રવ્ય ઉપર બહુ હેત;
મ્હારૂં છે મ્હારૂં છે કહે, દાટ્યું છે ત્યાંહાં પેસી રહે. ૧૩.
ભત્રીજા સહુ ટોળે મળી, કર્યું કર્મ નારાયણ બળી;
પછે પ્રેતને વાચા થઈ, દિધું સ્વપ્ન સરવેને જઈ. ૧૪
પીતરાઈ ભત્રીજા ભ્રાત, સહુને સ્વપ્ને એકજ વાત;
કરો કોઈ માહારો ઊદ્ધાર, એજ કહે ન અવર ઊચ્ચાર. ૧૫.
વળતી દુઃખ દેવા લાગિયો, એ સંતાપ સકળ જાગિયો;
પછે એક ભત્રીજે ભણ્યું, વેદ પુરાણે સઘળે લખ્યું. ૧૬.
મહા પ્રેતનો પણ ઊદ્ધાર, ગયા શ્રાદ્ધ કરતાં નિરધાર;
બીજે એમ કહ્યું તે સમે, એક વિચાર મને તો ગમે. ૧૭.
તેલ કઢા તાતી કીજીયે, તેમાં આહી નાખી દીજીયે;
એની ગતી ગમે તે થાય, આપણની તો મટે બલાય. ૧૮.
અવર અવર મનગુણો થયો, તે તો દ્રવ્ય ખોદવા ગયો;
ખણવું માંડ્યું જેણીવાર, નિકળ્યો સર્પ કરી ફુતકાર. ૧૯.
બોલ્યો ઊર્ગ બતાવી ત્રાશ, દ્રવ્ય લેશ તો કરડી ખાશ;
એક વાર મુજકર ઉદ્ધાર, લેજે વળતો ધન ભંડાર. ૨૦.
પછી તેણે ત્યાંહાં પુછ્યું એમ, તમ ઊદ્ધાર થાય કહો કેમ;
તે પ્રત્યે વસીઓર કહે વાત, સત્ય વચન સાંભળ હે તાત. ૨૧.
ગયાશ્રાદ્ધ તું કોટીક કરે, કોટી તીરથે ભમતો ફરે;
યાગાદીક કર કોટી યુક્ત, પણ તેથી થાશે નહી મુક્ત. ૨૨.
કહું તેમ કર મુજ મુક્તી થાય, શ્રી ગીતા સપ્તમ અધ્યાય;
મુજ નિમિત્ત ઉત્તમ વિપ્રજ પાશ, ભણાવીશ તો હું મુકાશ. ૨૩
સુરવું મહાત્મ મેં નારદ મુખે, નાગ વાસુકી ભુવને સુખે;
દેહ સર્પ મુજ જોર થયો, સંપથકી સત્વર ઘેર ગયો. ૨૪,
ત્યાંહાં યોગ્ય એ આવ્યો જાણી, માટે મુજને શ્રદ્ધા આણી;
મુજ સંવત્સરી આવે યદા, કહું તે વીધીએ કરજે સદા. ૨૫
ભગવદી બ્રાહ્મણ તે નોતરી, અન્ન ભોજને તૃપ્તી કરી;
તે પાસે સપ્તમ અધ્યાય, ભણાવતાં સુભ ગતિ મુજ થાય. ૨૬

સરપે વીંચી કહ્યો સુત લહ્યો, સમાચાર તે સહુને કહ્યો,
ભલું કહ્યું સહુને ભાવિયું, જ્યારે સંવત્સરી આવિયું. ૨૭.
સહુ શુંદર કીધું મન ધરચું, કહ્યા થકી અધિક પણ કરચું;
ભોજ ઉતર જ્યાં દ્વિજરાય, ભણવા માંડયો તે અધ્યાય. ૨૮.
તેહ સમે આ એવો સર્પ, પ્રસન થયો મુકયો મન દર્પ;
દ્રવ્યાદિ વસ્તુ કાંઇ જેહ, આપી વેહેંચી સહુ શમ તેહ. ૨૯.
જેણે આગળ થઇ સહુ કીધ, તેને કાંઇ એક અધિકુ દીધ;
ધરમ પંથ ધન જુદુ ધરચું, કેટલુંએક પરમારથ કરચું. ૩૦,
વાપી કુપ સરોવર તીર, કેટલુ શદાવર્ત મંદીર;
પછે તેહ શ્રી ગીતાતણો, સપ્તમ અધ્યાય જે પ્રીત્યે ઘણો. ૩૧.
તે સાંભળતાં સહુ દેખતાં, વાર ન લાગી મુક્ત થતાં;
ચડી વેમાન વેકુંઠે ગયો, વેકુંઠવાસી મળતો થયો. ૩૨.
સર્પ મટયો પામ્યો ભુજ ચાર, સહુ પીતરાઇ કરચો ઉદ્ધાર,
માધવ ઊમાધવે એ કહ્યું, દયો કહે મેં ભાખ્યું લહ્યું. ૩૩.

ઇતી શ્રી પદ્મપુરાણે શ્રી ગીતામહાત્મે શ્રી નારાયણ લક્ષ્મી સંવાદે સપ્તમોધ્યાયઃ॥

---

## શ્રી મહાદેવોવાચ.—

કહે ત્રિપુરારિ સાંભળ નારીજી, ગીતામહિમા કહું વીસ્તારીજી;
પદ્મા બોલ્યાં સુણીએ સ્વામીજી,ગીતામહિમાએ ત્રપતી ન પાંમીજી.૧.

ઢાળ.

ત્રપતી ન પાંમી અંતરજામી, પ્રતીપદ મન લોભાય;
હે પ્રાણેસ્વર કહો મુજને, મહિમા અષ્ટમ અધ્યાય. ૨,
પ્રાણપ્રીયાનાં વચન સુણી, શ્રી પ્રરીવૃઢ બોલ્યા વળતું;
મહાત્મ કહું અષ્ટમ મોહોટું, સોમસ્તસા સાંભળ તું. ૩.
દક્ષણ દેશ ત્રિશે છે એક, નગર મરદકપુર નામ;
બ્રાહ્મણ ત્યાં એક ભવશરમા, અભિધાન કરે વિશ્રામ. ૪.
શૈવશાસ્ત્રમાં પ્રવીણ પુરો, છેદે સહુ સંદેહ;
કરે ઉપાશન શિવ સક્તિનું, અભેદ ભાવે તેહ. ૫.
કરે શિષ્ય સાખા સ્માર્ત પથ, થયો પ્રવર્તક ક્ષાત;

કહે કમળાપતી કમળા પ્રત્યે, સાંભળ મ્હારી વાત. ૬.
શાસ્ત્ર પુરાણ તથા જીવો પણ, ત્રણ પ્રકારના જાણું;
રાજસ, તમાસ, સાત્વિક એ ત્રણે, ફળ કહું ઉર આણું. ૭.
રાજસ શાસ્ત્ર મારગી પામે, સ્વર્ગાદીકમાં ગત્ય.
તામસ શાસ્ત્ર મારગી તામસ, યોની પામે સત્ય. ૮
સર્પ રાક્ષસાદીક જાતીમાં, પામે તે અવતાર;
સાત્વીક શાસ્ત્ર મારગી, મુક્તને પામે નીરધાર. ૯.
એવું વચન શુણીને પદમા, પુછયું ત્યાંહ શીર નામી;
તામસશાસ્ત્ર કોણે પ્રગટ કીધાંછે, કહો મુજને સ્વામી. ૧૦
મહા પ્રભુ કહે મહાદેવે કીધાં, રમા કહ્યું શામાટે;
એવાં કરતાં શિવને ન ઘટે, જિવ જાય અવળાટે. ૧૧.
હરિ કહે હર નીજ મનથી, માનની એ કૃતી નથી કીધ;
ચાવા તેવા માટ જીવ, શિવને મેં આજ્ઞા દીધ. ૧૮.
દીધી આયશ તદપી શંકર, કામ ઊચીત એ કરવું;
મોહશાસ્ત્ર રચી જીવ ભમાવ્યા, તેહને પછિ ક્યાં તરવું. ૧૯
હેં શ્રી શિવ જાતે નહીં કીધું, રૂપાંતર એ કામ;
દક્ષય તિરૂ શ કર્યો, તે વીરભદ્ર ગણ નામ. ૨૦
તે ગણ દ્વારાએ ભવ ઉદભવ, મોહગ્રંથ ગણ કીધો;
સુણ શ્યામા તેણેજ જનમ જે, મરદકપુરમાં લીધો. ૨૧.
નામ કૌસ ત્હેનું ત્યાં પડીયું, રચ્યા મોહક ગ્રંથ;
રચવા મોહ કરી લોકોને, પાડ્યા તામસ પંથ. ૨૨.
ઉત્તમ અધમ રંકને રાજા, સહુકો ખેંચી લીધા;
ચતુરવર્ણના જીવ સર્વ કો, વામમારગી કીધા. ૨૩.
મૃત્યુ પાંમેલા જીવાડે, નિરધંન સંપતી દીધી;
ઇત્યાદી કરી પ્રપંચ તામશ, શાસ્ત્ર પ્રવર્તી કીધી. ૨૪.
તેનો શિષ્ય થયો પેલો બ્રાહ્મણ, ભવશરમા જે ભાખ્યો;
તેણે પણ તે ક્રિયા આચરી, ત્હેવો મહીમા દાખ્યો. ૨૫.
ઘણા લોક પોતા વશ કીધા, વીત વટી ભવ બાહુ લીધો;
તેથી અનુચીત કરવા માંડ્યું દ્રવ્ય ઘણો મદ વાધો. ૨૬.
પોતાની પત્ની પરહરીને, ગુણકા ઘરમાં રાખી;
તે પાખે બસી નીતે, પર પ્રેમદાનુ તન અભિલાખી. ૨૭
મૃગ માંસતણો આહાર કરે, મૃગયા કૃતિ પણ ગ્રહિ લીધી;
એક દીવસ વન તાડ જઇને; તાડી અતિસે પીધી. ૨૮.

તેનું થયું અજીરણ તેથી, મરણું થયું તે વાર;
મરણોયા મતિ શા ગતિ પામ્યો, તાડનોજ અવતાર. ૨૯.
તેહ તળે આવીને બેઠા, દ્વિજ એક કો ઉત્તમ વર્ણ;
અસ્ત્રી પણ ત્હેને સંગે હુતી, બેહુ ત્યાં પામ્યાં મર્ણ. ૩૦.
થયાં બ્રહ્મરાક્ષસ તે દંપતી, કષ્ટ કહું શું મુખે;
વામા ઘણી વિકળતા પામી, ક્ષુધા ત્રશાને દુખે. ૩૧.
એમ સુણી પરમેશ્વરિએ ત્યાં, પુછયું તેણી વાર;
કહો કાંત તે કોણ હતાં, બ્રાહ્મણ બે સ્ત્રી ભરથાર. ૩૨.
શે કર્મે કુવાદ થયાં, તે કથા કહો અથ ઇતી;
સુણિને શ્રીભગવાન બોલિયા, સાંભળ છે જો પ્રીતી. ૩૩.
એક કુશાંખુ નામે બ્રાહ્મણ, મધ્યદેશમાં ધામ;
તેની અસ્ત્રીનું અનિશ્ચકરમા, એવું હતું નામ. ૩૪.
ચારે વેદ ભણ્યો સહઅંગે, સંગે શાસ્ત્ર પુરાણ;
પ્રવિણ કર્મ પંથે પણ કરીયાં, પ્રતિગ્રહ નહિ પ્રમાણ. ૩૫.
રાજા દાન લીધું વળી, કાળપુરૂષનું લીધું દાન;
શાખકરના ભોજન પણ કીધાં, નહીં ન સિધનું ભાન. ૩૬.
કર્યાં કર્મ કુડાં બહુ પાછળ, પ્રાયશ્ચિત નવ દીધું;
સ્ત્રી પણ તેવી પુરૂષપંથ કઇ, ખરચવા નવ દીધું. ૩૭.
ઘણા પ્રતિગ્રહ કીધા પણ નવ, ગયું દારિદ્ર ગૃહેનું;
બીજું સુખતો ક્યાંથી બીજું, પેટ ભરાય ન બેનું. ૩૮.
ત્યારે તે પછિ મંદિર મુંકી, નિકળ્યાં બેહુ રઝળતાં;
પેલા તાડતળે જઇ બેઠાં, મૃત્યુ પામ્યાં વળતાં. ૩૯.
થયાં તેજ બે બ્રહ્મ નિશાચર, દીન થયા દુખ પામી;
અબળા અતિ આતુર થઇ પુછું, સાંભળિયે હે સ્વામી. ૪૦.
આ દારૂણ દુખથી છુટવાનો, કહો કાંઇ હોય ઉપાય;
સ્વામી કહે સુકૃત નવ કીધાં, સુખ શી પેરે થાય. ૪૧.
હે અસ્ત્રી આપણુને નથી અજાણ્યું, અધ્યાત્મક જે જ્ઞાન;
સુખની વાટ હવે શી જોવી, દુસ્તર લીધાં દાન. ૪૨.
એમ સુણીને આકસ્માતજ, તે દ્વિજકેરી જાયા;
તેણે બે ત્રણેક અજાણ્યા, ગીતા વરણૂ બોલ્યા. ૪૩.
કીં તદબ્રહ્મ કીં અધ્યાત્મ કીં, કરમા એમજ પુછયું;
એટલામાંજ ખરે શું એણે, દુખ લખ્યું સહુ લુછયું. ૪૪.
તતક્ષણ ત્યાંજ વિમાન લઇને, વિષ્ણુ પાર્ષદ આવ્યા;

તે બંધેન બેસાડીને, શ્રી વેકુંઠ લાવ્યા. ૪૫.
શ્રી ગીતાજીના એ શ્લોક, શબ્દ સહજ જે ભખિયા;
તેટલા તેજ તાડને પત્રે, જાતા જાતા લખિયા. ૪૬.
પછે તે તાડ અવતર્યો કાશીમાં, બ્રાહ્મણ કેરે ઘેર;
જાતીસ્મર પણ થયો તેહ, દ્વિજ પણી મેહેર. ૪૭.
તે પછિ તે ભણિયો ભાખે, શ્રીગીતા અષ્ટમ અધ્યાય;
એક ક્ષણ મુખથી નવ મુકે, એજ અહરનિશ ગાય. ૪૮.
એવું થતાં વિમાસણ માંડી, અખિલ વિશ્વને ઈશે;
એ બ્રાહ્મણે બહુ પાઠ કર્યા, એને ફળ શું આપીશે. ૪૯.
એ અષ્ટમ અધ્યાતણો મહીમા, મુખે કહ્યો નવ જાય;
એ સાધન સમ ફળ કશું છે નહીં, તે ચિતમાં ચંતાય. ૫૦.
જોઇ ઉદાસી કમલનયનને, કમળા પુછ્યું એમ;
પ્રાણનાથજી મુજને કહિયે, ચિત ચિંતાતુર કેમ. ૫૧.
પ્રભુ કહે પેલો બ્રાહ્મણ ગીતાનો, અષ્ટમ અધ્યાય;
મચ્ય નીશા પણ નથી મુકતો, તેહ વિમાસણ થાય. ૫૨.
એથી અરૂણી થવાનો મારગ, મુજ દ્રષ્ટ ન આવે;
શ્રી કહે સમર્થ પરમેશ્વર છો, આપો જે મન ભાવે. ૫૩.
પછે પોતેજ ગરૂડારૂઢ થઇ, તે દ્વિજ પાસે આવ્યા;
તેહ તેનેજ શરીરે ગરૂડ, ચડાવી નીજ ઘેર લાવ્યા. ૫૪
તે દ્વિજ પેલા એ અદ્યાપી, વેકુંઠમાંજ વસે છે;
પારવતીજી પ્રતે હરિ કહ્યું, સદાશિવજી કહેછે. ૫૫.
ગાથા પરમ પવિત્ર ઉભય, દંપતિ કેરો સંવાદ;
ગુરૂ પ્રતાપે ગાયો તે, પદ બંધેજ દયે મન સ્વાદ. ૫૬.

ઇતિશ્રી પદ્મપુરાણે ગીતા મહાત્મે શ્રી નારાયણ લક્ષ્મી સંવાદે અષ્ટમોધ્યાયઃ ॥

---

## શ્રી મહાદેવો વાચ.

શિવજી બોલિયારે, સાંભળ શીવાયે નિશ્ચંત;
કમળાને કહ્યુંરે, પુરણ પ્રેમે શ્રી ભગવંત. ૧.
મ્હોટું મહાત્મ છે રે, ગીતાનો નવમો અધ્યાય;
સાંભળ સિંધુ જારે, શ્રવણ કરાવું તે કથાય. ૨
નગરી એક છે રે, માહીશ્મતી આખ્ય અભિરામ;

ત્યાં રાયક વિપ્ર હતો રે, સુંદર માધવ એવું નામ. ૩.
ચારે વેદનોરે, પાઠી શાસ્ત્ર તણો પણ સત્ય;
નિજ વિદ્યા બળેરે, તેણે ધન ઉપાજર્યું અત્ય. ૪.
તેણે માંડિઓરે, અગ્નીષ્ટોમ યજ્ઞ આરંભ;
ત્યાંહાં મંડપ રચ્યોરે, રોપ્યા કદળીકેરા સ્થંભ. ૫.
વાડવ વેદ ભણેરે, કેટલા કરે શાસ્ત્ર ચરચાય;
નાનાવિધી તણીરે, કીધી મંડપમાં રચનાય. ૬.
પુષ્ટ કરચો હતોરે, બકરો યાગ મધ્યે ખટમાસ;
તેને આણિયોરે, યજ્ઞ સભામાં બાંધી પાશ. ૭.
બકરો બોલિયોરે; કીધી વિપ્રશું ચરચા વેદ;
સઘળા શાસ્ત્રમાંરે, પ્રવીણ પુંછ્યા ભાખ્યા ભેદ. ૮.
આશ્ચર્ય પામિયારે, સરવે પશુને વાણી કેમ;
તુરતજ છોડિયોરે, છુટો ઉભો સહુકો જેમ. ૯.
સહુકો સાંભળેરે, એમ વદ્યો માધવશું મેખ;
તમો આ જે કરોરે, તે છે મિથ્યા કર્મ અરોષ. ૧૦.
વદે તો કહુંરે, હિંસા નવ કરવી કો જંત;
પુનરાવૃત છે રે, પ્હોચો બ્રહ્મલોક પર્યંત. ૧૧.
સંમૃતી ના મટેરે, ત્યારે કર્મ વીશે શો માલ;
સહુ મિથ્યા ઠરચારે, નહિ એ પરમ ગતીનો ચાલ. ૧૨.
કોઈ બોલ્યું નહીરે, વેદ વચન ઉપર શું જોર;
માધવે પુછિયુંરે, છે તું કોણ કહે કરી શોર. ૧૩.
શો કરમે કરીરે, તારે થવું પડ્યું પશુ જાત;
અજ ત્યાં ઉચ્ચરચોરે, હું પણ બ્રાહ્મણ હુતો ભ્રાત. ૧૪.
મ્હારી ભારજા રે, તેણે પુજ્યાં ભવાની માત;
દીધું બળિદાનમાં રે, બકરૂં મુજને પુછી વાત. ૧૫.
કહ્યું કરચું સ્ત્રીતણુંરે, મેં વારી નહીં દેખી ત્રાસ;
તે પાપે કરી રે, હું પામ્યો બહુ નર્કનિવાસ, ૧૬.
દુઃખ બહુ ભોગવીરે, પછી હું પામ્યો મરકટ તંન;
હું વસતો ત્યાંહાંરે, હુતું વાડવ કેરૂં વંન. ૧૭.
બાળક વિપ્રનારે, નૃત્ય કરાવે બદ્ધે જાણ;
છોડે નહીં ઘડીરે, જે હું પત્ર ફુલ ફળ ખાઉં. ૧૮.
પછે ત્યાંથી પડ્યારે, હું વશમાં નારદ એક જંન;
શિખવે નાચવુંરે, નવ આવડતાં ટીપે તંન. ૧૯.
થોડા દિવસમાંરે, મુજને નવ આવડિયું નૃત્ય;

મારી જેષ્ટિકા રે, લોહતણી કોપીને અત્ય. ૨૦.
ઝાઝા જોરમાં રે, વાગે વિકળ થયો અતિ દુઃખ;
વમન રૂધિર થયું રે, મુરછા આવી ઉદરે ભુખ. ૨૧.
મૃત્યુ પામિયો રે, પછી અવતરિયો સ્વાન શરીર;
મારયો ભુખનો રે, ભટકું ઘરઘર નહીં ક્ષણ ધીર. ૨૨.
કોઈ એક ગૃહસ્થનાં રે, પેઠો જઈ રસોડામાંય;
ખાવા લાગિયો રે, રાંધ્યું અન્ન ઢાંકિયું ત્યાંહ. ૨૩.
બહુ ભુખ્યો હતો રે, તેણે થરથર કંપે દેહ;
સુણ્યું સ્વર કોઈનો રે, જાણ્યું આવ્યો ઘરધણી એહ. ૨૪.
એમ બ્હીતો થકો રે, ખાતો હુતો જેણે ઠાર;
આવી એટલે રે, પુત્ર સહિત તે ઘરની નાર. ૨૫.
દીઠા મુજને રે, દીધાં જઈને સઘળાં દ્વાર;
બહુ કુતકા ગ્રહ્યા રે, મુજને માર્યો માર અપાર. ૨૬.
કટિ ફુટી થઈ રે, કરિ એ અગ્ર ભાગનું જોર;
ઘસડાતો થકો રે, બ્હાર પડ્યો જઈ કરતો શોર. ૨૭.
રૂધિર વહ્યું ઘણું રે, કીટ પડ્યા પછિ પામ્યો મર્ણ;
વળતી અવતર્યો રે, અધ કલાલ ઘેર નહિં તર્ણ. ૨૮.
તેણે વેચિયો રે, લીધો કોઈ એક વ્રક્ષાદાર;
ચાલી દ્વારિકા રે, મુજપર બેસાડે સુત ચાર. ૨૯.
પંથ કઠિણ ઘણો રે, ભુખે શીઘ્ર ઘણું ન ચલાય;
પેલી પાછળ થકી રે, મુજને ડોરી હણતી જાય. ૩૦.
પેટ ભરે નહીરે, મુરછા આવી પડીયો ધરણ;
પગ પછડતાંરે, ત્યાંહાંથી પણ પામ્યો મર્ણ. ૩૧.
વળિ નરકે પડયોરે, કષ્ટ ભોગવ્યું કેટલા કાળ;
પછી હું અવતર્યોરે, હવડાં થઈ બકરાનો બાળ. ૩૨.
પછી તમે આણિયોરે, હિંસા કરવા મુજને ક્ષાત;
અથ ઈતી કહીરે, તમને પુરવની મુજ વાત. ૩૩.
હાવા એક સાંભળોરે, બહુ આશ્ચર્ય જ રૂપ કથાય;
ચંદ્રશરમા હતોરે, નામે મોટો સમરથ રાય. ૩૪.
તે કુરૂક્ષેત્રમાંરે, આવ્યો સુયપરવ સમે જોઈ;
કાળે પુરૂષ કર્યોરે, દેવા ગ્રેહવા પાત્ર ન કોઈ. ૩૫.
તે કાળ પુરૂષ માંરે, કોટી ચૌદ કનક મુદ્રાય;
બ્રાહ્મણ વેદિયોરે, લેવા સમરથ કોઈ ન થાય. ૩૬.

સહુ ડરથી રહ્યારે, વિદ્યાવાળા વિપ્ર અનેક;
ત્યાંહાં તેવે સમેરે, આવ્યો સમરથ બ્રાહ્મણ એક. ૩૭.
વેદ વેદાંતનેરે, જ્ઞાતા સાસ્ત્રતણો ભણનાર;
તેણે કહ્યુ લેશ હું રે, મુને સું છે એ કરનાર. ૩૮.
સુણી ગયો સ્નાનેરે, રાજા અંતર ભુપનો ઉમંગ;
બોલ્યો તે સમેરે, કાળ પુરૂષ બ્રાહ્મણની સંગ. ૩૯.
તું આ દાનનેરે, આ સમે ગ્રહિ ક્યાં છુટેશ;
દ્વિજ કહે બળ ઘણુરે, મ્હારે તાહારો ભય નથિ લેશ. ૪૦.
એટલે આવીયોરે, નૃપતી કરી સરસ્વતિ સ્નાન;
તીલક મુદ્રા ધરીરે, આપિયું રૂપદ્વિજ દાન. ૪૧.
તે કાળ પુરૂષથીરે, જોતાં સફળ ત્યાંહાં તતકાળ;
રૂપ બે નિકળ્યારે, કેવળ પાપરૂપ ચંડાળ. ૪૨.
દુરગંધી ઘણીરે, રાતા લોચન સ્ત્રી ભરથાર;
પેશવાને ગયેરે, પ્રતી ગ્રહી વિપ્ર વપુ જાર. ૪૩.
તે સમે તે દ્વિજેરે, નવમા અધ્યાનો એક શ્લોક;
ભણવા માંડીઓરે, જોતા ભુપ તથા સહુ લોક. ૪૪.
અક્ષર જેટલારે, તેટલારે થયા સુદરસન ચક્ર;
બાળ્યા બેહુ જણારે, ભસ્મ કરયા અદપી અતિ વક્ર. ૪૫.
પ્રગટ પ્રતાપનેરે, દેખી મુની પુછ્યું ભુપાળ;
કહો રૂશી શું ભણ્યારે, પ્રળય થયા બેહું ચંડાળ. ૪૬.
ગુપ્ત રાખ્યું નહીરે, ભુસુર પ્રગટ કહ્યો મહિમાય;
શ્રી ગીતાતણોરે, મેં ભણિયો નવમો અધ્યાય. ૪૭.
બળ એક એજ છેરે, બીજું ન આવે મુજ ચંત;
એમાં શું એ બે બાળ્યારે, એવા બાળું કોટી અનંત. ૪૮.
ચંદ્રશરમાતણારે, ચિંતમાં ચોંટો એ અધ્યાય;
પ્રારથના કરીરે, મુજને ભણાવો રૂસીરાય. ૪૯.
ભાવ ભુપતી તણોરે, દેખી ભણાવ્યો ભુદેવ;
બેશી વિમાનમાંરે, બેહુ પ્રભુપદ પોહોચ્યા તતખેવ. ૫૦.
એવી એ વસ્તુ છે રે, હે માધવ તે ભણ ધરી ભાવ;
મુકી કર્મ કુટનેરે, વળ્યુ અમ લેમી મોટો લાવ. ૫૧.
સુણ્યુ સહુ બ્રાહ્મણેરે, મુકી દીધો કર્મ પ્રયાસ,
અજ અધ્યા ભણ્યારે, માંડ્યો અંતરથી અભ્યાસ. ૫૨.
સાધવ કુલિયેરે, તેમ કર્યું જેમ ભાખ્યું મેષ;

જેહૂ વૈકુંઠ ગયારે, હરી મળતા ન થયો ભ્રમ લેસ. ૫૩.
ઇંદિરાને કહ્યોરે, નવમા અધ્યાયતણો મહીમાય;
ઉમિયાને કહીરે, ધરો તેજ પ્રમાણ કથાય. ૫૪.
તે પદબંધથીરે, કીધો દયારામ આલાપ;
હરી પદ પામવારે, સમવા સકળ પાપ પરીતાપ. ૫૫.

ઇતીશ્રી પદ્મપુરાણે ગીતા મહાત્મે શ્રી નારાયણ લક્ષ્મી સંવાદે નવમોધ્યાય ॥

---

છંદ દ્રોટપદર.

શ્રી મહાદેવોવાચ.

સિવજી કહે સુણ સુંદરી, સુંદર મહીમાએ;
કેસવને કમળા કહ્યું, મુને ત્રપતી ન થાએ. ૧.
નવા નવા નવના સુણ્યા, મોહોટા મહીમાએ;
ફરી દશમા અધ્યાયનું, મુને કહો જગરાએ. ૨.
શ્રી હરિ સુણિ એમ બોલિયા, સાંભળ પટરાણી;
બળ દસમા અધ્યાયનું, કહે પોચે ન વાણી. ૩.
પદ અક્ષરના બંધથી, સહુ અઘદુઃખ વામે;
એકવાર કહે સાંભળે, તે મ્હારૂં પદ પામે. ૪.
એહેના ઘણા ઇતિહાસ છે, એક કહું અભિરામ;
કાસીમાં એક દ્વિજ હતો, ધીરધીશુર નામ. ૫.
સુભ વિદ્યા સુભ કૃતની, કરે સર્વ પ્રસંશ;
નીજ સાધન બળે તે થયો, બ્રહ્માનો હંસ. ૬.
ચંદ્ર શુંડ કહે સુણ સતી, એક વન હતું સારૂં;
એક શીલા ઉપર હતું, ત્યાંહાં આશન મ્હારૂં. ૭.
ખટરીતુ જ્યાંહાં પ્રફુલિત સદા, વદે સારસ મોર;
હંસ કારંડવ કોકિલા, ચારૂ શબ્દ ચકોર. ૮.
ઇત્યાદીક સોભા વડે ઘણું, શોભે છે વંન;
હું ત્યાંહાં બેઠો હતો સુખે, અતિ પ્રફુલીત મંન. ૯.
તેહ સમય પેલો હંસ ત્યાંહાં, તુજ પાસે આવ્યો;
દંડ પ્રમાણ સ્તુતી કરી, મોહારી મુજ ભાવ્યો. ૧૦
લક્ષણ શરદ મરાળના, પણ અંગે સ્યામ;

મે પુછ્યું તું કોણ છે, ક્યાંહાં ત્હારો ઠામ. ૧૧
તેણે સહુ વિસ્તારથી, કહ્યું મસ્તક નામી;
હું વિધિનું વાહન છઉં, શાંભળિયે સ્વામી. ૧૨
માનશરોવર હું ગયો, મોતી ચારો ચરિઓ;
પાન પુનિત પયનું કરચું, પછી પાછો ફરીઓ. ૧૩.
જાવાને બ્રહ્મલોક હું, ઊડિ આકાશે ચડિઓ;
વ્યાકુળ આકસ્માત થૈ, પાછો શરતટ પડિયો. ૧૪.
પ્રાણ પિડાવા લાગિયો, હું તીરે લુડયો.
તેહ સમય જળકમળથી, એક શબ્દજ ઉઠયો. ૧૫
અહો ! હંસ તું આ કમળને, નમની દુખ જાસે;
અંગે અડિને પરાગ લે, તુજને સુખ થાશે. ૧૬.
એવું સુણી હું ઉઠીઓ, નીરજ શીર નામ્યું;
સ્પર્શ કરી ગૃહયો ગંધ મે, એટલે સુખ પામ્યું. ૧૭
તેહ સમય મેં પુછીયું, તેહ કમળની પ્રત્ય.
કહે મુને તું કોણ છે, આશ્ચર્ય છે અત્ય. ૧૮
મેં અપરાધ કરચો નથી, જાતો તો હું વાટે;
રોધ થયો બ્રહ્મ લોકનો, તે કહેની શામાટે. ૧૯.
ત્યારે બોલી તે પદમની, બીજું પાપ ન ત્હારૂં;
આંહાંથકી ઊડતાં, થયું ઉલંધન મ્હારૂં. ૨૦.
અપરાધ તુજને એટલો, આવીને અડીયો;
માટે ન બ્રહ્મસદન ગયો, તું પાછો પડીયો. ૨૧.
એમ સુણી ફરી પુછિયું, કરી વિનય વિધાન;
જોતાં જડ જાતી તમો, કેમ આવડું જ્ઞાન. ૨૨.
ત્યારે કહ્યું મુને કમળની, ત્હારી ભાંજુ ભ્રાંત;
સાંભળ મ્હારા પુર્વનું, હે હંસા વૃતાંત. ૨૩.
પ્રથમ હુતી હું બ્રાહ્મણી, પતી પુનીત હું પામી;
તે બ્રાહ્મણ તપસ્વી ઘણો, કશી ન મળે ખામી. ૨૪
મેં મેના પાળી હુતી, એક ત્યાંહાં મન માહારૂં;
નુન્ય પડી સ્વામી સેવામાં, થયું કામ નકારૂં. ૨૫.
કાંતે કહ્યું સચવાય ના, એકે મન બેનાં;
શ્રાપ દીધો મુને તે સમે, તું પણ થા મેનાં. ૨૬.
તતક્ષણ હું મેના થઈ, ગ્રહી પારધી પાપી;
પણ તેણે દ્રવ્ય લોભથી, એક વિપ્રને આપી. ૨૭.

તે બ્રાહ્મણ રૂડો ભણ્યો, તેને પુત્રી એક;
તે દસમા અધ્યાયને, ભણું નિત્યે ટેક. ૨૮.
તેણે મુને પણ શીખવ્યો, દશમો અધ્યાય;
રાગે હું ભણવા લાગતી, અતી આનંદ થાય. ૨૯.
કેટલેક દીને પછી, ત્યાંથી છુટ્યું તન;
ત્યારપછી થઈ અપછરા, વસી સ્વર્ગભુવન. ૩૦.
નામ પડ્યું પદમાવતી, રૂડી આકૃતી જેહની;
પદમા નામે અપછરા, રહી થઇ સખી તેહની. ૩૧.
એક દિવસ આવી હતી, જળક્રીડા કરવા;
આન સરોવરને વીશે, આંહી તનતપ હરવા. ૩૨.
નીરાવરણ નાહાની હતી, સુખમાં દુખ લાવ્યા;
એવે સમે દૈવયોગથી, ત્યાં દુરવાશા આવ્યા. ૩૩.
મેં મરજાદ રાખવા; રૂપ બદલી લીધું;
શઠ પંચક મળી, પંડિયું વાંકુ સીધું. ૩૪.
સુગ મરાળ મુની સંક્રમે, કરી કમળની કાય;
પંચકી હા મુખ એક, બે કર ને બે પાય. ૩૫.
લાગી હું સર શોભાવવા, તે મુની મન જાણ્યું;
રૂડું કરતાં રૂઠિયા, ઉલટું દુખ આણ્યું. ૩૬.
મુને આવતો જોઇને, ધર્યું છળતનુ જેવું;
જા શત સંવત્સર લગી, રેજે એવું નું એવું. ૩૭.
તેજ દિવસની પદમની, થઇ આંહીં રહી છું;
પણ દસમા અધ્યાયથી, જાતીસ્મર થઈ છું. ૩૮.
વારીતણી નથી વેદના, સુખમાં નિત્યે રહું છું;
અદભુત એક કથા વળી, સાંભળ તુજને કહું છું. ૩૯.
એક સમે આ સરોવરે, મુની સાઠ હજાર;
સુંદર તપ કરતા હતા, શું થયું એક વાર. ૪૦.
એક ચંપકસ્તની અપછરા, આવી તે જોઈ;
વિહ્વળ સર્વ રૂપી થયા, ન રહ્યો ધ્રૃડ કોઇ. ૪૧.
આવ્યા સમીપે સહુ જણા, વદે વાણી ઘેહેલી;
એક કહે રાખે સહુ, દીઠી મેં પેહેલી. ૪૨.
અન્ય કહે તું વ્યર્થ છે, પુરવ મેં ભાળી;
સ્વામીએ સુંદરીતણો, કો નથી રખવાળી. ૪૩.
એમ વાદોમાં વહી પડ્યા, મુકી પાટુ પ્રાહારે;

સારંગપાણીજી નામે, ત્યાંહાં એક મારૂં સ્વરૂપ;
ભાવ સહિત ભજે સહુ, આનંદમય છે અનુપ. ૧૦.
ત્યાંહાં એક વિપ્ર સુનંદ નામે, માહારો ઉત્તમ દાસ;
તે મુજસ્વરૂપની આગળ, અંતર આણિ હુલાસ. ૧૧.
એકાદશમો શ્રીગીતાજીનો, ભણતો અધ્યાય;
નિત્યજ નેમ એ રાખતો, મુજને સુણી સુખ થાય. ૧૨.
શોહશ વરશમાં આવિયો, તે ગોદાવરી માંહે;
તિરથ સકળ આવી એક, સંવત્સર વસે છે જાંહે. ૧૩.
અષ્ટ તીરથ કર્યું સ્નાન વળી, બીજા તીર્થ અનેક;
કરતો ચાલ્યો ત્યાંહાં આવિઓ, મધ્યે શિવાલય એક. ૧૪.
પુજા પ્રણામ કરી વળી, ત્યાંહાં થકી ચાલિયો જ્યાંહ;
શકતીનું સ્થાનક આવિયું, નમન કર્યું વળી ત્યાંહ. ૧૫.
ત્યાહાંથકી આગળ ચાલિયો, આવિયું લક્ષ્મીનું ધામ;
આદર અતી અરચન કર્યું, વળિ દંડ પ્રણામ. ૧૬.
આગળ ચાલતાં આવિયું, નગ્ર એક અભિરામ;
વિવાહ મંડપ એહેવું નામ, મળ્યો નહીં વાસનો ઠામ. ૧૭.
બ્રાહ્મણ ભટકીને થાક્યો, આવ્યો પુર પટેલની પાસ;
વાસો રેહેવાસ્થળ માગિયું, દેખાડિયો એક અવાસ, ૧૮.
તે ઘરમાં સુનંદે કર્યો, સુખથી વિશ્રામ;
પ્રાતઃસમે પાછો પટેલે, રાખ્યો અભિરામ. ૧૯.
પ્રસન થઇને તે બોલિયો, સાંભળો હે ભુદેવ;
એ ઘરમાંજ રહો તમો, કરસું અમો સહુ એવ. ૨૦.
એમ સુણીને સુનંદે, કર્યો પછી ત્યાંજ નિવાસ;
ગ્રામપાળ પેલો રોતો આવ્યો, એક દીન દ્વિજ પાસ. ૨૧.
સુણિયે ઋશી આંહાં રાક્ષસ, એક રહે છે ભ્રષ્ટ;
તેણે ભક્ષ્યો મહારો પુત્ર, આજ ઘણું પામું છું કષ્ટ. ૨૨.
તમને જોવાને મેં મોકલ્યો હુતો, સાંભળો સત્ય;
મિત્ર તેનો એક સંગે હુતો, તેની પણ એ ગત્ય. ૨૩.
મેં તમને કપટે કરી, આપ્યું હતું ઘર એહ;
રાક્ષસાદી રેહે ઘણા, મારે ન જીવે તેહ, ૨૪.
દુષ્ટ દારૂણે પણ હે મુનીજી, માન્યો તમારો ત્રાસ;
એવું કહી ગયો ઠબકો દેવા, પેલા રાક્ષસ પાસ. ૨૫.
અરે ભુંડા મ્હારો પુત્ર હણ્યો, તે તુને ધિઃકાર;
મેં તો તુને કરી આપ્યો હુતો, આગળથી આહાર. ૨૬.

સુણી રાક્ષસ એમ બોલિયો, સાંભળ માહારી વાત;
હું કહું તે તું વીધી કર; જીવશે તાહરો તાત. ૨૭.
બ્રાહ્મણ પેલો સુનંદ નામ, આવ્યો છે આંહે;
તારા કહ્યાથી રહ્યો ત્યાંહે, રેતા હતા હમો જાંહે. ૨૮.
તે ભણે છે નીત્ય ગીતા, એકાદશમો અધ્યાય;
સાતવાર કરી કરી ભણી, જળ છાંટતો જાય. ૨૯.
તો જીવે તાહરો પુત્ર, ભદ્ર માહારૂં પણ થાએ;
એથકી માહારો મોક્ષ છે, સાંભળ પુર્વ કથાએ. ૩૦.
હું પુર્વે બ્રાહ્મણ હતો, કરતો કૃશીવળ કર્મ;
પુરવતણો તપેશ્વરી, ચૂક થયો કરતો અધર્મ. ૩૧.
એકાદા ક્ષણે એક પથીક, ગ્રહો મુજ ક્ષેત્રની પાસ;
મેં કરી પક્ષ મુકાવિયો, કરવા ના દીધો નાસ. ૩૨.
અપર ગ્રહ્યો વળી તે ન મુકાવિયો, થયું એ પાપ;
તેઓ પણ પછિ છુટિયો, પોતાના તપને પ્રતાપ. ૩૩.
તેણે દીધો મુને શ્રાપ, થજે તું રાક્ષસ દેહ;
સાહે કરીના સમીપ હતો, કરતી રાક્ષસ એહ. ૩૪.
હિંસા થતી હોય જાણે નવારે, ન બળ સમ થાયે,
તો પછી તે પણ પાપ પેલાનો, વીભાગી થાયે. ૩૫.
મેં ફરીને કરી વીનંતી, ભાગો અનુગ્રહ શ્રાપ;
તેણે કહ્યું કરૂણા કરી; થોડામાં છુટેશ પાપ. ૩૬.
વિવાહ નગ્ર મંડપમાં, તહારો વસવાનો ઠામ;
ત્યાં એક બ્રાહ્મણ આવશે, સુંદર સુનંદ નામ. ૩૭.
તે એકાદશમો અધ્યાય ભણ્યો, જળ અંજલી સાત;
જાં તુંને છાંટશે થાશ સદય, દિવ્ય તંન અવદાત. ૩૮.
તાહારા ઉદરવિશે અસ્તી હશે, ઘણાં લોકનાં જેહ;
તે સહુ મોક્ષને પામશે, તેહેમાં નહિ સંદેહ. ૩૯.
એશી વીમાને ચતુરભુજ થૈ, તું વૈકુંઠ જાશ;
કાંજે એકાદશ અધ્યાય મહીમા, ઘણોછે પ્રકાશ. ૪૦.
સાંભળ એક મુની અપવિત્ર, ગ્રામ જળ માંહે;
નાહ્યો અજાણે ભણતાં, એ અધ્યાને ત્યાંહે. ૪૧.
લોક કહે તમો એહેમાં શું, ન્હાય નથી કશું સાન;
તેણે કહ્યું તમો સમજ્યા નહીં, એતો તિર્થ મહાન. ૪૨.
ભણતાં મુખે અગિયારમો, ગીતાજીનો અધ્યાય;

સ્નાન કરતાં મેં તત્કાળ દીઠો, અકળ મહિમાય. ૪૩.
કોઈ એક પક્ષિની ચંચુથી, ગરતી પડ્યું એ નીર;
પ્હોંચ્યું પરમ પદ દીઠું મેં, થૈ ગયું દિવ્ય શરીર. ૪૪.
ઋષિને સંગે પછે નાહ્યા, જોવા ગયા વૈકુંઠ વાગ;
માટે સુનંદને કહે જઈ કરો, એ રૂડું કામ. ૪૫.
પટેલે પછે જઈને તેમ કહ્યું, કર્યું આજ્ઞાએ તેહ;
છાંટતાં નીર નીશાચર, પામ્યો ચતુરભુજ દેહ. ૪૬.
ભક્ષ્યા હતા જે જિવ તે સહુ, ગયા વૈકુંઠધામ;
બાળક પેલો બતાવ્યો, ચતુરભુજ તન અભિરામ. ૪૭.
રાક્ષસ કહે પેલો પુત્ર તાહારો, કહેવું હોય તે ભાખ;
જો એતો વિષ્ણુ સરીખો થયો, બળતો હોયતો રાખ. ૪૮.
પટેલે પુત્રનો પિતાંબર, પાલવ સાહ્યો ત્યાંહ;
હે સુત તું કાંહાં જાય છે, હું તહારો તાત છું આંહ. ૪૯.
ત્યારે પુત્ર પછિ બોલીયો, સાંભળ તું મ્હારી વાત;
કોણ પિતા કોણ પુત્ર છે, એ સહુ મિથ્યા ખ્યાત. ૫૦
કો સમે મ્હારો પુત્ર થયો, કો સમે હું તહારો બાળ;
એમ અનાદિક આગળની, ચાલી જાયે ઘટમાળ. ૫૧.
માટે કહ્યું કર માહરૂં તો, આવિશ મ્હારી પાસ;
શીખ તું એજ અધ્યાય, થઈને સુનંદનો દાસ. ૫૨.
એમ કહી ચડી બેઠા વીમાન, ગયો મોહ ધામ;
રાક્ષસાદી વસ્યા વૈકુંઠમાં, સહુ એકે ઠામ. ૫૩.
પછે ભણ્યો પેલો પટેલ, એકાદશમો અધ્યાય;
સહિત સુનંદ માય, બેઉ વૈકુંઠ શ્રીહરિરાય. ૫૪.
એમ કહ્યું કમળાપતિયે, કમળાની પ્રત્યે;
ગૌરીને ગંગાધરે કહ્યું, આનંદ પામ્યાં અત્ય. ૫૫.
તે અનુસારે કર્યું પદબંધ, શ્રીકૃષ્ણ પ્રતાપ;
ગાન ગીતાજી કરો સહુ, કહે દયો સમરો તાપ. ૫૬.

ઇતિશ્રી પદ્મ પુરાણે શ્રી ગીતામહાત્મે શ્રી નારાયણ લક્ષ્મીસંવાદે એકાદ-
શોધ્યાય:

તેને ગળતાં થશે સિદ્ધ કાજ, સુણી મળિયો મુનીને રાજ;
કીધો પ્રણામ શ્રદ્ધા આણી, પાસે ઉભો જોડી જુગ પાણી. ૧૭
બોલ્યા સિદ્ધસ્માધ એવી વાણી, તારા મનની વાત મેં જાણી;
આવ બેસ કુંવર બુદ્ધિવંતા, રખે અશ્વની રાખે ચિંતા. ૧૮
એમ મંત્ર ભણ્યા તતખેવ, કીધું આકરશણ સહુ દેવ;
એટલે સહુ તેત્રિસ ક્રોડ, આવી ઊભા રહ્યા કરજોડ. ૧૯
મુની કહે હય હરિયો કોણે, લાવો શિઘ્ર મુકો સ્થળ આંણે;
નહિં તો સ્થાનક મુકાવીશ, સુણી કંપ્યા કોટી તેત્રીશ. ૨૦
હુતો ઇંદ્ર તુરીને લીધો, પળ મ્હેલ્યો મોકલી દીધો;
ઇંદ્રે પુછાવ્યું જે મુની હાવું, આજ્ઞા હોય તો નમવા આવું. ૨૧
સુખથી આવ કહ્યું રૂષી જ્યારે, ઇંદ્ર આવી પડ્યો પગ ત્યારે;
રાજપુત્રને ઘોડો આપ્યો, અંગો અંગે આનંદ વાપ્યો. ૨૨
મુની મહિમા નીહાળ્યો અપાર, રાજપુત્રને ઊપજ્યો વિચાર;
એનું અકળિત બળ ખ્યાત; એતો જીવાડે માહારો તાત. ૨૩
એવું ધારીને વીનતી કીધી, હસી હા કહી આજ્ઞા દીધી;
તાહારૂં કારજ સિદ્ધ પમાડ્યું, ચાલ તાત તાહારાને જીવાડું. ૨૪
રાજપુત્ર ઘોડે ઘેર લાવ્યા, મોટા સિદ્ધ સદન પધરાવ્યા;
તળી રાખ્યો હુતો નૃપ જ્યાંહે, મુનીરાય પધાર્યા ત્યાંહે. ૨૫
જોતાં સકળ વાડવનું વૃંદ, મુની ધ્યાન ધર્યું ગોવિંદ;
લીધું ઉદક અંજળી ભરીને, છાંટ્યું જ્યાં અભિમંત્રણ કરીને. ૨૬
ક્રોધ નિદ્રાથી ઉઠે જેમ, ભુપ બેઠા થયો ઝટ તેમ;
વીતી વાત કહી વિસતારી, સિદ્ધસ્માધ મહીમા ભારી. ૨૭
નૃપ નમીયો પાગ શીર ધારી, હેતુ પુછવા વાત વીચારી;
પાણી જોડી પુછ્યું ભુપ એમ, પામ્યા આવડું પ્રાક્રમ કેમ. ૨૮
સિદ્ધસ્માધ કહે સુણ ભુપ, ત્હેનું કારણ ભાખું અનુપ;
સુણ શ્રી ભગવત ગીતાય, તેનો દ્વાદશમો અધ્યાય. ૨૯
ત્હેને નિત્ય ભણું વિશ્વાસે, બળ અવર ન રાખું પાસે;
એ અધ્યાયનું જોર પ્રચંડ, ચાહું તો રચું નવલ બ્રહ્મંડ. ૩૦
એક મૃતકને જીવન કીધું, એમાં તે શું પ્રાક્રમ કીધું;
સુણી સિદ્ધસ્માધની વાણી, નૃપ નમિયો જોડી જુગ પાણી. ૩૧
ભણાવો મુને તે અધ્યાય, નીજ ભૃત જાણી મુનીરાય;
સાચો પ્રેમ લહ્યો રૂશી આવ્યો, પીતા પુત્ર બંધેને ભણાવ્યો. ૩૨
બળ ઉભય અલૌકિક પામ્યા, કાળકર્મ અવિદ્યા વામ્યા;

વૃહદ્રથ નામે એ ભુપ, થયો શુદ્ધ નારાયણ રૂપ. ૩૩.
ભુપ પામિયો વૈકુંઠવાસ, વસે જ્યાં સદા હરિ હરિદાસ;
ઝાઝો મહિમા કહું તુને શું, આવ્યો તેને પુજું છું હું. ૩૪
હરખ્યા પદ્મા સુણી પતી વાણી, નીલકંઠે તે વાત વખાણી;
તેહને સ્ફુટ કરી જન દયારામે, સાધારણ મતિ સુખ થવા કામે. ૩૫

ઇતિશ્રી પદ્મપુરાણે ગીતા માહાત્મે શ્રી નારાયણ લક્ષ્મીસંવાદે
દ્વાદશોધ્યાયઃ ॥

---

શ્રી મહાદેવોવાચ.

નીલકંઠ કહે સાંભળ નારી, પદ્મપુરાણકથાયજી;
ત્રીદશમા અધ્યાય તણો હું, કહું તુજને મહિમાયજી. ૧.
લહી લાલસા લક્ષ્મી કેરી, બોલ્યા લક્ષ્મીકંતજી;
માહાત્મ ત્રયોદશમાનું કહું, કેમ હે લક્ષના નથી અંતજી. ૨
સાંભળ દક્ષણ દેસ વિશે એક, હરિહર નગ્રનું નામજી;
તુંગભદ્રા સરિતા શુચી તીરે, અતિવિસાળ અભિરામજી. ૩
હરિદીક્ષત નામે એક બ્રાહ્મણ, દક્ષ વિવેક વિચારજી;
સુગણ સુશીલ સદાચારી, ત્રીવેદતણો ભણનારજી. ૪.
પણ તેની સ્ત્રી દુરાચારિણી, અતી વલ્લભ વ્યભિચારજી;
રમણ કરે પર પુરૂષની સંગે, નિત્ય નવા નહી પારજી. ૫.
સ્વામીતણી મરિયાદા ન માની, થઇ પ્રસિદ્ધતા ચોડેજી;
શિક્ષા દે તેને સ્વામીની પેઠ, કરવાને દોડેજી. ૬.
સ્વસુરપક્ષીથી નેત્રજ તાણે, સામુ નવ બોલાએજી;
નીરંકુશ થઇ તે વળતી, મનમાને ત્યાં જાએજી. ૭.
એક શમે આતી કામાતુર થૈ, વિરહાનળે તપાવીજી;
કરચુ હતું વન સંકેતસ્થળ, નીરદ નિકળ ત્યાં આવીજી. ૮.
રૂત વસંત દ્રૂમ બેલ નવાંકુર, વિવિધ કુસુમ રહ્યા ફુલીજી;
લલિત લતા પ્રફુલીત કુંજકુંજે, મધુપ રહ્યા ત્યાં ઝુલીજી. ૯
વાયુ સુગંધી ચોદિશ ચાલે, કલરવ કોકિલ મોરજી;
સુકસારિકા સુભગસ્વર સારસ, વિરહીજન ચિતચોરજી. ૧૦.
દ્વિજ ઇત્યાદીક મધુર બોલે, ભમર કરે ગુંજારજી;
મદન ઉદય જોતા વન પાસે, ત્યાં આવી તે દારજી. ૧૧
વસ્ત્ર વસંતી અનુપમ આભરણ, રાજે સોળે શણગારજી;

અન્ય પુરૂષ સંગ લાલસા, વાધ્યો મદન અપારજી. ૧૨.
વસંત રૂતુની જેમ જેમ વનદ્રૂગ, અંતો છબી જોવા લાગીજી;
તેમ તેમ તરૂણ પુરૂષ મળવાની, વિરહવેદના જાગીજી. ૧૩.
એમ કરતાં રજની થઇ પછી, ચંદ્રચંદ્રીકા ખીલીજી;
વન શોભા વાધી બ્રહે વાધ્યો, દેહ દસા ગઈ ભુલીજી. ૧૪.
વૃક્ષ વૃક્ષને દે આલિંગન, ચુંબન દે નરભ્રાંતજી;
તેમ તેમ વિકળ થઇ અતિઅબળા, ચિત્ત ન પામ્યું શાંતજી. ૧૫
એમ કરતાં આગળ ચાલી, મૃગ સુતા જ્યાં જોએજી,
પતીઆશંકા જનને જગાડે, ભાન રહ્યું નહી કાંએજી. ૧૬.
એવામાં એક વ્યાઘ્ર આવિયો, દોડી ગઇ તે પાસજી;
જોબન વંત પુરૂષ જાણીને, આલિંગનની આસજી. ૧૭
સાહી શારદુલે હ્રદય વીડારણું, કરવા માંડ્યું જ્યાહેજી;
ત્યારે શમજી વ્યાઘ્ર નાહે નર, વચન વદી પછી ત્યાંહેજી ૧૮.
અરે વ્યાઘ્ર મુજને સીદ મારે, મે તુજને નથી જાણ્યોજી;
કોઇ એક ભાવ સમીપે આવી, જાણ્યો તે નવ માણ્યોજી. ૧૯,
પછી વ્યાઘ્ર બોલ્યો હે સ્ત્રી મે, જાણી કીધી ઘાતજી;
સાંભળ મ્હારા પુર્વ જનમની, કહું વિસ્તારી વાતજી. ૨૦.
મુનીપ્રાસુ નામે નગ્ર તાંહાં, હું રેહેતો બ્રાહ્મણ જાતીજી;
તીર્થમલાપહ પંચ લિંગશિવ, સ્થાપક જ્યાંહાં વિખ્યાતીજી. ૨૧.
રાત દીવસ ત્યાં બેઠો રેહેતો, કરૂ પ્રતિગ્રહ સર્વજી;
વેદ તણો પાઠી શંપુરણ, સહુ દ્વિજ ગાળ્યા ગર્વજી. ૨૨.
જ્યાંહાં ત્યાંહાં દ્રવ્યની લાલચે ભણતો, નહિં શ્રદ્ધાનો ગંધજી;
ઉદર ભરૂં એટલુ ફળ પામ્યો, વૃદ્ધ થયો પછે અંધજી. ૨૩.
તદપિ અન્યઅંગુળી ગ્રહીને, પ્રતિગ્રહ કરવા જાતોજી;
ન ઘટે ત્યાં હું દરભ આપતો, પ્રેત તણું અન્ન ખાતોજી. ૨૪
વળતો વૃદ્ધ ઘણું દુખ પામ્યો, મરણ થકી તે વારજી;
ઘણા કાળ લગી નરક ભોગવી, થયો વ્યાઘ્ર અવતારજી. ૨૫
વીના ભાવ પણ વેદ ભણ્યો, તે છેક વ્યર્થ કેમ જાયજી;
જાતીસ્મર છું તેહ પ્રભાવે, સમજી માંડું પાએજી. ૨૬
જે કો જન ધરમીષ્ટ હરીજન, સાધવી સ્ત્રી નવ મારૂજી;
તું છે મોહા વ્યભિચારણી દુષ્ટ, માટે તુજને વિડારૂજી. ૨૭
એમ કહી કટકા કરી નાંખ્યા, આવ્યા યમના દુતજી;
યમરાજાની પાસે લાવ્યા, દેતા દુઃખ અદભુતજી. ૨૮

વિષ્ટા કુંડ વિશે જઈ નાખી, ઉચીત વીચારે આવ્યું જી;
રઉરવ કુંભીપાકાદિક બહુ, નર્ક કષ્ટ ભુક્તાવ્યુંજી. ૩૦
બળતી એક મનંતર ભુક્તાવ્યું, અગ્નીકુંડ દુખ ભારીજી;
તાર પછી તે દુગ્રા દારા, થાંડાળી અવતારીજી. ૩૦
ત્યાંહાં પણ થઈ વ્યભીચારિણી પાછી, અવર ન સુજે કાર્યજી;
એક સમે એક ઊતમ બ્રાહ્મણ, વાસુદેવ આચાર્યજી. ૩૧
વઈશ્ણવ તેજસ્વી શોભેછે, ઉધપુંદ્ર સુભ ભાળજી;
પર્યા શંખ ચક્રાદીક કંઠે, તુળસીકાષ્ટની માળજી. ૩૨.
કરે વેદના અર્થ અપુરવ, વેદની આગ્ના પાળેજી;
એક દીવસ તીસ્થે હરીમંદીર, સનમુખ કૃષ્ન નીહાળેજી. ૩૩.
ત્રીદશમો અધ્યાય ગીતાનો, ભણી રહ્યેછે જ્યાંહેજી;
હરીઈચ્છા પેલી ચાંડાલી, આવી નીસરી ત્યાંહેજી. ૩૪.
દુર રહી તે શ્રવણે ધરીયો, વાણી લાગી મીઠીજી;
સદ્ય દિવ્ય થઈ ચઢી વીમાને, વાસુદેવ તે દીઠીજી. ૩૫.
પુછીયું તેહ સમય તું કોણ છે, શે પુન્યે આ ગત્યજી;
તેણે કહ્યું એ તમારે પુન્યે, હું હતી દુગ્રા અત્યજી, ૩૬,
વાસુદેવ ભગવાનસરીખા, વાસુદેવ છો આપજી;
વાસુદેવથી પતિત ઓધરે, તેમ હું તમ પ્રતાપજી. ૩૭.
ત્રીદશમો અધ્યાય તનો મુખ, સાંભળીયો શ્રદ્ધા ખાલીજી;
તેયકી કુળસહીત ઓધર્યું, વઈકુંઠ કહી ચાલીજી. ૩૮.
તે વિમાન સરવેનાં દીઠાં, વાસુદેવ નીજ દ્રષ્ટેજી;
દુર્લભ દેહ પામ્યા વર્ણાશ્રમથી, જે ન મળે મોહા કષ્ટેજી. ૩૯.
હરિ બોલ્યા શ્રીમહાત્મ અપરમીત, કહ્યો એક ઇતિહાસજી;
ભુતેશ્વરે ભદ્રાને ભાખ્યું, ભીષ્મજીએ અતિ ઉલ્હાસજી, ૪૦.
દયારામ પ્રબંધે ગાએ, ગુરૂગોવિંદ કૃપાએજી;
ગીતા ત્રીદશમા અધ્યાતણો, અદભુત મહિમાએજી. ૪૧.

ઇતિશ્રી પદ્મપુરાણે શ્રી ગીતામહાત્મે શ્રી નારાયણલક્ષ્મી સંવાદે ત્રીદશો અધ્યાયઃ ૧૩

---

શ્રી મહાદેવો વાચ.

ઢાળ.

શ્રી મહાદેવ વળી બોલીયા, સાંભળ સુંદરીરે;

ફરી કમળા કહ્યું કરજોડી, કહો મુને શ્રી હરીરે. ૧.
અગ્ર કહેવો છે અધ્યાય, ચતુરદસમા તણોરે;
બોલ્યા પ્રભુ સ્ત્રી જો તુને, આદર છે ઘણોરે. ૨.
એક ભુતળે ભરતખંડમાંહે છે, ભુષણ સહુ તણું રે;
કાશમેર મંડળ અતી સુંદર, નગ્ર સોહામણુંરે. ૩.
તે નગ્રતણી અધિષ્ઠાત્રી, દેવતા સરસ્વતીરે;
તેને ઉપાસીને ઘણા લોક પામે છે, બ્રહ્મલોકને ગતીરે. ૪.
સુર્યવર્મા ત્યાંહાનો ભુપ, પ્રતાપી પવીત્રતારે;
છે વિક્રમ વેતાળ, ભુપાળની સંગે મિત્રતારે. ૫.
પોત પોતાના દેશની વસ્તુ, મોકલે સોહામણીરે;
એમ પરસ્પરે કરે મનુહાર, કરે મનથી ઘણીરે. ૬.
એકદા કાશમેર મહીપ, શીંગળના ભુપનેરે;
જુગ શ્વાનની મોકલી સુંદર, જોઈ સ્વરૂપનેરે. ૭.
તેથકી વિક્રમ વેતાળની, પ્રસંનતા થઇ ઘણીરે;
તેણે મોકલીયા બે હસ્તી, સહુ ગજમાં માણીરે. ૮.
પેલા શ્વાનનીને સુખપાલે, બેસાડે પ્રીતથીરે;
કરે ચમર એકેકો સેવક, રાખે એ રીતથીરે. ૯.
પછે એક સમે નૃપતી નીસર્યો, મૃગીયા કારણેરે;
લીધા કુંવર પોતાના સંગ, ચાલ્યા પુર બારણેરે. ૧૦.
માંડ્યો સસલાનો પરીસોધ, એક કોઇ ભાસિયોરે;
કીધો બહુ શ્રમ આવ્યો ન હાથ, પ્રાણ લેઈ નાસીયોરે. ૧૧.
તેહેની ઉપર મુકી કુતરી, દીસે ના દોડતીરે;
થઇ ક્ષણમાં શશલાની લગભગ, શીઘ્ર ઘણી ગતીરે. ૧૨.
પેલો સસલો ઘણો વેગવાળો, તોયે પણ હરમડોરે;
કહું સંતાવ્યા સારૂ એક, ખાડામાંહે પડ્યોરે. ૧૩.
ત્યાંથી પણ સાહ્યો રંડાયે, શોધીને વીદારણ કર્યોરે;
સમો પાંમી છુટી વળી નાઠો, તે રૂધીરનો ભર્યોરે. ૧૪.
ઘણું નાઠો ઘુમરડી દેઇ, ચુકવીને ચાલિયોરે;
કુત્તા સ્વાની ખોરાક ખાનારી, કંઠે જઇ ઝાલિયોરે. ૧૫.
પછે તે સમે રાજાને લોકે, હોકારો બહુ કર્યોરે;
કાંઇ હરપી ખરી મુખ ઢીલું, પડ્યું છુટી નીસર્યોરે. ૧૬.
શાકાપત્ર પડ્યાં હુતાં અગ્ર, સંતાયો ત્યાં છાયોરે;
આવી શોધતી શોધતી ત્યાંહ, શુની નીશરી તે પામ્યોરે. ૧૭.

એમ કૃષ્ણે કહ્યું કમળાને, શીવે કહ્યું શક્તિનેરે;
તેમ દયે કહ્યું પદ બાંધ, થવા ઉર ભક્તિનેરે. ૨૪.

ઇતિશ્રી પદ્મપુરાણે શ્રી ગીતામહાત્મે શ્રી નારાયણ લક્ષ્મી સંવાદે ચતુર્દશો અધ્યાય : ॥

---

ઢાળ.

શ્રી મહાદેવોવાચ.

કેહે પશુપતી સુણ સતી, બાણું આ ઉપચાર છે રાગત્રીરોગનેરે;
કહ્યું પદ્માને પરિશ્રમ, સુણ મહિમા પુરૂશોત્તમ યોગનેરે. ૧.
એક ગોડ દેશતો ભુપ, ગુણે કોઇ સમોવડ ન મળેરે;
નામ નૃસિંહરાયે, અનુપ સદગુણ વાસ્યા સહુ તેની તળેરે. ૨.
ભીજી રહે છે ભુમી સદાકાળ, હસ્તી મદે જેમ ચોમાસે કરીરે;
જેહેના તુરી પગ ખુરીથી ખાણાઇ, પૃથ્વી થઇ રહી છે ગણીની જરીરે. ૩.
એહેવા ગજેંદ્ર જેહેને ઘેર, ઇંદ્ર ભય જાણે શરણે આવ્યો રહ્યોરે;
પોતે એહેવો વિભુવરાય, જાણે પરીક્ષતરાય પ્રગટ થયોરે. ૪.
જેહેને દેશે અવગુણ કોઇ નહીં, મહી ભાર તેહેના શીર શોરનેરે;
હરી ગુરૂ દ્વીજ સંતનો દાસ, શક્ય રામજે ધરમ અગોરાનેરે. ૫.
તેહેનો સૈન્યપતી એક સાર, શરભપેરંડ નામે ઘણો બળિયોરે;
નૃપ જેટલો વેભવ ભવ ઘેર, તેવો પ્રતાપ જાણે સહુ તે તણોરે. ૬.
એ રાજ લાલસામાટે, શરભપેરંડને સરખો વિચારિયોરે;
દુષ્ટે કપટ કર્યું તે સાથ, રાજ ભોગવવા મહિપતિ મારીયોરે. ૭.
તેના માર્યા સઘળા પુત્ર, શણિયે હણિયો શત્રુ જમર કર્યોરે;
કર્યો વેભવ સઘળો હાથ, બેઠો નૃપ આસન નૃપ પોતે ઠર્યોરે. ૮.
પણ પોહોચ્યું નહીં બહુ દીન, મુરછીત થૈ મુત્ર બંધાયું મુઓરે;
ઘણા કાળ ભોગવી નર્ક, પછે તુરી પરીક્ષત ઘેર અવતર્યોરે. ૯.
દેશ કાશમેર મોઝાર, ઉત્તમ પંચકલ્યાણો તે તુરીરે;
લીધો એક વેપારીને બાળ, મુલ્ય આપ્યું છે તેહેનું ભરીરે. ૧૦
તેવાના શત સોવર્ણ મોહોરે, આપી સોદાગર અધીક ઇનામમારે;
તે લાવ્યો પોતાને ધામ, કોઇ એક દહાડો આવ્યો કામમારે. ૧૧
પછે દીઠો કોઇ એક રાએ, મુલ આપ્યું મુખે માગ્યું ને ગ્રહ્યોરે;
જેવો અશ્વ તેવો રાએ, થયો સ્વાર ઘણો શોભી રહ્યોરે. ૧૨
ઘણી સેન્યા લીધી સંગ, રંગ ભર્યો મૃગયા રમવા ચડ્યોરે;

એક મૃગપુછળ કરી રેડ, સેનથકી અતીસે અળગો પડયોરે. ૧૩.
ઘણો અર્મીત ઘણોજ ત્રશાર્ત, ન મળે જળાશ દ્રષ્ટ કીધી દુરીરે;
દીઠીછાયા ગયો ત્યાં રાય. એક શીલા હતી ત્યાં બાંધ્યો તુરીરે. ૧૪
પંદરમા અધ્યાયનો શ્લોક, અડધો લખ્યો શીલાપર દીઠોરે;
તે વાંચવા લાવ્યો રાએ, પ્રગટ પોકારી લાગ્યો મંડોરે. ૧૫
પડયાં શબ્દ અશ્વને કાન, મુક્યું શરીર ચતુરભુજ થયોરે;
લાવ્યા વિષ્ણુદાસ વીમાન, ગોનૃપે ચઢીને વઇકુંઠ ગયોરે. ૧૬
ચડયો ડુંગર ઊપર રાય, જોવાને સહુ સઈન્ય પોતાતણુંરે;
દ્રુમ કેતકી જાય ચમેલી, ફળ ફુલે વન દીઠું સોહામણુંરે. ૧૭
ત્યાંહાં બ્રાહ્મણ દીઠા એક વસતો, પંડીત વઇષ્ણુવતા ખરીરે;
શંખ ચક્ર તીલક સુભ ભાળ, તુળશીની માળા કંઠ ધરીરે. ૧૮
ભુપે જઇને કર્યો પ્રણામ, પુછયું વીનય કરી મુજ સંદેહ ખુવેરે;
મુની કહીએ કારણ હોય, અશ્વ એકાએક કેમ મારયો મુવોરે. ૧૯
વળી ધરી અલૌકિક દેહ. દીઠા મેં દ્રષ્ટે ઉરધ પંથે ગયોરે;
હશે હેતુ કશુ મહારાજ, જાયુંછે ત્યારનો હું તો ચકિત થયોરે. ૨૦
એમ સુણી કહ્યું સાધુ વિપ્ર, શંશય છેદવા રૂડા રાયનોરે;
પેહેલી શીળા ઊપર અર્ધશ્લોક, છે લખ્યો પંદરમા ધ્યાયનોરે. ૨૧
તે તેં વાંચ્યો હો પોકારીને રાએ, સાંભળ્યો અશ્વે ઉધાર તેથી થયોરે;
છુટયાં પુર્વતણાં મહાપાપ, એટલા અક્ષરે અક્ષયપદ ગયોરે. ૨૨
તાહારો સઇન્યાપતી એ પુરવે, રાસુ લીધું તુને મારી અધર્મ કરયોરે;
તું તો હતો પણ રૂડે રાએ, એ અધવાનતે અશ્વજ અવતરયોરે. ૨૩
હેતુ સાંભળી હરખ્યો રાય, શ્લોક પેલો અડધો પુરો ભણ્યોરે;
અંતે મને પામ્યો તેહ, ગીતાનો મહિમા મુખે ન જાએ વાણ્યોરે. ૨૪
જેમ સાગરથી ખગચંચ, રંચક હોમે રમા તેમ તુજનેરે;
પંચ દશમા અધ્યાયનુ મહાત્મ, વરણુતાં ન પાર લાગે મુજનેરે. ૨૫
એમ વદિયા શ્રી વઇકુંઠ નાથ, તેમ શીવે શૈલસુતા પ્રત્યે કહ્યુંરે;
તે ગાયું દયે પ્રબંધ, શ્રી ગુરૂદેવ પ્રતાપે જે લહ્યુંરે. ૨૬

ઇતિશ્રી પદ્મપુરાણે શ્રી ગીતા મહાત્મે શ્રી નારાયણલક્ષ્મી સંવાદે
પંચદશમો અધ્યાયઃ ॥

રાગ વણઝારાનો.

શ્રી મહાદેવોવાચ.

ચંદ્રચુડ વળી બોલીયા, સુણ શ્યામારે;
એમ પુછ્યું પરમાનંદ, રંગભરી રામારે. ૧
ખટદસ્માનું મહાતમ, કહું સુણ શ્યામારે;
સુણી બોલ્યા આનંદકંદ, રંગભરી રામારે. ૨
એક ગુર્જર મંડળને વીશે, સુણ શ્યામારે;
શુભ સોરઠ દેશનો રાય, રંગભરી રામારે. ૩
સકળાકુ નામ સોહામણુ, સુણ શ્યામારે;
ચંદ્ર સરખુ સકળ સુખદાય, રંગભરી રામારે. ૪
તે ભુપતીને હસ્તી ઘણા, સુણ શ્યામારે;
તેમાં એક મોટો સરદાર, રંગભરી રામારે. ૫
અધીકાર તેને અતી ઘણો, સુણ શ્યામારે;
સેવે સેવક તેને અપાર, રંગભરી રામારે ૬
તે મદોન્મત્ત ઘણો હતો, સુણ શ્યામારે;
રાત દામે ઝરે મદ વાસ, રંગભરી રામારે. ૭
લોહ શંખલાએ સહો સ્થંભથી, સુણ શ્યામારે;
હતો સાંકળ્યો ચારે પાસ, રંગભરી રામારે ૮
તે એક સમે અર્ધનીશા, સુણ શ્યામારે;
તોડયું બંધન બહુ ધરી ગર્વ, રંગભરી રામારે. ૯
ગજશાળા ભાંજી સ્તંભ પાડિયા, સુણ શ્યામારે;
પછે મહાવત્ર મારયા સર્વ, રંગભરી રામારે. ૧૦
તાંહાંથી છુટીને ચાલ્યો શહેરમાં, સુણ શ્યામારે;
પાડયાં વૃક્ષ કર્યાં ઘર ચુર, રંગભરી રામારે. ૧૧
હાહાકાર થયો સહુ નગ્રમાં, સુણ શ્યામારે;
નાઠુ જે જેમ તે તેમ દુર, રંગભરી રામારે. ૧૨
એમ પ્રાતસમે પછી થઇ ગયો, સુણ શ્યામારે;
એક દેવતીરથ દ્વીજ નામ, રંગભરી રામારે. ૧૩
તે સ્નાન કરી આવતો હતો, સુણ શ્યામારે;
જાતો હતો પોતાને ધામ, રંગભરી રામારે. ૧૪
વાર્યો સરવે કહ્યું ગજ છુટીયો, સુણ શ્યામારે;
રખે જાએ તું મારગ એહ, રંગભરી રામારે. ૧૫

કહ્યું કાંઈનું ન તેણે માનીયું, સુણ શ્યામારે;
ચાલ્યો હસ્તી સનમુખ તેહ, રંગભરી રામારે. ૧૬
રહ્યા લોક જોતા કેમ થાય છે, સુણ શ્યામારે;
ગજ ગાંડો પડ્યો દ્વીજપાસ, રંગભરી રામારે. ૧૭
કર ફેરીસરપેર દ્વીજે ફેરવ્યો, સુણ શ્યામારે;
થઇ શાંત ઉભો જેમ દાસ, રંગભરી રામારે. ૧૮.
આવી નમન કર્યું નૃપે તે સમે, સુણ શ્યામારે;
જપોછો શા એવા મંત્ર, રંગભરી રામારે. ૧૯.
મોહા વીફરેલો વારણ હતો, સુણ શ્યામારે;
જેથી ક્ષણમાં કર્યો સ્વતંત્ર; રંગભરી રામારે. ૨૦.
કહ્યું બ્રાહ્મણે હું હરીદાસ છું, સુણ શ્યામારે;
આવ્યો ભણતો બે ત્રણ શ્લોક, રંગભરી રામારે. ૨૧
શ્રી ગીતા સોળમાધ્યાયના, સુણ શ્યામારે;
તેણે કર્યું પરાક્રમ ફોક; રંગભરી રામારે. ૨૨.
સુણી કંચન સ્નાન કરાવ્યું, સુણ શ્યામારે;
મોહોલે પધરાવ્યા મુનીરાય; રંગભરી રામારે. ૨૩.
કરી ભેટ મ્હોર કોટી કનકની, સુણ શ્યામારે;
પ્રેમે પુજીને લાગ્યો પાય; રંગભરી રામારે. ૨૪.
ભણ્યો શ્લોક પેલો પછી ભુપતી, સુણ શ્યામારે;
જઇ હસ્તી અરાડ્યો હસ્ત, રંગભરી રામારે. ૨૫.
પછી પુરણ પ્રીતી હૃદે વસ્ત, સુણ શ્યામારે;
ગુરૂ ગીતા એ અધ્યાય, રંગભરી રામારે. ૨૬.
એવે કરી દ્રવ્ય તન છુટીયું, સુણ શ્યામારે;
થઇ સ્પર્શ રૂપી બળીરાય, રંગભરી રામારે. ૨૭.
રાજ આપ્યું રાજાએ પુત્રને, સુણ શ્યામારે;
આવ્યાં ત્રણેને વૈમાન, રંગભરી રામારે. ૨૮.
સદ્રૂપ ચતુરભુજ થૈ ગયાં, સુણ શ્યામારે;
બે વસ્તુ વના ભગવાન; રંગભરી રામારે. ૨૯.
ત્રણે વૈકુંઠ પદને પામીયા, સુણ શ્યામારે;
દ્વિજ ગજ નૃપ નીરખ્યા નાથ, રંગભરી રામારે. ૩૦
એમ કહી કથા શ્રીનાથજી, સુણ શ્યામારે;
કહી દયા કરી શિવ ગાથ, રંગભરી રામારે. ૩૧.
ઇતિશ્રી પદ્મપુરાણે શ્રી ગીતામહાત્મે શ્રી નારાયણ લક્ષ્મી સંવાદે
સોડશોધ્યાયઃ

## શ્રી મહાદેવોવાચ.

બોલ્યા શંભુજી સુણ ધન્યા, પુછું પુનઃ પયોધીકન્યા ;
સત્તરમા અધ્યાયનું મહાત્મ, મુને કહીયે તે પરમાત્મ. ૧.
એક ષડાડેખાહ ભુપ, તેનો કુંવર એક અનુપ;
તેનો ભ્રાત એક અભીરામ, તેહનું દુઃશાસન એવું નામ. ૨.
એકદા તે ગયો વનમાંહ, કીધો હસ્તીનો ખેદો ત્યાંહ ;
મારચો માતંગે કરતાં મસ્તી, રહી વાસના અવતરચો હસ્તી. ૩.
સુણો સત્તરમો અધ્યાય, ગતી પામ્યો કહું હરિરાય ;
સુણી બોલ્યાં કમળા વાણી, મુને કોહો વિસ્તારે વખાણી. ૪.
કહી પેરે યોગ કાંહાં મળિયો, સપ્તદશમો અધ્યા સાંભળિયો ;
તે કોહો મુને શ્રીરણછોડ, ઘણું શ્રવણ કરવા કોડ. ૫.
ત્યારે બોલિયા અકળ સ્વરૂપ, સુણ સુરદીપ એક ભુપ ;
તે ઘેર અવતરચો તેહ, પેલો દુઃશાસન ગજદેહ. ૬.
એકાદા કો કવેશ્વર આવ્યો, રૂડીપેરે રાજાને રીઝાવ્યો ;
કવી વિપ્ર હુતો વીદવાન, દીધું દુઃશાસન ગજદાન. ૭.
કરે પુરણ સમસ્યા જેહ, ઘણું માને ભુપ કવી તેહ ;
એક હસ્તી આવો સારો, સિંહલદ્વીપ ભુપનો ધારો. ૮.
ગજ દાન ગરીયે લીધો, વસુ લેને વિક્રે કીધો ;
એક માળવ દેશ અધીપ, તેણે લીધો વેચાતો દીપ. ૯.
ત્યાંહાં સુખમાં દિવસ લે કહાડે, પડચો મંદ કેટલેક દહાડે ;
જ્વર પીડા નેત્રે જળ વહેછે, જાતીસ્મર છે વાત સહુ કહેછે. ૧૦
ધાસ્યું માવતે રાજાને કહિયે, ગતી દૈવની કહેવી ના લહિયે ;
ધણીને સમાચાર સુણાવ્યો, મદ જોવા મહીપતી આવ્યો. ૧૧.
બોલ્યો હસ્તી સુણો હે રાય, એક વાતે રોગ મ્હારો જાય;
કાઇ વૈષ્નવ વિપ્રને લાવો, સપ્તદશમો અધ્યાય સુણાવો. ૧૨.
એવું સાંભળી હરખ્યો રાય, વદો વારણ અચરજ થાય;
પછે તેહવોજ વૈષ્નવ વિપ્ર, આણ્યો હરિ સંગ્રાકીશ ક્ષીત, ૧૩.
સંભળાવ્યો સત્તરમો અધ્યાય,શ્રી ગીતા જે પરમ પદદાય;
ભાવે હસ્તીએ સાંભળ્યો તેહ, સદ્ય મૃત્યું લહ્યો દિવ્ય દેહ. ૧૪.
થયો દીઠા ચતુરભુજ રૂપે, તે સમે એમ પુછયું ભુપે;
તમો કોણ કહો વિસ્તારી, કેમ કાયા કરી ભીની ભારી. ૧૫.

શાં સુકૃતથી પદ પરમ, તેનો અમને કહો જે મરમ;
પૂછે ઠૂીર દેહની નૃપ વાત, કહ્યું પુર્વનું સર્વ વૃતાંત.૧૬.
સપ્તદશમે અધ્યાયે શું ગત્ય, પામ્યો સાંભળ માસવપત્ય;
એમ કહીને ગયો ત્યાંહા ધામ, માંડ્યું મહીપતિ પણ એ કામ.૧૭.
શ્રી ગીતાનો સત્તરમો અધ્યાય, ભણે ભાવ થકી નીત્ય રાય;
અંતે તે પણ મુજ પદ પામ્યો, વળી એમ ભય સઘળાં વામ્યો.૧૮.
ગીતાગૌરવ જેમ શ્રીશ, કહ્યું તેમ ગોરજા ગોરીશ;
તે પદપંથે દયારામ, ગાયું કરૂણાખળ ઘનસ્યામ. ૧૯.

ઇતિશ્રી પદ્મપુરાણે શ્રી ગીતામહાત્મ્યે શ્રી નારાયણ લક્ષ્મી સંવાદે સપ્તદશમોધ્યાય:॥

રાગ રામગ્રી.

સાંભળવા કહી ભવ વાંણીજી, ગીતાગરના કહું વખાંણીજી;
કમળનેનસું કમળા બોલ્યાંજી, મહીમા મ્હોટો સુણીને ડોલ્યાંજી. ૧

ઢાલ.

ડોલ્યાં સુણી પ્રભુ ભાવ પ્રૌઢ, ન તરપી તૃપ્તી કથાએ;
અષ્ટાદશમાનો કહો મોહો, કહું જ મુજ મહિમાએ. ૨.
સુણી શ્રીમદ નારાએણ વદિયા, સુણ વિશ્વજનની જાણ;
અદભુત એ ઈતીહાસછે, એ અધ્યાયનો તું જાણ. ૩.
શશીશરોમણી જેમ ગોમતી, જેમ દિનમણી ભગવંત;
મુનીમાંહે વેદવ્યાસ, પુષ્કર તીર્થમાંહે મહંત. ૪.
જેમ પતિવૃતામાં અરૂંધતિ, જેમ પુષ્પમાં મણી પદ્મ;
રસપાંચમાં જેમ શ્રેષ્ટ અમૃત, સ્વાદ કેરૂ સદ્મ. ૫.
તેમ શાસ્ત્ર સહુમાં સમજવો, અધ્યાય આ સરદાર;
જે શ્રવણ કરતાં ના મળે, કાંઈ પુન્યકેરો પાર. ૬.
સુણ એકદા અમરાવતી, સહુ અમરનો જ્યાં વાસ;
જ્યાંહાં કલ્પતરૂ મંદાર, પારીજાતકાદી સુવાસ. ૭.
વળી ભોગ નાહાના ભાતના, સહુ કરે અમૃતપાન;
ત્યાં ઇંદ્ર ઈંદ્રાસને બેઠા, થાયછે સુભ ગાન. ૮.
એહેવે સમે એક પુરૂષ લોચન, સહેસ્ત્ર તેજ મહાંત;
આવતો દેખી ઇંદ્ર કેરી, કાંતી પામી શાંત. ૯.
તે આવી ઈંદ્રાસને બેઠો, શક્ર બેઠા દુર;

સહુ દેવ કરજોડી રહ્યા, શું પ્રતાપ દેખી પુર. ૧૦.
અપછરા લાગી નૃત્ય કરવા, કર્યું ગાંધર્વે ગાન;
ઈંદ્રાણી અમૃત કળસ લેને, આવી તેને સ્થાન. ૧૧.
તે બેસાડી અરધાંગ તેણે, રોહણી જેમ ચંદ્ર;
નિઃશતેજ થઈને ત્યાંહાં થકો, જઈ દુર બેઠા શક્ર. ૧૨.
મન વીચારે જે આવડો, અધીકાર આકશમાત;
શાથકી પામ્યો હશે હેતુ, નવ જડ્યો અવદાત. ૧૩.
હય મેં ગસ્ત કીધા નથી, નહી વાપી કુપ તડાગ;
નથી અન જળનાં સદાવૃત, આપીયાં ધરી અનુરાગ. ૧૪.
એણે ન રૂડાં વૃક્ષ રોપ્યાં, નહી પૃથ્વી દાન;
નથી અન્ન આપ્યું ક્ષુધીતને, હણ્યું દુઃખ નથી દુઃખવાન. ૧૫.
નથી મનોરથ કોતણો પુર્યો, આર્ત્ત આરતી હર્ણ;
ઇત્યાદી કંઈ કર્યું નથી, નવ રાખિયું કો શર્ણ. ૧૬.
એમ વીચાર્યું ઘણીવાર પણ, નવ ક્ષય થયો સંદેહ;
પછે કેટલા સુરસંગ લેઈ, તટસીંધુ આવ્યો એહ. ૧૭.
ત્યાં ઉપાસન મ્હારૂં કર્યું, મેં પુછીયું શી ત્રકન;
તે સમય શક્રે જોડી કર, મુજ પ્રત્યે કીધું પ્રશ્ન. ૧૮.
હે નાથ પેલો પુરૂષ, ઇંદ્રાસને બેઠા જેહ;
ઉથાપીયો મુજને કર્યું, શું પુન્ય ભાખો તેહ. ૧૯.
તે સમે હે શ્રી મેં કહ્યો, ઈંદ્રને સંશયયુક્ત;
કહું હુંતો પુરવે વિપ્ર, એ વૈષ્ણવી દીક્ષાયુક્ત. ૨૦.
શ્રીગીતાજીમો અધ્યાય, અષ્ટદશમો અભીરામ;
તેતણા પંચજ શ્લોક ભણતો, હતું મન સકામ. ૨૧.
નીઃશકામ હોત કદાપી તો, વૈકુંઠ પામત તેહ;
કામના મન હુતી તેથી, ઇંદ્રાસન પામ્યો એહ. ૨૨.
સાંભળ્યાં શ્રીજીનાં વચન, ઈંદ્રે કર્યો પરણામ;
આવિયો ગોદાવરી ગંગા, તીરથનું અભિરામ. ૨૩.
પછે વીચાર્યું શ્રી હરી, મુજને બતાવો એ મર્મ;
નિષ્કામ પાંચજ શ્લોકથી, એ લહેત મુજ પદપર્મ. ૨૪.
તે માટે હું નિષ્કામ, થઇને ભણું એ અધ્યાય,
ત્યાંહાં હતો બ્રાહ્મણ એક અદભુત, પરમ વૈષ્ણવરાય. ૨૫.
ભગવંત સેવા કરી નીત્યે, અઢારે અધ્યાય;
શ્રી ગીતાજીના ભાવયુક્તે, ભાગ્ય માની ગાય. ૨૬.

તે તાણું દરશણ કરે, તેનું કરે દરશણ જેહ;
વૈકુંઠ પદ તે લહે નિશ્ચે, એમાં નહીં સંદેહ. ૨૭.
ઇચ્છુ હું હું પાણુ તે તાણું, દરસણ અતિ અભિરામ;
તે વિપ્ર પાસે ઇંદ્ર આવ્યો, કર્યો દંડ પ્રણામ. ૨૮.
શાંશકાર પામ્યે પુરવના, વૈષ્ણવ થયો સુરરાય;
તે વૈષ્ણવને હું હું કરી ભણિયો, છેલ્લો એ અભ્યાસ. ૨૯.
પછે થોડે દીવસ લોક મહારા, લીધો ઇંદ્ર પ્રવીણ;
તે સુખ આગળ કોટી ઘણું સુખ, સ્વર્ગનું લાગું હીણું. ૩૦.
શ્રી ભગવદગીતા મહાત્મનો, નથી એટલે નીસ્તાર;
જો કોટી કલ્પ લગી કહું, તોયે નવ આવે પાર. ૩૧.
તે માટે પ્રતી અધ્યાયે કહ્યો, એકેકો ઇતિહાસ;
જે કોઇ અણું અભ્યાસે ગીતા, તેહને નહીં યમ ત્રાસ. ૩૨.
જે કોઇ શ્રી ગીતાતણો, રૂચી સાંભળે મહિમાન;
તેહને અષ્ટાદશોત્તરશત, રોગ રૂજ નવ થાય. ૩૩.
સંસાર ભય તેહને નહીં, મુજ પરમ પદ તમાં જાય;
જ્યાંહાં થકી પુનરાવૃતી નહીં, માહા ધામ જે કેહેવાય. ૩૪.
એમ કહ્યું ગીતામહાત્મ, શ્રીહરી રમાજી પ્રત્ય;
તેમ કહ્યું શ્રી મહાદેવે ઉમીયાને, હરખ હરે અત્ય. ૩૫.
શ્રી નર્મદાતટ પરમ પાવન, ચારૂ ચંદી ગ્રામ;
શ્રી રોપસાઈ પ્રભુ સદા જ્યાં, કર્યો છે વીશરામ. ૩૬.
તે પુરીમાંહે વસે કવી, શ્રી કૃષ્ણકેરા દાસ;
વૈષ્ણવની દીક્ષા વલ્લભી, જગત વીદીત વેદ પ્રકાશ. ૩૭.
શ્રીવંત ભટ સાઠોદરા, દ્વીજ ન્યાતી નાગર શ્રેષ્ઠ;
તે વંશ પ્રભુરામાત્મજ જે, આ ગાઈ ગાથા મિષ્ટ. ૩૮.
છે દયાશંકર નામ વિક્રતી, કરાવી ગુરૂદેવ;
દરભાવતી કો દીવસ વસી, રચના રચીછે એવ. ૩૯.
વક્તા તથા શ્રોતા કૃતારથ, પામ્યે પુરણ કામ;
શ્રીકૃષ્ણચંદ્ર પ્રસન્ન તેહને, સકળ સુખનાં ધામ. ૪૦.
શ્રીકૃષ્ણ પદસરોજ પ્રગટ્યાં, સભા સંત વિલાસ;
હે શ્રીભગવદગીતે દયા ભર, વક્ત્ર કરીએ વાસ. ૪૧.
શાકે અષ્ટદશ અધ્યાયના, શ્રીમદ્ય સુભગ શ્રાવણ માસ;
જનમાષ્ટમ ભૃગુવાર ગાયા, પુરણ પદ ઇતિહાસ. ૪૨.

# ભક્તિ પોશાણ.

શ્રી ગુરૂ વલ્લભ દેવને હું, પ્રથમ કરૂં પરણામ;
શ્રી વિઠુલ શ્રી કૃષ્ણ યમુને, મહા પુરણ કામ;
પુરણ કામ દામોદરદાસ, અષ્ટસખા પુરો ઉલ્લાસ;
શુભ મતિ દો અતિ પરમ પવીત્ર,
ભક્તિ સુપોષણ ગાઉ ચરીત્ર—સેવો શ્રી કૃષ્ણ કૃપાળ. ૧.
ચાર વેદ ખટ શાસ્ત્રનો, વારે વારે કર્યો વીચાર;
ઉપનિષદના અર્થને, શોધતાં નિકળ્યો સાર;
નિકળ્યો સાર શ્રી કૃષ્ણની ભક્તિ, સતસંગમાં કરવી અસક્તી;
પુરણ પુરૂષોત્તમયુગ ચરણે,
સર્વ સમરપીને રેહેવું શરણે—સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨.
નહીં કોઈ જેહેની સમોવડી, કોઇ ઇશ નહીં જેને શીશ;
સરવ વસ્તુ જે થકી થઇ, એકો કહાવે સરવના અધીશ;
સરવ અધીશ વદે સહુ જેને, નીગમ નેતિ નેતિ કેહે તેને;
શેષ મહેષ વીધી શ્રી અગસ્ય,
તેને કહીયે પુરણ પુરૂશોત્તમ—સેવો શ્રી કૃષ્ણ૦ ૩.
પુરૂશોત્તમને પરહરી જેનું, અન્ય અમર મન મોહે;
કામદુર્ગા મળી મુકીને, મહીષી પુત્રીનું પય દોહે;
દોહે ગાય મુકી મુંઢ પાડો, તર્ષે ગંગાતીર ખોદે છે ખાડો;
તેમ પુરણ તન અવર આરાધે,
મેહેનત માંથે પડે કાંઇ ન લાધે—સેવો શ્રી કૃષ્ણ૦ ૪.
રાખી ભરોસો અન્યનો, ન કરે આસરે અવિનાશ;
ઇછી અખિલ દુખ વામવા, વળી શ્રેય થવા મન આશ;
આશ કરે તરવા દધી પુર, શ્વાનનું હાથ ગ્રહી લંગુર,
તે જેવો પામશે શાગર પાર,
તરશે તેવો હરિ વિમુખ સંસાર—સેવો શ્રી૦ ૫.
કોટી ઉપાસન મલીનનું, જન તામ્રમુદ્રાસમ જાણો;
રૂપઇયો સુરસેવના વ્યુહ, કંચન મોહોર પ્રમાણો;
કંચન મોહોર બહુ હીરો, એમ અંશ અંશી સમજી રો;
સર્વ એ દ્રવ્ય હીરાથી થાએ,
હીરો કસ્યો કોહોનો નવ કેહેવાય—સેવો શ્રી૦ ૬.
જગત વૃક્ષ તેહેનું મુળ હરી, મુળ પોહોંચે વૃક્ષ પોષાએ;

પ્રતિશાખા જળ સીંચીએ તેથી, તૃપ્તી ન કોઇને થાએ,
તૃપ્તી ન થાએ વૃથા શ્રમ પોહોચે, સમજણ આવે તારપછી શોચે;
મુખદ્વારા સહુ ઇંદ્રી સંતોષે,
ભોજન અંગ લેવું કો ન પોષે—સેવો શ્રી૦ ૭.
જુઓ સ્વભાવ શ્રીકૃષ્ણનો, અવગુણને ગુણ જાણે;
અવળું પડે અન્ય દેવને, સામુ દે દુઃખ શાસ્ત્ર પ્રમાણે;
પ્રમાણ નહીં ફળ દે તોએ જાએ, હરિનું આપ્યું કદી નાશ ન થાએ;
અમર અરૂપ વર અધિક પ્રયત્ન,
પ્રભુ કોડી સાટે દે એ રત્ન—સેવો શ્રી૦ ૮.
વેળુ પીલતાં જો તેલ નીકળે, જળ મધ્યે નવનીત હોએ;
મૃગજળથી જો તૃષ્ણા ટળે તોએ, ભક્તિવિના ભદ્ર ન હોએ;
ભદ્ર ન હોએ મહત કદાપી, અભય ના હરિવિના કો શકે આપી;
હું નથી કેહતો પોકારે છે વેદ,
સમરો શ્રી કૃષ્ણ ટળે સહુ ખેદ—સેવો શ્રી૦ ૯.
મંત્ર આધીન સહુ દેવતા, યોગે વીરાટ પણ વશ થાય;
જ્ઞાની અક્ષરને જઇ મળે, પુરૂશોત્તમ પ્રેમે પમાય;
પ્રેમ ભક્તિ વશ પુરણાનંદ, એ ન અડે અન્ય સાધન ફંદ;
શ્રી મુખે ભાખ્યું, શ્રી ગીતામાંહ,
ના માનો તો જોજો ત્યાંહ—સેવો શ્રી૦ ૧૦.
શ્રવણ કીરતન શ્રી કૃષ્ણનું, સ્મરણ સેવ અરચંન;
વદન દાસત્વં સખ્યતા, વળી આત્મા નિવેદંન;
આત્મા નીવેદન નવધા કહીયે, પ્રેમ લક્ષણા દશમી લહીયે;
એ ભક્તિ સહુ સાધન તાજ,
જે પામે વશ થાયે વ્રજરાજ—સેવો શ્રી૦ ૧૧.
શ્રવણ પરીક્ષિત શુક કરી, કીર્તન સ્મરણ પ્રલ્હાદ;
શ્રી સેવન પુજન પ્રથુ, વંદન અક્રુર આલ્હાદ;
આલ્હાદ માન્યો કપીશ કિંકરતા, સખ્યતા ભક્તિ સુભદ્રા ભર્તા;
આત્મ નીવેદન બળીયે કીધી,
ગોપીજને પ્રેમ લક્ષણા લીધી—સેવો૦ ૧૨.
નામ કેશવનું કરણમાં પડતાં, સહુ થાએ પવીત્ર;
શરદ ઋતુના સંગથી, જેમ નિરમળ નીર વિચિત્ર;
વિચિત્ર જળ તેમ જાતી રે જાણો, સર્વ સાચી સદ નામે પ્રમાણો;
સુદ્ધ સુવર્ણ જેવું અગ્નીએ થાય,

માંજે ઓપે તેનો મેલ ન જાય—સેવો૦ ૧૩.
નામ કીરતન શ્રી કૃષ્ણનું; કળિમાં સહુ સાધન ત્યાજ;
ભવસાગર તરવા તણી, સહુને એ સુખપંથ પાજ;
પાજ પ્રગટ શ્રમ નહીં ઘણું રહેવું, દામ વિના ફળ થાય પળ પહેલું;
સર્વે રસતામાં સહુ ઠાર;
અધમ ઉત્તમ સહુને અધિકાર—સેવો૦ ૧૪
સતયુગે જે ફળ ધ્યાનથી, થાતું ત્રેતામાં યજ્ઞથી જેહ;
દ્વાપરે પુજને પામતા, સહુ કળિ હરિ કીરતન તેહ;
તેહ થકી પણ અધિક ફળ ગાતા, તો શું થયું તપ તીરથ ન્હાતા;
મણી માન્યો તે શોધે શીદ કોડી;
પણ વિચાર આરો મરે મુઢ દોડી—સેવો૦ ૧૫;
કળી કુડી આયુષમાં, કોઈ કર્મનો નહીં અધીકાર;
આડ ન સુતક નામને, નિરભય નીત કરીએ ઉચ્ચાર;
ઉચ્ચાર પાત્રે અભયપદ આપે, સકળ પાપ સંતાપને કાપે;
વેદ શાસ્ત્ર સહુ પુરાણ પોકારે,
તો હરિ હરી તું શેના ઉચારે—સેવો૦ ૧૬.
નામે અજામેળ ઓધર્યો, નામે તાર્યા શીખે બહુ પાપી;
અવળે નામે વાલ્મીક તાર્યો, અરધે ગુણકા ગત આપી;
આપી ગત્ય પત્યાદિક બહુને, જેણે જેણે આશ્રય કર્યો સહુને;
બે અક્ષરમાં બાંધ્યો સાર,
જેણે લહ્યો તે પામ્યો પાર—શેવો. ૧૭.
સ્નેહ સહિત શ્રી કૃષ્ણનું, કથા કીરતન જહાં નીત થાય;
કોટિ તીરથ આવી ત્યાં વસે, જેનું ભાગ્ય હોય તે ન્હાય;
ન્હાયો તેમાં તે પવિત્ર પ્રમાણો, તે વિના સર્વેને સુતકી જાણો;
જીવતાં શબ સરખા સહુ તેહ;
ભુતળે ભાર કર્યો ધરી દેહ—સેવો૦ ૧૮.
નટવર છબ નંદલાલની, એવું ચિંતન કર ચિતમ્હાંય;
મોર મુગટ શીર તીલક કુંડળ, નક વેશર ચિબુક સોહાય;
સોહે કઉસ્તભ મુકતા વનમાળ, કંકણી કર ગ્રહે મોરલી રસાળ;
પીતાંબર કટિ મેખળા સોહે,
નુપુર નખશિખ સું મન મોહે—સેવો૦ શ્રી ૧૯
સોળ ચિન્હ પદ પંકજે, દક્ષણ નવ વામે સાત;
સ્વસ્તી અષ્ટકોણ અંબુ દળ, જવ પત્રી ધ્વજ ઉર્ધ્વ રેખા વિખ્યાત;

ક્ષાત અંકુશ અંબુજમ વ્યોમ, કળશ ઇંદ્ર ધનુને અર્ધ સોમ;
ત્રિકોણ ગોપદ પાદ દશ ધ્યાન;
નિત્ય કરે નિરભય પદ દાન—સેવો શ્રી. ૨૦
જેમ નટ દૃગ દોરમાં, પણિહારીનું બેડાંમાહે;
ચિત્ત પરસ્પર જાતું, વળગ્યું રેહ ત્હાંનું તાહે;
તાંહ તેમ મન પ્રભુમાં નીત દેવું, સંશારમાં સાક્ષીવત રહેવું;
જગ ભાણે એ છે જંજાળી,
રાખ હૃદે શ્રીકૃષ્ણસું તાલી— સેવો શ્રી. ૨૧
કંસ શીશુપાળ પુતનાદીક, કામે સમર્યા શ્યામ;
એ વીના નાના ભાવથી, સમરે સર્યાં સરવેનાં કામ;
કામ થયાં તુચ્છ ભાવે જ્યારે, શું કેવું સ્નેહે સમરપેછે ત્હારે;
ચિત્ત અચળ જેનું કૃષ્ણમાં લાગ્યું;
તો સંકટ તેનું સહુ ભાગ્યું—સેવો. ૨૨
અન્ય સાધન એ આપણું, પણ શ્રીહરીને સુખ;
સેવામાં આનંદ ઉભયને, માટે ભજનાનંદ તે મુખ્ય;
મુખ્ય સેવન તે સુખી પ્રભુ કરવા, લોક વેદના ભય નવ ધરવા;
પુજા તે ચળે શ્રુતિ પ્રમાણ,
સેવા તે જેમાં સ્નેહ બંધાણ—સેવો. ૨૩.
એકવાર આખા જન્મમાં, જો શ્રીકૃષ્ણ સમરાય;
તો દરશન યમદુતનું, કદા સ્વપ્ને પણ નવ થાય;
થાયે જો ભાવ સહિત રીત ધ્યાન, તો પછી શું કહું ભાગ્યનું માન;
હરી ઊર નહી તો તપે શું થાય,
જો છે તો કરે કષ્ટ અસાય—સેવો. ૨૪.
આપ્યું ઉરસ્થળ મુકીને, રમાચરણ સેવા નવ મુકે;
હૃદયે રહિત કદા હરી કરે, પદ આશ્રિત નહીં મુકે;
મુકે ના અંઘ્રી છે ભક્તિ નિવાસ, માટે અખિલ એ સહુ દાસ;
એ ભક્તિ છે અતીશે દુર્લભ,
પ્રાપ્ત થાયે સર્વે પદ સુલભ—સેવો. ૨૫.
હરિ વ્યાપક સહિ સર્વમાં, નવ આણવો કોઇનો દોષ;
મન ક્રમ વચને જેમ બને, તેમ કરવો સહુને સંતોષ;
સંતોષે પ્રાણી પ્રભુ પરસંન, તેથી સુખી પામે હરી દરશન;
સઘળે દયા એ પુજા પ્રભુ કેરી,
દહીને દમે તે કૃષ્ણના વેરી—સેવો. ૨૬.

એક પણ પરશુરામ શ્રી કૃષ્ણને, જન્મ ધરી જેણે કીધા;
અશ્વમેધ દેશ અવભ્રુતનાં, ફળપર પગ તેણે દીધા;
દીધા પગ શામાટે કેહેવાય, યજ્ઞ કરે તોયે જન્મ તો થાય;
કૃષ્ણ પ્રણામીને નહિં દેહ,
મુક્તિ અધિકતા એહમાં એહ—સેવો. ૨૭.
નમન કર્યું નંદલાલને, સ્નેહે મન ક્રમ વચને જેણે;
ધર્મ સાધન પુર્ણ સહુ કર્યાં, નિશ્ચે જાણજો તેણે;
તેણે કર્યું હરિપદ અનુકુળ, દુઃખ પાપનું ટાળ્યું મુળ;
દીન ભાવે કર્યું વંદન હરીને,
તે જનુની ગર્ભ ન આવે ફરીને—સેવો. ૨૮.
દાસપણામાં સૌભાગ્ય છે, પતિ પુરૂશોત્તમ જેને માથે;
ધણી છતે વીધવાપણું, બ્રહ્મજ્ઞાનીનાં મન સાથે;
મન સાથે માન્યુ હું ન ભુપ, જગત પુજે જાણી રાણીનું રુપ;
પણ પતિસુખ સ્વપ્ને નહીં એને,
એળે એ અથડાય છે સેને—સેવો. ૨૯.
દાસપણે જે આનંદ છે, તે નથી ભળે જગદીશ;
જ્ઞાનીનું સુખ એવું જાણજો, પાગે આશે છેદાવે શીશ;
શીશ છેદ્યા પછી મુગટ કહાં ધારે, સહુ મુરખ કો મનમાં ન વિચારે;
જળને શો જળપાનનો સ્વાદ,
જન જુદા રહી પામે આહ્લાદ—સેવો. ૩૦.
જીવ બ્રહ્મ થાયે નહીં, થાયે તો બ્રહ્માનંદ કહાંને;
ભોક્તાપણું જો માનશો, તો જીવ ટળ્યો કહો શાને;
શાને કહો ત્યારે નથી બ્રહ્મનામી, ક્યમ બોલ્યો જનક સાયુજ્યતા પામી;
બોલે તે બીજો કેહેવાય,
ઇશ્વર જીવ કદા નવ થાય—સેવો. ૩૧.
અહો ભાગ્ય ભાગ્યધન, વૃજ જન પરમ પવીત્ર;
પુરણ બ્રહ્મ સનાતન, પરમાનંદ થયા જેના મીત્ર;
મીત્ર થઇ સરવે સુખ દીધું, શર્ન ભાવે કારજ બહુ કીધું;
શેશ મહેશ વિધી શ્રી અલભ્ય,
તે ફળ શ્રી ગોપીજન લભ્ય. સેવો૦ ૩૨.
દેહ પ્રાણ ઇંદ્રી અન્તઃકર્ણ, ધર્મ દાર ગૃહ ધંન;
પુત્ર આપ્ત આત્મા સહસર્વ, સમરપી જુગજીવંન;
જુગજીવંન સર્વાતમક ભાવે, સેવા કરે સદા સહજ સ્વભાવે;

તેજ ગમે પ્રભુ જેમ સુખી થાય,
આત્મ નિવેદન એ કહેવાય. સેવો૦ ૨૩.
સર્વ વસ્તુ છે શ્રી કૃષ્ણની, જેની છે તેને શેં ન સમર્પ;
આત્મા સહિત અરપણ કરી, હરીદાસ થાના શીદ ડરપે;
ડરપે છે કાળથી રેહેછે ઊચાટે, તે પરનું માન્યું પોતાનું માટે;
જેથી બંધાઓ તે વસ્તુ દે મુકી,
તારી ન જાણીશ એ શઠ ચુકી. સેવો૦ ૨૪.
રૂપ દ્રવ્યે ગુણ ત્રણ એ, કારણ પ્રીતી થવાનાં કહાવે,
એ ત્રણ વીકાર રહિત સહેજ, સ્નેહ તે શ્રી કૃષ્ણને ભાવે;
ભાવે એ પ્રેમે વાહાલા વશ થાએ,તેને મુકી ક્ષણ દુર નવ જાએ;
તે જને માન્યુ મત એહ,
જેમ તેમ થાયે સુખી પ્રભુ તેહ—સેવો૦ ૨૫.
પ્રેમ આસક્તિ વ્યસન એ, ત્રણે રૂપ સ્નેહનાં લઈયે;
તે ઉપર ચોથી તન્મયતા, તે થકી કાંઈએ ન કહીયે;
કહીએ પ્રેમનું લક્ષણ એહ, જારે મળે તારે તેનો તે સ્નેહ;
વીજોગ થાય તારે તપે તન,
તાંહાંનું તાંહાં વળગ્યુ રહે મન—સેવો૦ ૨૬.
એક વાર પણ આખા દિવસમાં, મળ્યાવના નવ રેહવાએ;
જો ન મળે તો વિકળ થાય, આસક્તિ એ કેહેવાએ;
કેહેવાયે વ્યસન આવું જારે જાએ, સામાં સામી રૂપ આવી ધાએ;
તનમયતા તે મૃત્યુ સમાન;
એ ચારે આવે આપે હરિદાન—સેવો. ૨૭
પ્રેમલક્ષણા વળિ દ્રગ રૂચિ સ્મૃતી, અભિલાષા ઉદ્વેગ ચાર;
વ્યાધી પ્રલાપને ઉનમાદ ત્રણે, આસક્તીના પ્રકાર;
પ્રકાર વ્યસનતણા એ કહિયે, જડતા ને વળી મુરછના લહિયે;
તનમયતાનું લક્ષણ એક;
મૃત્યુ સાદ્રશ પણ મર્ણ ન છેક—સેવો. ૨૮
જાતી જુઓ તો આહીરની, તેમ અબળા અધમ અવતાર;
વેદાદીક નોતી ભણી, નોતો ઉત્તમ કર્મ અધીકાર;
અવીકારવણ એક પ્રેમપ્રતાપ, કર્યા આધીન શ્રી કૃષ્ણ જે આપ;
ગોપીની પદરજવંદ ઈશ,
પ્રેમલક્ષણા તે સહુને શીસ, સેવો૦ ૨૯.
સેવા સંગત હરી ભગતની, કરે પ્રેમ ભક્તી ઉતપંન;

તે કરે કૃતારથ એકલી, નવ જોઇયે કાંઇ સાધન;
જોઇયે નવ અવિદ્યા વીત વર્ણ, રૂપ પરાક્રમ પવીત્રાચર્ણ;
કહેશો જો આ નથી કહો કીમ્મે હામ;
તો સુણો પ્રગટ બતાવું નામ. સેવો૦ ૪૦.
ધરૂજીને કહાં વય હતું, કહાં હતું સુદામાને ધંન;
કુબજાને હતું રૂપ કહાં, ઊગ્રસેનને પુરૂષાતંન;
પુરૂષાતંન નોતું ઊગ્રાય, ગજને કહાં હતી વીદ્યાય;
પરધીમાં કહાં શુભ આચર્ણ;
કેવળ ભકતી પામ્યો ગીરધર્ણ—સેવો૦ ૪૧.
દ્વાદશગુણ સંયુકત છે, દ્વીજ પંડીત સરખો કોય;
પદ્મનાંભપદ વીમુખ છે, તેથી શ્વપચ ભલેરો સોય;
સ્વપચ ભલો જેને કૃષ્ણઆશકતી, મન ક્રમ વચને કરે હરીભકતી;
કુળસહીત શ્રે પામ્યો તેહ;
વિપ્ર કરે ન કરી શુચી દેહ. સેવો૦ ૪૨.
શ્રીકૃષ્નભકતી અંક છે, બીજાં સાધન સરવે શુન્ય;
અંકવીના સહુ અફળ છે, સહશુન્ય સુન્ય દશગુન્ય;
દશ ગણો બીંદુ આદે ગણ એક, અંક વીના શું શુન્ય અનેક;
ભક્તી કરી તેણે સહુ કાંઇ કીધું;
ભક્તી વિના બીજું કાંઇ ન સીધ્યું. સેવો૦ ૪૩
મૃગભુપે ગોદાન કર્‌યાં કેટલાં, કઇ ગણતી ન આવે અપાર;
એક દીવશ અણુ દોષ પડે, કૃકલાસ થયો અવતાર;
અવતાર અધમ થઇ જગહાંસી, ગોદાન પુન્ય ગયું કહું નાશી;
દાન કર્‌યાં તોય પામ્યો દુઃખ;
શામાટે હુતો ભકતી વીમુખ. સેવો૦ ૪૪.
પ્રાચીન બરહીશ ભુપને, જુઓ કીધા યજ્ઞ અપાર;
ઊરવી મંખાકીત સહુ કરી, તોય કાંઇ ન દીઠા સાર;
સાર ભાળ્યો એ જે જે પશુ પાડા, તે રહા હણવી નારદજી દેખાડા;
ભય દેખી લીધુ શુરરૂષી શર્ણ;
ભકતી કરીને પામ્યો હરીચર્ણ—સેવો૦ ૪૫.
ભકતી ત્યારે ચંડાળને, જેમાં કોય ન ભુખ આચર્ણ;
શું પછી કેવું તેહનું, ઊધારે અધમ અનવર્ણ;
વર્ણ શરવ ઉધારે જકત, નીચ ઉચ જેની આશકત;
એક અંગભકતી ભદ્રાયં;

અચરજ શું પુરણ એ થાય. સેવો૰ ૪૬.
ભક્તી નોકા તારે સર્વને, જે કો શરણે આવે શુચી પાપી;
ધંન સાધન દોર તુબિકા, ગૃહે સભવત કરે કો કદાપી;
તરે કદા બચે કાગાદી આહાથી, સામૃથ નહી આણું તારવા સાથી;
વિબુધ વિચારી જુઓ નીજ મંન;
ભક્તી મળી કે સાધન અન્ય—સેવો૰ ૪૭.
ભક્તી મણી ગ્નાન દીપછે, ટાળે ઉભય ખરા અંધકાર;
મણી અભય કુતી અચળ છે, દીપકને ભય છે અપાર;
અપાર ભય વાયુથી વાસે, તેલ પાત્ર બાતી વણ લય પામે;
ગ્નાનસમય તો અનય કુણમાત્ર;
નિર્ભય ભક્તી સકળ સુખ પાત્ર. સેવો૰ ૪૮.
ભક્ત તે ભક્તીસ્વરૂપ છે, માયા ના પીડે લેશ;
સ્ત્રીયકી સ્ત્રી મ્હોહાય નહી, મોહ પાંજે પુરૂષવેશ;
પુરૂષ ગ્નાન વેરાગને યોગ્ય, ત્હેને પીડે અજા રૂપીયો રોગ;
તે કારણ ભૃષ્ટ થાએ છે તેહ,
ભક્તને અચળ હરિસું સ્નેહ—સેવો. ૪૯.
નિરખે નેત્ર નંદલાલને, શ્રુતી કથા રટે મુખ નામ;
નાસીકા સુંઘે પ્રેમસું, પ્રસાદી તુળસી પુષ્પદામ;
દામ ગૃહણ કરે કર હરી સેવા, દોડે ચરણ પ્રભુ દરશણ લેવા,
મને ધ્યાન નટવર છબી શ્યામ,
સર્વાંગે કરે દંડ પ્રણામ—સેવો. ૫૦.
ભક્તી વીના કેવળ કૃતી કરે, ફળ પરલોક ન થાય;
મણીધર પવન ભક્ષી રહે, જુઓ મચ્છ તીરથ જળ ન્હાય;
મીન તીરથ બીલ મૃગ વનવાસી, અંધ ગૃહે દંડ કાસદ જાય કાસી;
સર્પ દંડવત નટ સીધ વેશ,
દરશ તપોધમભાવના લેશ—સેવો. ૫૧.
શ્રી કૃષ્ણ શ્રીગુરૂ ભગવદી, એ ત્રણે એક સ્વરૂપ;
ત્રયધારા જેમ સુરસરી, તેમાં ભેદ નહી તદરૂપ;
ભેદ નહી ત્રણ નામજ માત્ર, જોતાં ચૌમાસી એકજ ગાત્ર;
સ્નેહ પીર્વક સેવો સરે અર્થ,
અવસર અમુલ ખુવો શીદ વ્યર્થ—સેવો. ૫૨.
સતસંગ સર્વનો સાર છે, તેનો મુઢ ન જાણે મર્મ;
અદીપ દીપ મળે પર્યો, દીપ સમતા મળી વણ શર્મ;

શ્રમવીના શ્રીનાથ મળાવે, કલ્પતું કામ તે પલકે સરાવે;
નીચ નિરમળતા ગંગા ગંગ.
એ સમોવડી દીસે સતસંગ—સેવો. ૫૩.
ભવ હરીસંગની સંગના, સુખની સમતા નહીં કોય;
સ્વર્ગ તથા અપર્ગનું, શુખ પણ સમોવડ નવ હોય;
નવ હોય શમતા મોક્ષાનંદ, તો ક્યાંહાં જન ઈચ્છિત સુખ મંદ;
આણ અનુભવીને આશ્ચર્ય થાય,
પણ અનુંસંધે છે નહીં રાય—સેવો. ૫૪.
શ્રી ગંગાજી હરે પાપને, શશી તાપ હરે ગયે શર્ણ;
દાળિદ્ર તાળે સુરતરૂ, મળી ત્રણુ કરે ત્રણ હર્ણ;
હરણ કરે ત્રણ તે તત્કાળ, મળતાંમાં હરીજંન દયાળ;
જ્ઞાને તાપ હરે દરશણે દોષ,
દૈન્ય ટાળે ઊપજાવી સંતોષ—સેવો. ૫૫.
યોગ યજ્ઞ જપ તપ વૃતે, બહુ કીધે કાષ્ટા કર્મ;
જ્ઞાન ધ્યાન અતી દાનથી, તીરથ આચરતા ધર્મ;
ધર્માધ્યાયન વેદ શાસ્ત્ર પુરાણ, કોટી સાધનથી ન પરમ કલ્યાણ;
એ નવ થાય ઉપાય અનેક,
વીના મહમદ પદરજ અભીષેક—સેવો. ૫૬.
હરિજન તે હરીરૂપ છે, તેને મુરખ નીજ સમ જાણે;
જેમ શશી સાગરમાં હતો, માનો મીન પ્રમાણે;
મીન પ્રમાણે થયો નહી સોમ, મકર રહ્યો જળ તે વસ્યો વ્યોમ;
તેમ વૈષ્ણવ વૈકુંઠ જાસે,
અધમ તે હાંના હાં અથડાસે—સેવો. ૫૭.
ચાર વરણમાં શ્રેષ્ટ સર્વથી, બ્રાહ્મણવર્ણ વિક્ષાત;
તે સહુના પણ કહાવે શીરોમણી, મ્હોટા મુનીવર શાત;
તે સાતે કરે ધ્રૂવની પરીક્રમા, ધ્રુવ સુત ક્ષત્રી ને તે સુત બ્રહ્મા;
વિબુધ વીચાર કરો તમો એહ;
ભક્ત મોટા કે બ્રાહ્મણ દેહ—સેવો૰ ૫૮.
બ્રહ્માદીક પૂજેભક્તની, પદરજ વંદે ગુણધામ;
દુર્વાસા રૂષી દીન થૈ, કર્યો અંબરીષને પરણામ;
કર્યો પ્રણામ જ્યારે અથડાયા, વળી શબરીપદજળ દૂીજ નહ્યા;
હરિજનથી મ્હોટું નહી કોય,
દુભવે તે દુઃખ પામે સંત ખોય—સેવો૰ ૫૯.

સંત સેવે નારદ થયા, જુઓ દાસીસુત હરિમંન.
તે સુરરૂષીના સંગથી, સમી વાસના ઊરની અગંન;
અગન મટી સમજાવ્યા મર્મ, શ્રી ભાગવત રચ્યું છાંડીને કર્મ;
કળેશ મટે કરે પ્રભુજન પ્રીત;
દુભવેથી સાંતે સુકરીત—સેવો૦ ૬૦.
યોગી તરે કદા એકલો, હરીજંન તારે સહુ સંગી;
સિદ્ધ ઊદાસી રહે સદા, હોય સંત સુંદર રસરંગી;
રંગે રસીક સેવે ગુણ ગાય, પોતે પીયે સુધા સામાને પાય;
ભક્તસ્નેહી સહુનું સરે કામ;
ગ્યાનીસાથે કોઇનો નહી ઠામ—સેવો૦ ૬૧.
સરવ પ્રાણી ઊપર દયા, આણવો નહી કોઇનો દોષ;
વશ કરવી ઇંદ્રી સહુ, યદ્રીછા લાભ સંતોષ;
સંતોષ ધરી વદની સત્ય વાણી, દ્રઢ આશ્રે પ્રભુ દીનતા આણી;
દુષ્ટસંગથી રેહેવું દુર;
વસવું સદા હરીજંન હજુર—સેવો૦ ૬૨.
દુષ્ટ સંગ તેને જાણીએ, જે ભુલાવે ભગવંત;
સ્નેહ કરાવે શ્રી કૃષ્નસું, તે તે કહિયે સાચા સંત;
સંત સાચા તેની સંગત કરીયે, અસમર્પીત અન્યાશ્રેથી ડરીયે;
હું હરીનો હરી માહારા નાથ;
એ નીશ્ચે કરવું મનસાથ—સેવો૦ ૬૩.
અનયાશ્રય સમરપીત, એ બે મ્હોટા દુસ્તર રોગ;
સરવ વસ્તુ શ્રીનાથને, અરપી ઊચીષ્ટ કરવો ભોગ;
ભોગ કરવો હરીભક્તની સંગે, એકજ શ્રીકૃષ્ણ સેવવા રંગે;
દ્રઢ આશે ગુરૂદેવનો ધરવો;
તો વશપદવત ભવદધી તરવો-સેવો૦ ૬૪.
ગુણની ઊપર ગુણ કરે, એતો રીત જગતમાં પ્રકાશ;
પણ અવગુણ સામો ગુણ કરે, તે મ્હોટા હરિદાસ;
દાસ દોષ સહુના સંતાડે, હોય અલ્પ તે અધિક દેખાડે;
સાગર મંછન વિખ શીવ લીધું;
સસીધર પ્રગટ લલાટે લીધું-સેવો૦ ૬૫.
વિશ્વંભર વશ તેહને, જેનું ચિત્ત સદા પ્રભુપાસ;
હિત ઇચ્છે સહુ જગતનું, નવ ધરે કોઇની આશ;
આશ ધરે એક શ્રીગોપાળ, વીતીત કરે હરિસેવામાં કાળ;

એવા ગુરૂનો લઇયે ઉપદેશ,
ધરિયે સાચો વૈષ્ણવનો વેશ—સેવો૦ ૬૬.
ધ્યાન મૂળરૂપ શ્રીગુરૂપુજન, પુજનનું મુળગુરૂપાએ;
મંત્ર મૂળ ગુરૂવાક્ય છે, મુળ મોક્ષનું ગુરૂકૃપાએ;
ગુરૂકૃપા વાંછીત ફળ થાય, હરી રૂઠે તો ગુરૂ કરે સ્હાય;
ગુરૂ કોપે કંઇ નહી ઠેકાણું;
અધિક આશ્ચર્યથી શું નવ જાણું—સેવો૦ ૬૭.
ક્રોધી ગુરૂ તો નૃસિંહજી, કામી હોયે તો કૃષ્ણને કહિયે;
લોભ દાખે તો વામનજી, પણ હરી સાચા એમ લહિયે;
લહિયે એ પારખે દાખે જો દુકૃત, તોપણ માનિયે તેથકી ગન્ય;
જેણે સાંપી આપ્યા જુગદીશ;
તેના રૂણી સદા છે એ શીશ—સેવો૦ ૬૮.
ભોજન વશનની ચિંતા કરી, વૈષ્ણવે નથાવું ઉદાસ;
વિશ્વંભર પુરે વિશ્વને, તે કેમ ભુલે નીજ દાસ;
દાસઆસ પુરે સહુ વણ માંગે, વણ કહ્યે સાહ્ય કરે અનુરાગે;
હરીભજન કાંઇ નવ રહે ખામી;
નથી અજાણ્યા અંતરજામી-સેવો૦ ૬૯.
અજબ ગુલમ્હેરી જળ વસે, પંક્ષાણી રટે મુખ હરીનામ;
ખાન પાન માટે નવ ફરે, છુટે મુખથી સુંદર શ્યામ;
શ્યામે વિચારી કર્યું તેહને સુખ, ચરણી ચરવા કર્યાં મોરનાં મુખ;
પુંછે વદન કર્યું ઉંટની ગ્રીવા;
શ્રી હરી યુકતી કરી જળ પીવા —સેવો૦ ૭૦.
અજગરને અનાયાસ હરી આપે, આહાર આનન મીળાવી;
શકર ખોરને સાકોર, સાગર પેટમાં છે મોળાવી;
મેળવે ચાતકને જળ સ્વાતી, ગિરીસંગ વૃક્ષ પોષે કોઈ ભાતી;
સ્ત્રીસ્તને પય કરવું પોખવા બાળ;
તે તુંને નહિં ભુલે ભજ ગોપાળ—સેવો૦ ૭૨
ભકત મનોરથ સરવ પુરે પ્રભુ, કઠીણ, સરળ, ગુરૂ નાહાના;
પુરચાં તેહેનું નામ કહું, તું પુછેશ કહાનાં કહાનાં;
કહાન ગયા કુબજાપતી થાવા, પારથ પતી થયા જળ પાવા;
પુરી પુત્ર થૈ અદીતીની આસ,
પાંડવ કાર્ય કરચાં થઈ દાસ—સેવો૦ ૭૩
છડીદાર ઉગ્રશેનનાં થયા, દ્વારપાળ બળી ભુપ;

નરસઇયાના બાપનું શ્રાધ સાર્યું, શેના માટે નાગીક રૂપ;
રૂપ મોહોર દામાજી સારૂ, નામાનું છાપરૂં છાયું ચારૂ;
વારી વહ્યું ત્રીલોચન ઘેર;
મીરાંબાઇનું પીધું ઝેર—સેવો૦ ૭૪.
ઇચ્છે રૂડું પ્રભુ જગતનું, કેમ કરે કુડું નીજ દાસ;
જે કરશે હરી તે ભલુ તાહરૂં, તું ધર દ્રઢ વીશ્વાસ;
વિશ્વાસ રાખ કલ્પના મૂક, સેવા સમરણમાં નવ ચુક;
નહિ મળે ફરી અવસર આવો;
હરિ ભજી લો મનસા દેહ લ્હાવો—સેવો૦ ૭૫.
દુઃખ થાયે હરી સેવતાં, તે શુધાસમૂ પરમાણો;
વિષય ભોગનું સુખ છે, તે વીખ સરખું સહુ જાણો;
જાણો જેમ ખરાગસતાં મીઠી, ક્ષણ પછી આગ ઊઠે અંગીઠી;
ઓસડ પીતાં કટુક તર્ત લાગે;
રોગ ગયા પછી આનંદ જાગે—સેવો૦ ૭૬.
શ્રી ગીરીવરધર સેવતાં, ભય રાખવો ભુપતિમાન;
બાળકસમ વાત્સલ્યતા, ધરવો સ્નેહ તે જાર સમાન;
જાર સમાન પ્રીએ પ્રભુ લાગે; તો દુઃખ જનમ જનમનાં ભાગે;
પ્રેમપીયુષ પીધું તે જાણે;
નથી સ્વાદ કોઇ એહ પ્રમાણે—સેવો૦ ૭૭.
જે પ્રતિકુળ પ્રભુ સેવતાં, તેને તજીયે ના બળિગીયે વ્યથી;
જનુની જન પતિ પુત્ર ભ્રાત, ગુરૂ છોડ્યા જદપી સંબંધી;
સમરથ તાત તજ્યો પ્રહ્લાદે, ભરત માત મુકી હરિસ્વાદે;
પતી રૂપીપત્ની બીભીખણ ભ્રાત,
ગુરૂ ના ગણ્યા બળિયે શાક્ષાત—સેવો. ૭૮.
દેવ મીત્રને મનુષ રણ, ત્યાંલગી માણસને કહેવાય,
જ્યાર લગી સરવાત્મા, એવા શ્રી કૃષ્ણ શરણે ન જાય;
શરણ ગયે સરવે રણ છુટે, ચિત્રગુપ્તનું લેખું તુટે;
કાળ કરમેનો ભય નહી તેહેને,
શીર ધણી સમ્રથ હરિ જહેને—સેવો. ૭૯.
કરતું અકરતું અન્યથા કૃત, સમ્રથ શ્રી હરિ રાય;
ના થાવાનો કરે પદારથ, થાનારો મટિ જાય;
મટી ગયું જો વસિષ્ટે વિચાર્યું, તે સમે વન જરા મે રાજ ધાર્યું;
બ્રહ્માના સુત ત્રિકાળ જ્ઞાની,
ઇચ્છાયે વચને તેનું પણ હાની—સેવો. ૮૦.

સહસ્ત્ર ભુજાપતિ રાખસે, તેને હણશે શું એ ભુજવાળો;
તેજ પુરૂષ જ્યારે મારશે, ત્યારે કોઈ નથી રાખનારો;
રખવાળો રીપુ છે નહિં કોઇ, સઘલી વસ્તુ શ્રીકૃષ્ણથી હોઇ;
કરતા હરતા એક શ્રી વૃજરાય;
એના કર્યા વીના કાંઇ ન થાય—સેવો૦ ૮૧.
કર્યું થાય શ્રીકૃષ્ણનું, કોથી ઘટે નહી લેશ;
તેજ પ્રમાણે સુખ, લાભાલાભનો સંશે રેશ;
રેસ રહે નહીં તે સમે સુખ, જેવું હોનાર તેવી થાય બુધ;
થાનાર તે તો રહેજે પણ થાય;
તું કરતા નથી શીદ પસ્તાય—સેવો૦ ૮૨.
હરિ જંત્રી તું જંત્ર છે, જેમ વાજે વજાડે જેમ;
કાષ્ટપુતળી નૃત્ય કરે, સુત્રધાર નચાવે તેમ;
તેમ વિધિનીષેધ સહુ હરિહાથે, તું મુરખ તાણી લે શીદ માથે;
વિચાર જો જીવનું કર્યું હોય;
તો દુખી જગતમાં થાય નકોય—સેવો૦ ૮૩.
જેની રચના જોઇને, ઘણો મોહ ઊપજેછે મંન;
તે કરતામાં કમી શી હસે, તું જોની વિચારી જંન.
જન થશે પુર્ણ મનોરથ તારો, ધાટે શું મોહ્યો તું જો જડનારો;
તેને મળે પુરણાંનંદ થાશે;
ભવ વૈભવ ત્રણા તટ જાશે. સેવો૦ ૮૪.
કરવા પ્રેસન ચાહચ કૃષ્ણને તો, અળગું અભીમાન નાખ;
શીઘ્ર દયા કેશવતણી, ઇચ્છે તો દીનતા રાખ;
રાખ દીનતા એકજ કરીને, કરવા કૃપા મન થાસે હરીને;
બાતેર લક્ષ કોટીએ ના સર્યુ કામ;
દીનતા એક બંધાય દામ—સેવો૦ ૮૫.
શીળાબુદ્ધિ શાળીગ્રામમાં, હરિસ્વરૂપ તે ધાતુ પ્રમાણે;
મનુષ લહે ગુરૂદેવને, ભક્તીભાવ વૈષ્ણવમાં આણે;
આણે માહાપ્રસાદ પ્રતી અંન; હરિચર્ણોદક પ્રીછે જંન;
અન્ય વર્ણાશ્રમ લહે હરી નામ;
ઇત્યાદીકનાં નર્કમાં ઠામ—સેવો૦ ૮૬.
નિગમ ચાર ખટ શાસ્ત્ર, અષ્ટાદશ પુરાણ ચૌદવિદ્યાય;
વ્યાકરણ નવ બત્રીશે લક્ષણ, ભણે ચોસઠ કળાય;
કળા રાગ છત્રીસે ગાય, વીશદ કીરતી ચક્રવરતી રાય;

પણ નથી ભક્તી જો નંદકુમાર;
તો સહુ ધુળ મળ્યું ધીઃકાર—સેવો० ८७.
એમ કરી સહુ વિદ્યા ભણિયો, મહાપંડીત કહાવ્યો જગત;
પણ તેનો સાર સમજ્યો નહી, ન થયો ભગવનનો ભક્ત;
ભક્તીવીના શ્રમ એ ફળ સાર, જેમ રાસભ વહે ચંદન ભાર;
જેમ અહીમણીહુતી મેળવે આહાર;
તેમ તે ઉદર ભરે ધીઃકાર—સેવો० ८८.
સ્પર્શમણીનાં પુરવીષ્યે, રચ્યું ચીતામણીમય ધામ;
કલ્પવૃક્ષતી વાડ ગાયે, ઘેર કામદુર્ગા જેનું નામ;
કામદુર્ગા અક્ષેપાત્ર અતુલ, નવનિધ અષ્ટમાસીધ અનુકુળ;
પણ નથી વલ્લભ જો વૃજનાથ;
તો એટલું મળે ઘસના હાથ—સેવો० ८९.
કૃષ્ણકિરતન નહિં કર્ણમાં, તે શ્રવણ રાફડા કહિયે;
નિરખ્યા ના જેણે નેત્ર ભરી, કેકી પીશ ચંદલા તે લહિયે;
લહિયે દાદ જીભ્યા હરિ નવ બોલે; કર પદ સેવારહીત રાખ તોલ;
ધૃક્ષ જીવન સ્વાસ ધમણ સમાન;
ગ્રામશુકરસમ છે ખાન પાન—સેવો० ९०.
ગજદરપણ જોનાર તું, સ્હામું દીસે જેવું તુજ પાસે;
દુષ્ટને દુષ્ટ સાધુને સાધ, ભવ આ દુષ્ટીમાં ભાસે;
ભાસે તે સહુ નીજમાં છે જાણો, દોષરહીત દુનીયા પરમાણો;
એવ વીવેકે જો રેહેવાય,
રાગદ્વેષ નહી કોથકી થાય—સેવો० ९१.
જીવ સરવ હરિઅંશ છે, ત્હેના વિચીત્ર ભાતી સ્વભાવ;
સર્વથી હળિમળિ ચાલીયે, એનો છે સંજોગ નદી નાવ;
નાવ તરંગ નદી એમ જાણો, કોથી બગાડે બે દીવસનો પ્રાહાણો;
સહુને સદા એક સ્થળ નથી રહેવું;
કટુક વચન માટે કોઇને ન કહેવું—સેવો० ९२.
કાંઇ પ્રભુપાસે ન માગીયે, માગે પસ્તાવો થાય;
ઉદાસી આવે નાથને, બાપા સ્વાસરીખું જણાય.
દેખાય એવુ માટે રખે જાચો, સેવો શ્રીકૃષ્ણ ધરી સ્નેહ સાચો;
પણ માગે એ આપે સહુ સ્વામી;
નથી અજાણ્યા અંતરજામી—સેવો० ९३
દાસીના સુતના સહુ, પીતા રાણી સુતનો એક રાય;

ભક્તી અ શ્રી કૃષ્ન સેવે, ને માઇક સરવને ધાય;
ધાયે તોયે કર સાહે ન કોય, કામ પડે તારે અંતે રોય;
આવાગમનમાં શદા અથડાય;
કો કાળે હરિવીના ગત્ય ન થાય—સેવો૦ ૯૪.
ન્હાનો પદારથ મોટો દેખાડે, ને પાકને દાખે કાચો;
ઉગ્ર હોય તેને આછું બનાવે, ને જુઠા મનાવે સાચો;
સાચો ભાસે એજ માયાનુ રૂપ, એણે કીધા વશ રંકને ભુપ;
એને જીત્યાનો છે એક ઉપાય;
સાચુ શરણ લો શ્રી વૃજરાય.—સેવો૦ ૯૫
માયા છે ઘંટી ખીલ હરી, તહેમાં જીવ ચરાચર અંન;
જે પડયું તે પીસાય છે, તું જોની પ્રગટ લોચંન;
લોચન જો એક વચ્ચે છે તેહ, ખીલ શમીપ રહે છે જેહ,
જે આણું ત્યાંથી ખસ્યો કણ આઘો;
તે તતકાળ દળાવના લાગ્યો. સેવો૦ ૯૬
પરવારી સહુ કામથી, કોઈ મૃત્યુ ન પામે જન;
આ કીધું આ કરવું છે, એમ કરતાં આવસે અંત;
અંત આવ્યો હરી કયારે ગાશ, ચેત ચેત નહિં તો પસ્તાશ;
મર્ણ નહી આવે કાનમાં કહીને;
જસે ઓચિંતું અંધારૂ થઇને. સેવો૦ ૯૭
ઉત્તર વચન તે માનવું, પુરવનું નહિં પરમાણ;
છેલ્લુ રચ્યું શ્રી ભાગવત, સહુ પહેલાં રચ્યાં છે પુરાણ;
પુરાણ પ્રથક પ્રથક કરયાં વ્યાસે, તોયે રહેતું ઉર ભરિયુ ઉદાસે,
મર્મ બતાવ્યો નારદ મીત્ર;
સુખ થાશે રચ્યો ભકતી ચરીત્ર. સેવો૦ ૯૮
પુષ્ટીપંથ પ્રભુ શ્રી વલ્લભકુળ, જઇયે તેને શર્ણ;
નામનિવેદન મરિયાદા ધરી, સેવીયે શ્રી ગીરીધર્ણ;
શ્રી ગિરધર ગુરૂ વૈષ્નવ પ્યાર, ધરી ગતી કર માર્ગ અનુસાર;
મનુષ જનમનો એછે સાર;
જે માને તે પામે પાર. સેવો૦ ૯૯
મહામંદ મતી જીવ કળીના, સર્વ શાસ્ત્ર કયાં ખોળે;
માટે સકળ સિધાંત સાર, શોધી કીધા છે ટોળે;
ટોળે કરાવ્યો પ્રભુ મતી દીધી, નીજ જણ જાણીને કરૂણા કીધી;
ભક્તીપોષ ધરયું ગ્રંથનુ નામ;

કથે સુણે અરે સર્વનુ કામ. શેવો૦ ૧૦૧
એકશોને એક ચંદ્રાવળાં, એ ગંથ તણાં છે સાર;
પ્રતિપદ શુભ સિધાંત ભર્યું છે, વાંચીને કરજો વિચાર;
વીચારતાં વલ્લભ હરિ થાશે, સરવે કળેશ સમુળા જાશે;
આચરણ કરતાં આનંદની હેલી;
ભક્તી શ્રી કૃષ્ણની કરજો વ્હેલી. સેવો૦ ૧૦૧
મહાનદી શ્રી નર્મદા, તટચંડી પુરી ધામ;
ज्ञाती નાગર સાઠોદરા, ભટ દયાશંકર નામ;
નિજ જન જાણીને કરૂણા કીધી,
નામ વલ્લભી કેશવદાસ, ગુરૂ પ્રતાપે ગ્રંથ કર્યો પ્રકાશ
શીખે સાંભળે જે જનગાય;
તેને મનવંછીત ફળ થાય, સેવો૦ ૧૦૨

(૩)

---

## રૂક્ષમણી વિવાહ.

### મીઠું ૧ લુ.

પ્રથમ શ્રી ગુરૂપદ પરણમું પ્રીતે, શ્રીકૃષ્ણરૂપ હ્રદે ધરૂંરે;
શ્રી રૂકમણીજીનો વિવાહ શંક્ષેપ, પદબંધ પ્રેમ ધરી કરૂંરે. ૧
શ્રી ભાગવતદશમસ્કંધમધ્યે, ત્રેપનમા અધ્યા વિશેરે;
શુકજી કહે સુણો રાય રૂકમણીજીનું, હરણ કર્યું દ્વારિકાધીશેરે. ૨
વેદ્રભ દેશ વિક્ષતરે રાજાજી, કુંદનપુર ત્યાં કોડામણુંરે;
રાજ કરે ભીમકરાય ભુપતજી, ભાગ્ય શું વર્ણવું તેતણુંરે. ૩
પુત્ર પાંચ તેમાં જયેષ્ટ રૂકમૈયો, પુત્રી છે એક શ્રી રૂકમણીરે;
પ્રગટયાંછે શ્રી મહાલક્ષ્મીજી પોતે, ગુણ શા શકું હું તેના ભણીરે. ૪
કન્યાકાળ કુંવરીજીને આવ્યો, માત પિતા બંધુ ધારિયું રે;
રૂપ ગુણે સમોવડ સહુ રીતે, શ્રી કૃષ્ણ વર એ વિચારીયુંરે. ૫
કુટુંબ સહોદર સહુકો ભાવ્યું, એક રૂકમૈયાને ના ગમ્યુંરે;
એરે ગોવાળ કેમ વરે મારી ભગની, કન્યા દીધી ત્યાં ડરૂં ન હુંરે. ૬
દમઘોષનો સુત શિશુપાળ રાજા, કુળવંત છે જગનામનારે;
તેની સંગે મારી બેન પરણાવું, સમરથ કો શમે કામનારે. ૭
એમ કહીને તતકાળજ ઉઠયો, વેગે કહાવ્યુ શિશુપાળનેરે;
લગ્ન ઉપર જાન લઇ વેહેલા આવે, સાથે શંગે બહુ ભુપાળનેરે.
સુણી એમ સનમના થઇ સહુ ઉઠયા, શૈધ્યમ માંડયો વેહેવાતણોરે;

સુણી રૂક્મણીજીને તો ઝેર લાગ્યું, ઉર પરિતાપ થયો ઘણોરે. ૯
જે જે દેશથી જે દ્વિજ આવે, સહુને પુછીને નિશ્ચે કર્યુંરે;
સરવે કહ્યું નહી કો કૃષ્ણ તોલે, સાંભળીને ચિત ત્યાં ઠર્યુંરે. ૧૦
નારદે કહ્યું પણ સહુ ગુણ પુરણ, એક શ્રી કૃષ્ણ નિશ્ચે કરીરે;
એમ સુણીને દેહ આત્મા પોતાનો, મન થકી અરપ્યો શ્રીહરીરે. ૧૧
અંન ના ભાવે ને નિંદ્રા નાવે, કેહેવાય નહિ દુઃખ કોઈનેરે;
નાથ સંભારે ને નિશાસા મુકે, રાત દિવસ કહાડે રોઈનેરે. ૧૨
એવામાં જાન લઈ શિશુપાળ આવ્યો, શાથે છે રાજા બિજા બહુરે;
કાશીરાજ દંતવક્ર જરાસન, શાલ્વ શહિત સેન્યા સહુરે. ૧૩
સામા જઈને ભુપે સનમાન કરીને, લાવિ ઉતાર્યાછે બાગમાંરે;
આવ્યોછે કોડ પણ જશે માથે ખોડ, ધિઃકાર ફટ એના ભાગ્યમાંરે. ૧૪
દુષ્ટ આવ્યો સુણીને કુંવરીજીને, તાલાવેલી લાગી તંનમાંરે;
કુયમ કરૂં કોહોની સંઘે હું કહાવું, ધારે વિચારેછે મનમાંરે. ૧૫
એવામાં એક આશ્રિત દ્વિજ ઘરનો, આવ્યો દેખી ધાર્યું ચિત્તમાંરે;
સાન કરી તેડ્યો સકુમારી, આવો ગુરૂજી એકાંતમાંરે. ૧૬
તેડી બેસારીને કર્યો મનસુબો, પત્ર લખીને એક આપીયુંરે;
દ્વારામતીપતીને જઇ આપો, કેહેજો. દુઃખ જેવું વ્યાપીયુંરે. ૧૭
ત્રણ દિવસમાં છે લગ્ન તે કેહેજો, વેહેલા વળજો પણ પંથનેરે;
અંબીકા પુજી પાછી વળું ત્યાંથી, મુજને હરે કહેજો કંથનેરે. ૧૮
શિખવી સંધેસો ને વિપ્ર વળાવ્યા, બાડવ ચાલ્યો વેગે કરીરે;
વાત છે ગમતી તે એક દિવસમાં, દ્વારિકાં દેખાડી શ્રી હરીરે. ૨૦
નીરખંતો નગ્રશોભા દ્વિજ ચાલ્યો, જોતાં પ્રસન ઘણું થયોરે;
પુછંતો પુછંતો હરી મેહેલે આવ્યો, દ્વારે આવીને ઊભો રહ્યોરે. ૨૦.
પ્રભુજીને, કહાવ્યું પ્રતિહારસાથે, કહો કોઇ બ્રાહ્મણ આવીયોરે;
આજ્ઞા જો હોય તો મેહેલમધે આવે, પત્ર કોઇએકનું છે લાવિયોરે. ૨૧
દ્વારપાળે સંભાળવ્યું શ્રી પ્રભુજીને, પત્રની વાત ત્યાં સાંભળીરે;
નાથ કેહે લાવો તે દ્વિજરૂપે બાળો, અંતરજામી પામ્યા રળીરે. ૨૨
સાંભળી વચનને સેવક દોડ્યા, ભટજીને ભુવનમાં લાવીયારે,
દેખી પ્રભુ સિંહાશનથકી ઊઠ્યા, દ્વિજવર ત્યાં પધરાવીયારે, ૨૩.
અર્ઘ્યપાદ્યસહીત પુજા કરી વિધિયે, વંદન કીધું વિશ્વંભરેરે;
ભોજન કરાવીને તંબોળ આપ્યું, પોઢાડ્યા ચારૂ સજ્જાપરેરે. ૨૪
પાસે બેઠા એક શ્રીહરી પાતે, અવર નહિં કો તેણે સમેરે;
હસ્ત જોડી શ્રીહરિ એમ બોલ્યારે, ધન ભાગ્યે પધાર્યા તમેરે, ૨૫

તમ સરિખા મુનીવર માહા દુરલભ, સંતોષી સંત તપોનીધીરે;
એમ વિનય વિવેક મધુર વચનેથી, આગતા સ્વાગતા બહુ કીધીરે, ૨૬
કહો શી કારણ પધાર્યાનું, હોવાં કોણ દેશથકી આવીયારે;
વેદ્રભદેશ વીરો અમો વસીએ, પત્ર આપો એક લાવીયારે ૨૭
તે આદરસહીત લીધું પત્ર પ્રભુજીએ, ખ્યારીનુ છે ઊર ચાંપીયુંરે;
જોતાં અસૃનાં બીંદુ મંહે દીઠાં, વિરહમુદ્રા જાણે છાપિયુંરે. ૨૮
પ્રીત પ્રીયાની દેખી નેત્ર ભરીયાં, ગદગદ કંઠ થયા ઘણુંરે;
પત્ર આપ્યું પાછું ભટજીના કરમાં, વાંચો તમોને અમો સુણુંરે ૨૯
વાંચેછે વિપ્ર શાંમ ધરે શ્રવણે, પ્રથમ લખ્યું એમ પ્રેમદારે;
સ્વસ્તિશ્રી દ્વારીકાનયરીના નાયક, રાજ રાજેશ્વર છો સદારે, ૩૦
ત્રીભોવનનાથ અનાથના બંધુ, સર્વ્વ ચતુર ચીંતામણીરે;
કુંદનપુરથકી લખીતંગ તમ પદ, પંકજ કીંકરી રૂકમણીરે. ૩૧
પ્રાણપતી અભીનંદન તેનાં, અગણીત સેવામાં લાવજોરે;
જત અત્ર રાખીછું તેમ રહીછું, કુશળ શહીત વેલા આવજોરે. ૩૨
અપરંચ એજ લખ્યા કારણછે, સહુ ગુણ નીધીમાં સુણ્યા હરીરે;
તેથકી ચીત મ્હારૂ તમમાં લોભાણું, મનથકી હું તમને વરીરે. ૪૩
આપ કેહેશો કુળવંત કન્યા, ને ના ઘટે કહેવું સામું કંથનેરે;
તે પણ સત્ય લોકીકની રીતે, પણ ન હોય તમ પંથનેરે, ૩૪
હું તો તમારી સદાછું વીચારો, તેમાટે મન તમમાં ઠરેરે,
પણ કીરતી સુણી વિશ્વમાં વનીતા, કોણ એવી જે તમને ના વરે. ૩૫
માટે સો વાતની એકજ કહું છું, આહાવે સમે રખે ચુકતારે;
ત્રણ દીવસમાં છે લગ્ન પારવતીજી, પુજું ત્યાંથી રખે મુકતા રે. ૩૬.
તેડ્યો રૂકમૈયાનો શિશુપાળ આવ્યો, બિજાં સહુને તમો ભાવતા રે;
એ છે સિંહનો ભાગ શીયાળ ના પામે, જોજો આળસ ઉર લાવતા રે, ૩૭
આળસ કરશો જો જીવન માહારા, તો માહારા પ્રાણ નિશ્ચે જશે રે;
જન્મો જનમ તમને નહિં ભુલું, જારે મળશો સુખ ત્યાંહાં થશે રે. ૩૮

**કળશ.**

સુખ થશે પ્રીતમજીરે, જારે શ્રેહેશોહાથ;
દાસી ભાણી દયા કરજો, પ્રભુ દીનાનાથ. ૧.
તમો સમોવડ હું નથીરે, માહારા અંતરજામી;
જેવી તેવી પણ શરણ, આવી સ્વામી. ૨

મીઠું ૨ જાું.

વળતા શુકજી પછી એમ બોલીઆ, સાંભળ ભુપતી રે;
એહેવું સાંભળી બારીનું પત્ર, વીકળ થયા પતી રે. ૧.
પ્રભુ કેહે શું કહીએ રે ભુદેવ, અમારી પણ એ ગતી રે;
એ રાજકુમારીમાટે, નિંદ્રા નથી આવતી રે. ૨.
અમો પણ પત્ર વાટ જોતા હતા, વિલંબ નથી કસી રે;
એહેવું કહીને ઉઠ્યા તતખેવ, ચીંતા મન વશી રે. ૩.
કહ્યું સારથીને રથ લાવ, મારો શીઘ્ર સજ કરી રે;
કેહેતામાં લાવ્યો તતકાળ, આરૂઢ થયા હરી રે. ૪.
માંહે બ્રાહ્મણને પણ બેસાડ્યો, ચતુર સિરોમણી રે;
તમોપાપ્યે ત્રિયાને કાણુ, કેહેશો જઈ વધામણી રે. ૫.
એવું કહી રથ ત્યાંથિ ખેડાવિયો, વાયુવેગે કરી રે;
થોડીવારમાં પોહોતો તાંહે, જાંહાં છે કુંદનપુરી રે. ૬.
નગ્ર દીઠું ને બ્રાહ્મણ મોકલ્યો, જઈ કેહે વધામણી રે;
હાવાં ત્યાંહાં પણ થાય સુકંન, શ્રી અંગે રૂકમણી રે. ૭.
વામ ઉરને બાહુ ફરકી આંખડી, જોઇને વીચારતાં રે,
એહેવામાં દીઠા આવતો વિપ્ર, વિમાસણ ધારતાં રે. ૮.
બોલ્યો ગોરજી બાઇજી વધામણી છે, પ્રભુ આવિયા રે,
એહેવું સાંભળી હરખ ના માય, બોલ્યાં પ્રાણ લાવિયા રે. ૯.
મુનિ કેહે પુરસમીપ પધાર્યા, પછી મુને મોકલ્યો રે,
કહાવ્યું છે હાવાં રેહેજો પ્રસન્ન, દિવસ આવ્યો ભલો રે. ૧૦.
પછે બહુ ધન વિપ્રને આપીઉં, તે પણ કહું કથી રે;
પધરાવ્યા છે પ્રાણજીવંન, તે સમ તો કશું નથી રે. ૧૧.
પછે પ્રેમશું કીધા પ્રણામ, શ્રી જગદંબા રૂકમણી રે;
દીધું આશિષ પ્રશંન થઈ રૂપી, ચાલ્યા મંદીરભણી રે. ૧૨.
હાવાં દ્વારિકામાં કેમ નિપન્યું, તે પણ કહું કથી રે;
બળદેવજી કહે પ્રભુ ક્યાંહાં, પધારયા દીસતા નથી રે. ૧૩.
પછે ખબર થઇ જે પોતે તો, પધારયા કુંદનપુરી રે;
સુણી હળધર થયા તૈયાર, સેન્યા સહુ સજ કરી રે. ૧૪.
જાણ્યું બંધવ એકલો કુંમકે, પુંઠ પોતે પળ્યા રે;
બહુ સીઘ્રતાએ બળભદ્ર, પ્રભુને આવી મળ્યા રે. ૧૫.
પછે ખબર પધારયાની ભીમક, રાજાએ સાંભળી રે;

આગા આની કર્યું સનમાન, પ્રીતેથી હળીગળી રે. ૧૬.
પછે પધરાવ્યા પુરમાંહિ, ઉતારચા તે સ્થળે રે;
જાણું ધાર્યો હતો જાનીવાસો, થયું તે ઇચ્છાબળે રે. ૧૭.
કીધું પુજન બહુ વીધી કૃષ્ણનું, રામનું પણ કર્યું રે;
ઘણાં આપ્યાં આભુષણ વસ્ત્ર, રાજાનું મન ઠર્યું રે. ૧૮.
કીધી આગતા સ્વાગતા બહુ વીધી, ને રાયજી વળ્યા રે;
સમાચાર જાણી પુરલોક, સહુ જોવા આવ્યા રે. ૧૯.
જોઈ સ્વરૂપ સુંદરતા શ્રી કૃષ્ણજીની, મોહ પામ્યું સહુ રે;
આતો વર છે શ્રી રૂકમણી જોડ, જોડું શોભે બહુ રે. ૨૦.
અમારા કાંઇ સુકૃત હોય તે, આવીને આંહાં ફળો રે;
તે થકી પણ આ વર રૂકમણીને, નિશ્ચે મળો રે. ૨૧.
હાવાં નગરીમાં ઘેર ઘેર તોરણ, કદળી સ્તંભ છે રે;
પુર શોભા કહિ નવ જાય, વેવા આરંભ છે રે. ૨૨.
હાવાં કંન્યાને પીઠિ ચોળાય છે, મંગળ ગવાય છે રે;
પેલે શિશુપાળે ચોળી છે રાખ, પીઠી કેહેવાય છે રે. ૨૩.
હાવા અંબીકા પુજવા કંન્યા ચાલ્યાં, ત્યાં શોભા ઘણી રે;
મંદ ચરણ ચાલે છે આપ, વીટી વળી સ્ત્રી ઘણી રે. ૨૪.
દેશ દેશના ભુપ આવ્યા તે સરવે, સાથે સજ થયા રે;
ઉઘાડ ધર્યાં છે ખડગ, રાખ્ય ચાંકી રહ્યા રે. ૨૫.
કન્યા પારવતીજી પુજ્યાં, ગોરાણી પુજાવિયાં રે;
કર્યું ધુપદિપ નેવેદ, તંબોળ ધરાવિયાં રે. ૨૬
પુષ્પમાળા ધરી કરી આરતીને, પાયે લાગિયાં રે;
મુજને મળજો શ્રીકૃષ્ણ ભરથાર, એ ફળ માગિયાં રે. ૨૭
ગુરૂપત્નીને મુખદ્વારે બોલિને, ઉમાયે એમ કહ્યું રે;
તુને ઇચ્છાવર મળશે તે, કારણ જાણે સીધ થયું રે. ૨૮
સુણી એવું વળ્યાં સુકુમારી, સખીકર કરગ્રહી રે;
તે સમે નથી શોભાનો પાર, તે કેમ સકું કહી રે. ૨૯
લાંબી વાસુકી સરખી છે વેણ, સચિકણ સામળી રે;
અર્ધચંદ્રાકારે છે કપોળ, નાસા જાણે શુક વળી રે. ૩૦
કોટી સસી ને શુરજ ઝાંખા પડયા, મુખ એનું નિરખતા રે;
દંત પંગત કુંદ કળી પુષ્પ, વર્ષે છે હરખતાં રે. ૩૧
મોહોટી અણિયાળી ચંચળ આંખડી, ત્રાજવું શોભીએ રે;
રહેકર કટી સીંહ સમાન, હરીમન લોભીએ રે." ૩૨

ચાલે મંદગતી ગજ સરખડી, નુતન વસ્ત્ર છે રે;
શોભે નખશિખ આભ્રણ, અત્યદ્દુષ્ટ ઊર સહસ્ત્ર છે રે. ૩૩.
હાવાં પ્રાણપતી દીઠા મનસુખ, નીરખવા કારણેરે;
વામ હસ્તે ઊંચા કીધા કેશ તે, લટકાને વારણે રે, ૩૪.
એવી સોભા જોઈને મુરછીત, થયા સહુ જન ભુપતિ રે;
પ્રભુ જોતાં સહુ સ્ત્રી જનની, પણ થઇ એ ગતી રે, ૩૫,
પછી તે સમે તારૂણી નેત્રવડે, નાથ તેડીઆ રે;
પ્રભુજી કહે સમો છે હાંક, કેહેતાં અશ્વ ખેડીઆ રે. ૩૬.
નીજ રથ દંડ ગ્રહી ઊભાં રૂકમણી; રથ ત્યાં આવ્યો સહી રે;
પ્રભુએ પોતાના રથ માંહે ખેંચી, લીધાં કર ગ્રહી રે, ૩૭.
પાસે બેસાડીને રથ હાંક્યો, આનંદ અતી થયોરે;
જે જે શબ્દ કરે સુરીજન, રૂકમણીકર હરી ગ્રેહ્યો રે. ૩૮

વલણ.

હરી ગ્રહ્યો કર જાણીનેરે, હરખ્યાં સરવ સ્વજન રે;
પેલા રાજાઓની મુરછા વળી, થઈ ગયાં શ્યામ વદનરે;
અરે આ શું થયું કૃષ્ણે, કર્યું કંન્યા હરણ રે.
શું મોહોડું કાઇને દેખાડીશું, આથકી સારૂ મરણ રે . ર.

મોહું ૩ જું.

વળતા શુકજી તે વાણી એમ ઊચર્યા, સાંભળ પારક્ષિત રાય;
હાવાં ત્યાર પછી ક્યમ નીપજ્યું, તુજને કહું તે કથાય.
જે જે બોલો શ્રીરૂકમણી નાથની.
વર કન્યાં તો આગળ પધારીયાં, પુઠળ સેન્યા બળરામ,
પાછળ શત્રુનું દળ દીઠું આવતું, ઊભા રહ્યા તેણે ઠામ—જે૦ ૨;
માનભંગ થયારે સરવે ભુપતી, તેણે ધારી એ બુદ્ધ;
પાછાં વળતાંતો નાક જાયછે, કન્યા લો કરી જુદ્ધ—જે જે૦ ૩.
આવ્યા બાણનો મેહ વરસાવતા, રીસે બળતા સહુ થાય;
જાદવ સેન્યા ઢાંકી લીધી સરવડે, દાંત પીસતા જાય—જે જે૦ ૪.
વળતાં જાદવ જુદ્ધને વીકર્યા, વીંધ્યાં શત્રુનાં સરીર;
સેન્યા મારી સુવાડીરે સાથરે, નાઠા વીર મુકી ધીર—જે જે૦ ૫.
રૂકમાયો બોલ્યો શિશુપાળસુ, સાંભળ મહારૂં પણ એક;
જો હું રૂકમણીપાખે પાછો ફરૂં, પુરમાં પેસું નહિ છેક—જે જે૦ ૬.
બીજે મારગે કૃષ્ણ પુઠે પળ્યો; બકતો બકતો બહુ જોર;

ઊભો રહે ઊભો રહે કયાંહાં જાયછે, માહારી ભગનીના ચોર—જે જે૦ ૭
એવું કહી ત્રણ બાણ ત્યાંહાં મુકીયાં, છબીલે છેદ્યાં તતકાળ;
દેખી પાંચ ફેંકયાં બીજાં પાપીયે, તેપણ ભાગ્યાં શ્રીગોપાળ—જે જે૦ ૮.
પછે શ્રીકૃષ્ણે ત્રણ સર છોડીયાં, છેદ્યું સારથીનું શીસ;
રથ ભાગ્યો ધનુષ ત્રોડી નાંખ્યું, એહવું કીધું જગદીશ.—જે જે૦ ૯.
બીજું કોડંડ ગ્રહ્યું તે પણ કાપીયું, ત્રીજાની પણ એ ગત્ય;
વળતો ખડગ ચરમ લઈ દ્રોડિઓ, રીસે દાઝ્યોછે અત્ય.—જે જે૦ ૧૦
પ્રભુએ પણ વિદ્યાધર ખડગ કાહાડીયું, સામા ધસ્યા કરી ક્રોધ;
જેહવે મસ્તક છેદેછે શ્રીહરી, કીધો રૂકમણીએ રોધ.—જે જે૦ ૧૧.
એ ના ઘટે નાથ ચતુરશિરોમણી, અપજસ જગતમાં થાય;
જેવો તેવો પણ ભાઈ એ માહારો, સાળો તમારો કેહેવાય.—જે જે૦ ૧૨
પ્રભુએ ધાર્યું જે રાણી રૂસે નહીં, ધાર્યું મારૂ પણ થાય;
માર્યા સરખો કેહેવાય રહે જીવતો, એહવો રચવો ઉપાય—જેજે૦ ૧૩.
દાઢી મુછ મુંડીને પટા પાડીયા, શસ્ત્ર કરીને શ્રીનાથ;
રથની સાંગી પુઠળ લટકાવીયો, વસ્ત્રે બાંધ્યા બેહુ હાથ.—જે જે૦ ૧૪.
એવે બળભદ્ર પુઠળથી આવીયા. જીતીને સહુ સૈન્ય;
દીઠા રૂકમૈયાને રથે બાંધીઓ, ઘણું લજવાતો જાય—જે જે૦ ૧૫.
હાં હાં આ શું કર્યું ભાઇ ન ઘટે, આવો કીધો કરૂપ;
એહેને મરણ થકી અધીકું થયું; એ છે અહંકારી ભુપ—જે જે૦ ૧૬.
રૂકમણીજીને રૂડું મનાવવા, કીધો વચનવિવેક;
છોડી મુકયો રૂકમૈયાને હળધરે, બંધે ધવ એક—જે જે૦ ૧૭.
પછે રૂકમૈયો પુરમાં પેઠો નહીં, વાસ્યું ભુજ કચ્છ શેહેર;
પણ લીધાનું ફળ એ પટ પડ્યા, જવાયું નહીં ઘેહેર—જે જે૦ ૧૮
હાવાં શીશુપાળની શી શોભા થઈ, થોડી સરખી હું કેહેશ;
હાલો ચાલ્યો તે નાક છેદાઇ ગયું અંધે પીઠી મુખે મેશ —જે જે૦ ૧૯
નગારાં ને નીશાન સંતાડ્યાં, મુખે પડી ગયા શોષ;
સહુકો સમસાનીયા સરખા સનમન્યા, જાણે મુએ દમઘોષ. જે૦ ૨૦
જરાસંઘે ત્યાંહાં આસવાસના કરી, હું પણ હાર્યો સતરવાર;
તોહે મેં કાંઇ દુઃખરે નાતું ધાર્યું, એહેવો ધારવો વિચાર—જે જે૦
અરે હાવાં દ્વારામતી પ્રભુ પોહોચ્યા, સેન્યાસહીત બળરામ;
સામા ઉગ્રસેન આવ્યા સોભાભર્યા, પધરાવ્યા નિજ ધામ—જે જે૦
જોશી તેડાવ્યા શ્રી વાસુદેવજી, લગ્ન લીધું શુભ સાર;
લખી સ્વજન સરવેને કંકોતરી, તેડાવ્યાં તેણીવાર—જે જે૦ ૨૩

મોહોટો મંડપ રચ્યોરે સોહામણો, વાજાં વાજે અપાર;
મંગળ ગાન કરે સરવે માનની, થઇ રહ્યો થેઇકાર.—જે જેં૦ ૨૪
વરકન્યાને પીઠી ચોળાયછે, ગોત્રજદેવ્યા પુજાય;
વૃદ્ધશ્રાદ્ધ કીધું છે વાસુદેવજી, દેવકી હરખ્ય ન માય.—જે જે૦ ૨૫
વરવહુને મંડપમાં પધરાવીયાં, વિપ્ર કરે વેદ ગાન;
ક્રોધ એક કન્યાનાં માત પિતા, થયાં તેણે દીધું કંન્યાદાન.—જે જે૦ ૨૬
હસ્તમેળાપ થયોને મંગળ ફેરા ફર્યાં, કીધા સર્વ પ્રકાર;
લાડકોડ રીતેભાતે શ્રી હરી, આરોગ્યાછે કંસાર.—જે જે૦ ૨૭.
સહુને કંનસાર ભોજન કરાવ્યાં, સંતોખ્યા સહુ જન;
બેહેન ભાણેજ પુજ્યને પોખ્યાં, હરખ્યું સહુકોનું મંન.—જે જે૦૨૮.
કુળની રીતે છોડ્યા પછી દોરડા, આનંદ વરત્યો અપાર;
રાણી રૂકમણી પરણ્યાં શ્રી કૃષ્ણને, થઇ રહ્યો જેજેકાર—જે જે૦ ૨૯.
કવિજનને કૃપા કરી શ્રી હરી, કીધા દુઃખ સહુ ભંગ;
અંગસહિત આપી પ્રેમ લક્ષણા, ભક્તી નિત સતસંગ—જે જે૦ ૩૦.
ગુર્જરદેશમાં શ્રી નર્મદાજી તટ, ચંદીપુર ચારૂ ગ્રામ;
ત્યાંહાં શ્રી શેષશાઈ પ્રભુ વસે, ત્યાંહાં કવિનો વિશ્રામ—જે જે૦ ૩૧.
ન્યાતિં વિપ્ર નાગર રે સાઠોદરો, ભટ દયાશંકર નામ;
વૈષ્ણવ વલ્લભી શ્રી ગુરૂ પ્રતાપથી, ગાયા ગુણ ઘનશ્યામ—જે જે૦ ૩૨.
ત્રણ મીઠે શ્રી રૂકમણી કહ્યું, એકસો પંદર પદ સાર;
શ્રી ભાગવત અનુસારે સંક્ષેપે કહ્યું, જે મહીમા હેનો અપાર—જે જે૦૩૩.
જે કો ગાએ શિખે ને સાંભળે, પુરે મનવાંછિત કામ;
પ્રેમે પાઠ કરતાં મળે શ્રી હરી, એમ કહે દયારામ—જે જે૦ ૩૪.

વલણ.

દયાશંકર કહે કથારે, સુંદર શાર ચરીત્ર;
શ્રવણથી સુખ હોય સહુને, પતિત થાય પવીત્ર. ૧.
કરતા હરતા શ્રી મહા પ્રભુરે, હું તો કેહેવાય માત્ર;
સુગુનો જાણુનો ભાવ ધરીને, થાશો સહુ સુખપાત્ર. ૨. મીઠાં.૩.

( ૨ )

---

## સત્યભામા વિવાહ.

### ચોપાઈ.

પ્રથમે પ્રણમું શ્રી ગુરૂના પાય, સમરૂં શ્રી ગોવરધન રાય;
કૃપા કરો જાણી નીજ દાસ, મુજ હૃદિયામાં પુરો વાસ. ૧.

શુભ મતિ દ્યો જન મુજ ગાય, શ્રી સત્યભામાનો વિવાહ;
શ્રી ભાગવત ભર્યું રે આનંદ, જેમાં રસનિધી દશમસ્કંધ. ૧.
તેનો છપ્પનમો અધ્યાય, શ્રી મતા મણીનો મહિમાય;
તેમાં હરિ સતભામા લગ્ન, સુણતાં થાય સહુનું મન મગ્ન. ૩.
સુકજી કહે સાંભળ રાજંન, તે તુજને કહું થઇ પરસંન;
સોળ સહસ્ત્ર અષ્ટ પરણ્યા નાથ, કયહુ પોળા નથી કીધા હાથ. ૪.
કયહું છળ બળ કહિં ચોરી કરી, રીત સહીત ત્યાં પરણ્યા શ્રી હરી;
એ વિહિવામાં એક બીજો થશે, તે જાંબુવતી પરણી લાવશે. ૫.
શ્રી દ્વારામતી નગ્રમોઝાર, ઉગ્રસેન શુભ મતિ નૃપ સાર;
વસે જાદવ ત્યાં છપ્પન ક્રોડ, નહિ જુગમાં કો તેની જોડ. ૬.
જાદવ એક સત્રાજીત નામ, કન્યા સતભામા તેને ધામ;
પ્રભાકર તેહેનો ઇષ્ટદેવ, કરે સત્રાજીત તેની સેવ. ૭.
પ્રસંન થયો કરી કરૂણા ઘણી, સુરજે આપ્યો શ્રી માંતક મણી;
દિવ્યમાન તેજસ્વી અપાર, કનક ઝરે નીત ચોવીશ ભાર. ૮.
નીત પ્રત્યે પુજન તેનું કરે, બહાર જાય તો કંઠે ધરે;
એક દિવસે કંઠ ધરી મણી, સત્રાજીત આવ્યો સભા ભણી. ૯.
દુરથકી દેખી સહુ જન, થયા ચકીત પોતાને મંન;
કાંતિ જોઈ ઘણો કરિયો વિચાર, સુર્ય આવેછે સભામોઝાર ૧૦.
કૃષ્ણ કેહે દિનકર નવ હોય, હશે સત્રાજિત જાદવ સોય;
જાણુ કરયૂં રાજાને સહુ, આવેછે રવી તેજસ્વી બહુ. ૧૧.
એવું કહેતામાં આવ્યા ત્યાંહ, રાજયસભા રાજેછે જ્યાંહ;
આસન આપ્યું આદર કરી, ક્ષણુ એક પછી બોલ્યા શ્રીહરી. ૧૨.
સુણો સત્રાજિત માહારી વાત, જેથી જસ વાધે વીક્ષાત;
સુર્યભકતી તમો કરી ઘણી, મોટું ભાગ્ય પામ્યા આ મણી. ૧૩.
હવે એ ભેટ ભુપને ધરો, કહ્યું હમારૂં જો તમે કરો;
મણી શોભે એ રાજદ્વાર, આપણને સેવાનો અધિકાર. ૧૪.
એવું વચન બોલ્યા જુગદીશ, સુણી સત્રાજિતને ચડી રીશ;
ગર્વે ભર્યું કહ્યું એક વચંન, સુણતાં સભાસહીત રાજંન. ૧૫.
મણી માગ્યો સું લજ્જા પરહરી, સુરજ સેવ્યા છે મેં શ્રમ કરી;
એવું કહિ આવ્યો નીજ ધામ, મણી પધરાવ્યો પુજાને ઠામ. ૧૬.

વલણ.

પુજા ઠામ પધરાવિયો, મણી શ્રીમાંતક જેનું નામરે;
પછી આગળ કથા શમ થઇ, તે કહે જન દયારામરે. ૧૭.

ઢાળ.

સુકદેવ વાણી ઓચરયા, સાંભળ પરીક્ષત રાય;
એ જાંબુવતી શી રીતે પરણ્યા, તેનો કહું મહિમાય. ૧.
ભ્રાત સત્રાજીતનો, તેનું પ્રસંન એવું નામ;
વંન ગયો મણી ધરી કંઠ, તુરી મૃગયા રમવા કામ. ૨.

રાગ ધોળ.

રમતાં સિંહ મળ્યો એક વાટેરે, અશ્વસહિત હણ્યો મણીમાટેરે;
મણી સિંહ લઈ ત્યાંથી ચાલ્યોરે, તેને જાંબુવાને આવી ઝાલ્યોરે. ૧.
રીંછરાજે હાણ્યો સિંહ ઠામેરે, મણી લેઇ ગયો નીજ ધામેરે
કન્યા જાંબુવતી હતી ઘરમાંરે, આપ્યો રમવા મણી તેના કરમાંરે. ૨
એકડા રહી એણે ઠામેરે, કહ્યું નિપજ્યુ જે એને ધામેરે;
ઘેર આવ્યો નહીં જ્યારે ભ્રાતરે, સત્રાજીતે ઊરાડી વાતરે. ૩.
મરાવ્યો કૃષ્ણે માહારો ભાઈરે, મણી લીધો એવા અન્યાઈરે;
એવું કલંક ચોઢું જુઠું હરિનેરે, શહુકો વાત કરે ફરીફરીનેરે. ૪.
કૃષ્ણ કહે સાંભળો સહુ જંનરે, નિશ્ચે કરિયે ચાલો સહુ વંનરે.
સરવે ચાલ્યા જોતા તુરીચર્ણું રે, આગળ દીઠા પામ્યા એહુ મર્ણુ રે. ૫
ડંખ દીસે વ્યાઘ્રના અંગેરે, દાખ્યા કૃષ્ણે હુતા જે કો સંગેરે;
ત્યાંથી ચાલ્યા વ્યાઘ્રપદ પૃષ્ટેરે, વ્યાઘ્ર પ્રાણરહીત પડયો દૃષ્ટેરે. ૬.
ત્યાંથી રીંછનાં પગલાં દીઠાંરે, તે તો ગિરીની ગુફામાં પેઠાંરે;
ત્યાંથી ચમક્યા સરવે ભય પામીરે, પેઠા કંદરામાં અંતરજામીરે. ૭.
જાંબુવતીને દીધું દરશનરે, મણી લેતાં કીધું રૂદનરે;
એટલે જાંબુવાન આવ્યો ધાઈરે, જુદ્ધ કીધું સંગે જદુરાઈરે. ૮.
મુષ્ટિ પ્રાહારે લઢ્યા એહુ બળિયારે, સત્તાવિસ દીવસ વીતી વળિયારે;
જાંબુવાન થયો ગતી ભંગરે, હરિને પ્રહારે ચુરાણુ થયુ અંગરે. ૯.
સાંભરયું વચન કહ્યુ રઘુનાથેરે, કૃષ્ણ થઈ વઢીશું તુજ સાથેરે;
તે સાંભરી લજ્જા મંન પામ્યુંરે, કીધુ સ્તવન ચરણે શીર નામ્યુંરે.૧૦.
ગ્લાની પામ્યો ઘણો થયો અન્યારે, માટે પરણાવી પોતાની કંન્યારે;
જાંબુવંતિ કર હરિકર થાપ્યોરે, સસરે મણી પેહેરામણીમાં આપ્યોરે.૧૧.
સજોડ આવ્યા શ્યામ સદંનરે, જોઇ હરખ પામ્યા સહુ જંનરે;
સત્રાજીત સભામાં તેડી લીધોરે, જોતાં સર્વે મણી કર દીધોરે. ૧૨.

વીતી વાત તે સરવે જાણીરે, સભામાંથી ઉઠ્યો લજ્જા પામીરે;
ખરતાનો આવ્યો પોતાને ઘેરરે, કીધું સમર્થ સાથે વેરરે. ૧૩.

વલણ.

સમર્થ સાથે વેર કીધું ને, કરવો કોણ ઉપાયરે;
પ્રભુ રોશ મુંકી પ્રસન મુજ પર, કોણ રીતે થાયરે. ૧૪.
જો સંબંધ જોડું સાંકડો તો, જાય મનનું ઝરેરે;
પુત્રી પરણાવું પ્રેમથી તો, જામાત્ર આવે ઘેરરે. ૧૫.

રાગ ધનાસરી.

વજતા શુકજી તે વાણ્ય એમ ઓચરયા, સાંભળ પરીક્ષિત પુન્યપવીત્રજી. ૧
સત્યભામાનો વિહિવાહ મળ્યો માધવ સાથે, સુંદર કહું તે તુજને ચરીત્રજી. ૨
પહેલાં કૃતવર્મા અક્રૂર સતધન્વા ત્રણેને દીધી હતી વિહિવાની આશજી. ૩
સત્રાજીતે પોતાને મન નિશ્ચે કરીને, ઘેર તેડાવ્યા મહા મુનીજનજી. ૪
પધારો મુની કુંકુમ કચોલું ભરીને, વસુદેવકેરે ભુવનજી. ૫
કરજો તિલક ને કહેજો શ્રી કૃષ્ણને સુખેથી, મુખે સતભામા અરપી ઉલ્હાસમાંજી. ૬
વસુદેવને કહેજો ઘેર ગણેશ બેસાડે, કરે લગ્નસગાઈ એક માસમાંજી. ૭
એવું સાંભળી રૂષી રળીયાત થયા ને, વસુદેવને મંદિર આવીયાજી. ૮
વરને તિલક કરી સમાચાર કહેજો જે, સત્રાજીત વેહેવાઈએ કાહાવિયાજી. ૯
વસુદેવજી હરખ્યા સુણી દેવકીજી હરખ્યાં, અપરમાતા આનંદ સરવ અતિઘણુંજી.૧૦
હરખ્યા ઉગ્રસેન સાથ સ્વજન સકળ, સાંભળી લગ્ન હરીતણુંજી. ૧૧
સરવે ટોળે મળી રળિયાત થઈ આવ્યું, સત્રાજીત વેહેવાઈશું હળિગળીજી. ૧૨
ગજકુંભપર મેહેલી સરવે સકરા વેહેચી, નગ્ર દ્વારકાં પામ્યું રળીજી. ૧૩
ગજાનંદ સુભ બેસાડ્યા મંદિર મુહુરત કીધું, ઠાર ઠાર લખી કંકોતરીજી. ૧૪
અષ્ટમાસિદ્ધ નવેનિદ્ધ આવીને બેઠાં, સમો જાણીને સેવવા શ્રી હરીજી. ૧૫
વિશ્વકર્મા આવ્યા રે સર્વે સાલવી સાથે, ચિત્રવિચિત્રના મંડપરચીજી. ૧૬
પ્રભુને પીઠી ચોળવા મંદીર માનુની જાય, લાવે લાડકાલાડુ સ્વજનજી. ૧૭
જેહેવો વાહાલો ખીરાને તેહેવાં શોભે સતભામા, શોભા સમોવડ બંને ભુવનજી.૧૮
આવ્યાં લગ્ન ટુંકાંને સહુકો નોતર આવી, સહુકોને ઊતારા આપિયાજી. ૧૯
જેહેને જેમ જોઈયે તેમ તેહેને રીતે પોચે, એવા અધીકાર સેવકને સોંપિયાજી. ૨૦

આવ્યા પાંચે પાંડવ કુટુંબ સરવે સજોડ, દેશદેશના ભુપતી આવિયાજી. ૨૧
આવ્યાં શીવ પાર્વતીજી ગંગાસહીત, સાવિત્રી સચી ઈંદ્ર સંગે લાવિયાંજી. ૨૨
આવ્યા નારદ સારદ સનકાદીક મુન્ય, ધર્મ વરૂણ સુર્ય ને ચંદ્રજી. ૨૩
આવ્યા નવકુળનાગ ને અષ્ટકુળપર્વત, આવ્યા શિષ્ય સહસ્ત્રમુનીદ્રજી. ૨૪.
આવ્યા દ્રુવ પ્રહ્લાદ નવયોગી વિભીષણ, બળિ વિદુર સુદામા સુકદેવજી. ૨૫.
આવ્યા સાગર સલીતા ને યક્ષ કિન્નર, ગાંધર્વ આસ રાખે કરવા સેવજી. ૨૬.
અંગ વંગ કમંગ કૈકટ માલવ માર, મરછ કુંતલ વેરાટ સુરસજી. ૨૭.
ઇત્યાદીક દેશના આવ્યા સરવે નરેસ, જાણી સ્વામી સેવકનો સબંધજી. ૨૮.
આવ્યાં સ્વર્ગ મૃત્યુ પાતાળનાં જે પ્રાણી, જે કોઇ હુતાં સ્વજંન હરીદાસજી, ૨૯,
સાખેલા થઇ સહુકો આવિયાં, વસુદેવજીકેરે અવાસજી. ૩૦.
મણી સુવર્ણમય શોભે આભ્રણ અંગે, સહુકો દીસતા ઝાકઝમાળજી. ૩૧.
સહુકો સાથ થઇ સુખમાં વિહીવા મ્હાલેછે, વૃદ્ધ યૌવન ને વળિ બાળજી. ૩૨.
શુભ માસ દિવસ શુભ વાર નક્ષેત્ર યોગ પુરણ, ગૃહ નક્ષેત્ર સારજી. ૩૩.
લગ્ન ઘડિયાલાં લગન પત્રી લઈ આવ્યાં, વિપ્ર વસુદેવકેરે દ્વારજી ૩૪.
પ્રેમે પગરણ માંડયાં ગોત્રદેવ્યા બેસાડયાં, વૃદ્ધશ્રાદ્ધ કીધું વસુદેવજી. ૩૫.
ગૃહ સાંતિક કીધું વાડવ વેદમંત્રેથી, આસીરવચન ભાણીને તતખેવજી. ૩૬.
સર્વ લગ્નને દહાડે કારજ કરવું તે કીધું, એટલે વરઘોડાની વેળા થઈજી. ૩૭.
ખાન પાન કરીને જાન સજ થઈછે, સર્વે શોભા ન જાય મુખે કહીજી. ૩૮.

વલણ.

મુખ શોભા કયમ વરણવું, રચના રચીછે અપારરે;
જન થયો કહે ગુરૂકૃપાથી, કાંઇએક કરૂં ઉચ્ચારરે. ૩૯.

ઢાળ.

વળતા સુકદેવ વાણી એમ ઓચરે, સાંભળ પરીક્ષત ભુપ;
જાદવપતીની જાનમાંરે શોભા વધી છે અતીરે અનુપ;

વરઘોડો દ્વારકેશનો,

જુઓ જુઓરે જગતના લોક,

વૈભવ વિઠ્ઠલેશનો ૧.

વાને ઘાલી વર રાયનેરે, ચોળી કરાવ્યું સ્નાન;
અંગવસ્ત્ર કરી પીતાંબર પહેર્યું, કરે ભાનુની મંગળ ગાન;

વરઘોડો દ્વારકેશનો,
જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો. ૨.

કંઠે બીરાજે સુવર્ણ સાંકળી, મોટી મુક્તાફળની માળ રે;
હરીને હસ્તે કનકકડાં સાંકળીરે, કટી મેખળા શોભે વિશાળ;
વરઘોડો દ્વારકેશનો,
જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો. ૩.

કાને કુંડળ શોભે વારૂ વળિયું, કેસર અરચા કીધી છે સાર;
હરિને ભુજે બાજુબંધ બેરખારે, ચરણે નેપુરનો ઝણકાર;
વરઘોડો દ્વારકેશનો,
જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો. ૪.

નખ શીખ આભ્રણ પેહેરિયાં, ઊપર ઓઢી અનોપમ સાલ;
ખુપ વાળીને આંજી આંખડીરે, કાજળ ટપકું કીધું છે ગાલ;
વરઘોડો દ્વારકેશનો,
જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો. ૫.

મીંઢળ બાંધ્યું કર દક્ષણેરે, ગોત્રજને લગાડ્યા પાય;
પાન મુદ્રા શીફળ્યકીરે, પાસ ભરાવી જાદવરાય;
વરઘોડો દ્વારકેશનો,
જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો. ૬.

પુષ્પમાળા ગજરા બેરખાં, ચારૂ મોજડી પેહેરી બે ચર્ણ;
બેહેની સજોડે લુણ વળાવે, અશ્વે ચઢી આવે અશરણાશર્ણ
વરઘોડો દ્વારકેશનો,
જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો. ૭.

લગામ ગ્રહી કુંતાજી રહ્યારે, વીરે મનાવ્યું મન;
મોહોડ બાંધ્યો છે માતા દેવકીરે, રમણું દીવા ગ્રહો થઈ પરશંન;
વરઘોડો દ્વારકેશનો,

જુઓ જુઓ રે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો. ૮.
ચાલે રાવે ચતુરાઈથીરે, વરની સાથે સાળેલાની હાર;
હસ્તી ઘોડા રથ પાલખી, આગળ ભુંગળી ચાલે અપાર;
વરઘોડો દ્વારકેશનો,
જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો. ૯.
પોત પોતાના ખતાવથી ચાલે, સરવેકો જેમ જેનું મન,
શીવ બ્રહ્માદીક આવ્યા હળીમળીરે, પ્હેરી ઓઢીને પ્રસન વદન;
વરઘોડો દ્વારકેશનો,
જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો. ૧૦
કોતલ અશ્વ ગજ ચાલે ઘણા, અળગા રે ચાલે અસવાર,
મંગળ ગાય પુંઠ માનનીરે, નહિં પાયદળ જનનો પાર;
વરઘોડો દ્વારકેશનો,
જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો. ૧૧
ગુણીજન ગાન કરે ઘણું, કરે અપ્સરા વળિ નૃત્ય,
વાજીંત્ર વાજે વિધવિધ તણાં રે, ઊંટે નોબત-ગડગડે અત્ય;
વરઘોડો દ્વારકેશનો,
જુઓ જુઓ રે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો. ૧૨
આતસબાજી ઉડે ઘણી, ધ્વજા પતાકા વિશાળ,
પ્રગટ કીધીછે કોટી દીપીકારે, સોકો દીસતાં ઝાકઝમાળ;
વરઘોડો દ્વારકેશનો,
જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો. ૧૩
ત્રિલોક સુંદર નાથને શોભાસહિત, જુએ સહુ લોક,
ચકિત થયુંછે સહુકો દેખતારે, જ્યાં ત્યાંહાં ઉભાછે થોકાથોક;
વરઘોડો દ્વારકેશનો,
જુઓ જુઓરે જગતના લોક,
વૈભવ વિઠ્ઠલેશનો. ૧૪

મુખડું જાણે શરદ પુનમનો ચંદ્ર, અધર ઉપર મોહ્યો તે માન્ય દેવેંદ્ર. ૧૧.
ચિબુક ત્રાજુડે ચિત ચળે મુનીરાય, મંદ હાસ્ય કરે મોટા યોગી લોભાય;
રાતે રંગે રાજે ડાડમ બીજસા દંત, તુસી તનમનીયું ચારૂ ચોરે ચંત. ૧૨.
ચંપકળી ચીણમાળા અતિ શોભા,દળિયા,મુક્તમાળા ઓપે ઉર સોના સાંકળિયાં;
નાજુક હસ્તમાં શોભે સુવર્ણ મઢ્યો ચુડો,મણગટ જડને બન્જોઠ દીસે કર રૂડો. ૧૩.
કંકણ ચુડી કનક વાંકાં વાંકડ વેલાં, હેમમાંહે તે આભ્રણ અતિ શોભેલાં;
કેસરીના સરખી કન્યાનીરે કટી. કટી મેખળા શોભે હીરાનીરે જટી. ૧૪.
અણવટ વિછુવા તો ચારૂરે ઠમકે, નેપુર કેરી ઘચુંમલ ઘુમરી ઘમકે;
પગની પાની સુધી પેહેર્યું પાનેતર સારૂ,ભગની લુણ ઓવાલે સોભા સહુ ચારૂ.૧૫
અંગોઅંગ મધુરતાનો પાર નથીરે, ન કેહે કોઇ નખ શીખ શોભા કથીરે;
કવી કેહે શું કહું મુજમાં મતી થોડી, સતભામા શ્રીકૃષ્ણ ભલે મળી જોડી. ૧૬.

વલણ.

જોડુ ભાવે ભક્તને વળિ, સહુકો દે આશીશરે :
ચિરંજિવ સદા સુખી રહો રે, સજોડે જુગદીશરે. ૧૭.

ધોળ.

શુકજી કેહે શુણ રાયરે, લગન શી રીતે થાયરે,
દુધે ધોયા પાય, બે વર કન્યા તણારે. ૧.
સ્વરિત વાચન કીધુરે, અંતરપટ દીધુંરે,
સરવે કારજ સીધ્યું, કાંઈ ન રહી મણારે. ૨.
મંગલગાનજ ગાતાંરે, મંગળાષ્ટક ભણતાંરે;
લગન ઘટી ત્યાં શુભ, હસ્ત મેળાપ થયા રે. ૩.
પીતા સત્રાજીતેરે, વેદ શાસ્ત્રની રીતે રે;
કન્યાદાન દીધું, તન તાપ ગયા રે. ૪,
અંતર પટ પાછું લીધુંરે, નેત્રે કાજળ કીધુંરે;
પાલવ ગાંઠણ કીધું, કાળી કંઠી ધરી રે. ૫.
તંબોળ ચખાણ કરિયારે, મંગળ ફેરા ફરિયારે;
સરવે કારજ સરિયાં, વર પામ્યા હરીરે. ૬.
ઊઠ્યા બેઉ પરણી રે, શોભા ન જાય વરણીરે;
કોણ જન્મની કરણી તે, આવી ફળી રે. ૭.
ચાર ચતુરા બોલાવીરે, હરખ ધરીને આવીરે;
જુગતે જોડું વધાવીને, પાછી ફરી રે, ૮.

પછી મંદિર માંહેરે, નમિયાં ગોત્રજ જાઈ રે;
વૃદ્ધ હુતા તે સહુ નીરખી, ને દુઃખ વામિયા રે. ૯.
વર કંન્યા સંજોડે સહુ રે, જાનીવાસે આવ્યા રે;
વામાએ વધાવ્યાં લાડકડી, પીહેર પોત્યા રે. ૧૦.
વેહેવાણુ વેહેવાણો મળી રે, હળિ મળી સોરણાં લીધા રે;
કંકુએ પીદ્યાં કપોળ, વીનોદશું રે. ૧૧.
ત્રણ દિવસ ગન ભાવ્યા રે, ભોજન કરાવ્યા રે;
જે કો જાનઅવાસ ઉતરે, પ્રમોદસું રે. ૧૨.
મુહુર્ત્ત જોઈ શુભ સાર રે, વર કન્યા ભુક્તે કંસાર રે;
હરખ ત્યાંહાં થયો, અપાર છે રે. ૧૩.
પીરસે સાસુજી રે, સતભામા કરે રે;
કોળિયા લઈ, કંથને જમાડે છે રે. ૧૪.
હરી હઠ કરી પાછી લઈને, આરોગ્યા પ્રભુ રે;
હરી જમાડે હરી વદની રે, જમે નહીં હઠ લઈ બેઠાં;
ચોણુ અરીસો લઈ, આરોગીયા રે. ૧૫.
પરસ્પર પીક છાંટે રે, રંગ રાતો ચોળ રે;
પીતાંબર પાનેતર બંધે, રંગે ભીના રે;
બંધે રૂપે, સર્વોપરી રે. ૧૬.
સજ્જન સરવે હરખ્યા રે, તેહ સમે કો નિરખ્યા રે;
ધંન ભાયગ તેહનું રે. ૧૭.
કાકા મામા કોઈ માસી, ચાલો સહુ કોઈ કરતાં રે;
કર મુદ્રાઓ ધરતાં, બેહુને કન્યા રીતે રે. ૧૮.
ભગનીના ન હોયે રે, કાકા મામા સોયે રે;
મળ્યા વિવેક જોઈ, વાસુદેવ સત્રાજીતે રે. ૧૯.

વલણ.

સત્રાજીત વાસુદેવ પ્રત્યે, બોલ્યા વિનય વચંન રે;
ગૌરવભોજનનું નિમંત્રણ છે, સર્વ સહિત સ્વજંન રે. ૨૦.
હેતું સુણી વાસુદેવ વદીયા, ઘણી રૂડી વાત રે;
તમે સિદ્ધ કરો મન મનોરથ, જસ, વાધે વિક્ષાત રે. ૨૧.

ધોળ.

સદન સત્રાજીતનો સોહેલોરે, શુભગ ગૌરવ નોતરું ઘેર;
વિનય વિવેકે કાહાવ્યું વાસુદેવનેરે, આજ કરજો હસા ઉપર મેહેર, સદનસત્રા. ટેક
આવ્ય શ્રી કૃષ્ણ સહોદર સાથસુરે, સરખા સુહૃદ કુટુંબ પરીવાર,

પ્રાહુણા પાડોશી સ્નેહી સંગે લાવજોરે, સબંધી આદીસરવે લ્હેવાર. સદન. ૧.
એ શહુ શમેત સુખેથી પધારવુંરે, પાવન કરવા માહારૂં ધામ;
વિપ્રસાથે આમંત્રણ એમ કહેવિયુંરે, લ્હેવાઇયે કરીને પરણામ. સદન. ૨
વાજતે ગાજતે વાસુદેવ સંચર્યારે, પ્રભુઆવે લઈ સહુસાથ;
આદરસહીત ઊઠી આસન આપીયાંરે, સત્રાજીતે જોડીજુગ હાથ, સદન. ૩.
ભોજન અર્થેતાતાં જળ સર્વનેરે, સમોવડ બીજાં સરખાં નીર,
અંગે ફુલેલ પરીકરકરકરેરે, ત્યાંહાં પ્રથમતો શ્રી જદુવીર, સદન. ૪.
કરી અંગવસ્ત્ર અનુપમ અંગમાંરે, પીતાંબર પેહેરી ઊભા મોરાર,
કેસરી તીલક કીધાં ભાળે શોભતાંરે, છબીઊપર જાઊં બલીહાર. સદન. ૫.
એજ રીતે કર્યાં જાનસાહુ જનનેરે, બેઠા પંગતે શોભા અપાર,
વરનું સુખાશન મધ્ય માંડયું હારમાંરે, બીજા રાજા વાસુદેવ કુમાર.સદન ૬.
આસપાસ બેઠી જાન જાદવતણીરે, બીરાજ્યા વચમાં યાદવેંદ્ર,
તે સમે શ્રીકૃષ્ણ એ વિધે શોભીયારે, જેમતારામંડળ મધ્યે ચંદ્ર. સદન.૭
નખ શીખ આભ્રણ હરી આપે સર્વનેરે, શોભા શી કહું છે નહીં પાર,
ઉગ્રસેનાદીક સર્વ બેઠું સુખમાંરે, વિવેક જેને જયમ અધિકાર. સદન. ૮.
તેજ રીતે બેઠું મંડળ મોહેલ્લતણુંરે, વસ્ત્ર ભુષણ ઝાકઝમાળ,
સાથરૂં થઇને ભોજનને બેઠું સહુરે, સ્ત્રી પુરૂષ વૃદ્ધ યૌવન બાળ.સદન, ૯
ચોકી ચારૂ એક શ્રીવરાજનેરે, પ્રીતે મુક્યાછે. પ્રીસણહાર,
કનકની થાળમાંહે મણી જડીરે, તેહેની સંગે વાડકા બે ચાર. સદન. ૧૦
થાળમાં જડીત વાડકી કંચન તણીરે, ચારેમેર ચમચાછે ચાર;
ઝોમતીજળ ભર્યું પાત્ર સોહામણુંરે, પાસે મુક્યુંછે દેવ મોરાર. સદન. ૧૧.
એમ સર્વને કટોરાને થાળિયેરે, જ્યાંહાં જોઇએ ત્યાં હેમનું હેમ,
પીરશણ ચાલ્યુ હવાં શાક પાકનુંરે, કંઇએક વરણવું તે ધરિ પ્રેમ. સદન ૧૨
પ્રથમ પરવળ ગલકાંને તુરીયાંરે, કારેલાં કંટોળાંને વંતાક,
વાહાલોળ પાપડી લીલવા તમતમાંરે, આંબવાનું અનોપમ શાક. સદન ૧૩
સકરકોહોળામાં સીંધ ગવારનીરે, ચીભડાંને ચોળી ભલીસાર,
કાચાં કેળાં બીલીફળને ભીંડા ભલારે, દુધીયાં તળ્યાં દઈ વઘાર. સદન ૧૪
મેથી તાંદળજાની ભાજી ભલી બનીરે, સુવા લુણીનો સ્વાદ અપાર,
હિંગ હળધર મરી મેહેલી તળ્યાંરે, કાંઇ એક શાકમાં તુપછે સાર. સદન ૧૫
પંડાળાં પીરસ્યાં ભુરૂ કોળું કોમળાંરે, ખાટું કીધુંછે વડીઓનું શાક,
ભરત વઘાર્યું મશાલો ભેળી કરીરે, તીખાં રાયતાં તો ટાળે થાક. સદન ૧૬
વાલ વટાણા ચોળા હિંગ તેલમાંરે, કીધાં ભજિયાં ભોજન અનેક,

મેલી મેળવણી કરી સુંદર આ ભાતરે, ગાઢ ચટણીમાં ગત વિવેક. સદન ૧૭
વેસણ મેહેલી તળ્યાં પત્રવેલીયાંરે, તળ્યાં તાતાં તમતમાં સાર,
દાળ સાણગના અંકુર અનુપછે રે, વસ્તુ ખાટી તીખી કોઇ ખાર. સદન ૧૮
ઉજ્જવળ પાપડ પીરસ્યા સોહામણા રે, જાણે પુનેમ ચંદ્રઆકાર,
લાલ ગળકશી ઓઠીંગણ કાચલી રે, શું શું કહું વિધિ કીધી અપાર. સદન ૧૯
ખોળકરીને કાકડીકેરાં કરમદાંરે, ગરમાળને રાઇનીઓરી ચાર,
મેથીઆં લાંબુ પીળાં ખાસાં ખારીલાંરે, હળધર આદુ બીલી બીલસાર, સદ. ૨૦
ખાજાં છે તાજાં જલેબી જોઇયે વર્તરે, ગળ્યાં ઘેભર છે ભલાં સ્વાદ,
મોહન મોદકછે મોતીચુરનારે, સેવૈયાનો કોણ કહે સ્વાદ. સદન ૨૧
લાખણસાઇ લાડુ ખુરમા ખરા રે, દીઠે દહીંથરાં પામીયે રીઝ,
મગજ ઘસ્યાં દલ મગદળ મેહેલીયાં રે, ગાઢ ચારુ ચારોળીનાં બીજ. સદન ૨૨
ખટમડાં ખાસાં કેસરિયાં બાબર બન્યાંરે, ઉર રેડ્યાં અનોપમ ઘૃત,
સખડી અમૃતપાક તથા પુરિયેરે કપુર નાંખી કોમળ મેહેલી ગસ. સદન ૨૩
મોહ ગઠડી દાર મનોહર લાડુઆરે, મેવાની છુટી ખુંદી છે સાર,
ચંદ્રકળા સુતરફેણી સોહામણીરે સાકરપારાનો સ્વાદ અપાર. સદન. ૨૪
પેંડા બરફી સરવોરા ને ખુરમારે, ગુંજાપુરી કચોરી છે સાર;
બ્હેકે બિરંજ મલાઇ શીખંડ છેરે, દુધપાક બાસુંદી કંસાર. સદન ૨૫.
સેવ શીરોને સુંવાળીને ચુરમૂરે, વડાં વેડમીને રસ પોળી;
ઓરમુ લેહેચી રાયણ રાતી રસભરીરે, પીરસે સાકર ઘૃતમાંહે ચોળી. સદન ૨૬
કીધી કોમળ તે ગોરી ગોળપાપડીરે, માલપુવા ને પુડા વિશાળ,
પેચ પડિયા માંહેછે ખાંડ ખોળલરે, છે રાજ બહુ સુંદર રસાળ. સદન ૨૭
દુધ કઢામાંહે સાકર મેહેલીનેરે, કેસર કસ્તુરી બેહેક બરાસ,
સર્વ સામગ્રી ઇત્યાદી આદી તે ઘણીરે, તેની ચોદસ ફેલીછે સુવાસ. સદન ૨૮
મધુ મેવા પકવાન મીઠાઇનાં રે, જોઇ ગણતાં ન આવે પાર,
ખટરસ બીજાં ન હું વર્ણવી શકું રે, સરવે વસ્તુમાં સ્વાદ અપાર. સદન ૨૯
સુંદર પિરસ્યાછે કુર કમોદનારે, પીળીદ્રમક દાળ તે માંહ્ય;
ગોરીનાં ઘૃત તેમાં તાવેલાં તર્તનાં રે, હેવો સ્વાદ મળે નહી ક્યાંહ. સદન ૩૦
કીધી કઢી વડીની તીખી તમતમી રે, પીતાં ખાસી રળે નહી આશ;
લવણ જીરૂ ભેળી દહીંછે ખટમધુરે, વાળ્યો આંક વઘારેલી છાસ, સદન ૩૧
હાંસી કતુહલ કોટી કઉતક કરે રે, સામાસામી સબંધી વેહેવાઇ,
આનંદ હેલી થઇ ગઇ તે સ્થળેરે, શોભા સરવે શકું કયમ ગાઇ. સદન ૩૨
એ વિધી આરોગી ઉઠ્યા શ્રીહરીરે, સૂર્દ આચમન કીધાં પખાલ.
બીડાં તંબોળી આરોગી અભીનવીરે, રસિયાજીને અતીસે રસાળ.

પાન પુગીફળ લવીંગ એલાયચીરે, મૃગમદ ચુનો ખેરશાલ,
કપુર તજ તમાલપત્ર જાવંત્રીછે રે, જાયફળ આદે વસ્તુ અપાર. સદન
એ વિધી એમ સંતોખીયા શ્રીહરી રે, સત્રાજીત નમ્યા પ્રભુજીને પાય,
પ્રસન થઇ સહુ સંગે પધારિયાં રે, નીજ મંદીર શ્રીયદુરાય. સદન ૩૫
ગૌરવ ભોજન એ શ્રીકૃષ્ણનું રે, જે કોઈ શીખે સાંભળે ને ગાય,
દાસ દયો કહે ગુરૂના પ્રતાપથી રે, તેહેને મનવાંછિત ફળ થાય. સદન ૩૬

વલણ.

સત્રાજીત વસુદેવજી તે, મળી બેઠા સંગરે,
નિરવિઘ્ન વેહેવા થયોને, રહ્યો સહુના રંગરે. ૩૭
હવાં કરવી રહી પેહેરામણી, તે આજ છે અનુકુળરે,
વસુદેવ કહે વિઠ્ઠણું સારૂં, આનંદ હોય અતુલરે. ૩૮

રાગ ચોપાઇ.

શુકદેવ કહે સુણો રાય, કેહેવી રીતે પેહેરામણી થાય;
વસ્ત્ર ગાંઠડા દ્રવ્યની થેલી, બહુ લાવી સભામાં મેહેલી. ૧
આભુષણ હીરા રત્ન ને મણી, મુક્તામાળ શકે કોણ ગણી;
કુંમકુંમ ભરી કનકની થાળ, નાખી નીર આલે ગાળ. ૨
ત્યાંહાં સ્પર્શાસ્પર્શ ન્હેવાઇ, ડાહાડી પીસ્રે પ્રીતે મુખ સાહી;
સહુ જાનૈયાને થાપા રે દીધ, રંગે રાતા સર્વને કીધ,
વરને પોંહોંચે વસ્ત્ર અતુલ, આભ્રણ નખ શીખ આપ્યાં અમુલ;
વસુદેવને કનકનો મુગટ, ભારે મુલનાં પાંચે પટ. ૪
આભ્રણ કેરો કોઇ પાર ન જાણે, બળીભદ્રને તેજ પ્રમાણે;
પાંડવ સર્વ પેહેરામણી સારી, ઘટે તેમ આપ્યાં રૂપ વિચારી. ૫
કાકા મામા માસી સહુ, વસ્ત્ર પામ્યાં મનગમતાં બહુ,
ઉગ્રસેનને સહુથકી ઝાઝાં, આપ્યાં હીરા મીણ જાણી રાજા. ૬.
જ્યાંહાં તેવો સમંધનો ઠાર, ત્યાંહાં તેમ વસ્ત્ર આભુષણ મ્હોર;
મોતીમાળાનો વરસાદ વરસ્યો, સહુકો પામ્યા ન મળે તરસ્યો. ૭.
માનુંનીઓનુ મંડળ પોખ્યું, અંબર આભુષણ એવે સંતોખ્યું
પીયળ કહાડીને અક્ષત ચ્હોડે, અંબર આપે તે પેહેરે ને ઓઢે ૮.
દેવકીજીને દસમણા ચીર, જર ઝાઝોને થોડું હીર;
વાસુદેવની સરવે રાણી, સહુને આપ્યું અધીકાર જાણી. ૯.
કુંતાજીનેતો ભારે પટોળી, તેહેની ઉપર તેહેવી ચોળી;
સોભદ્રાને જરકસી સાડી, લાંબી પ્હોલી તેવી મુલે ધાડી. ૧૦

રેવતીજીને સાળુ રાતો, સુંદર શોભીતો મુખે ગાતો;
દ્રાપદીજીને ઘરચોળુ ભાવ્યું, શોધા મુલનું તેવું રે આવ્યું. ૧૧.
કાકી મામી માસી કોઇ ભગતી, મનગમતાં પામ્યાં સહુ મગની;
સ્ત્રીમંડળ સરવે કોઇ હરખ્યું, ઘરછયું પામ્યા ધાર્યું તેવું નરખ્યું. ૧૨
આવ્યા હતા જે મોટા ભુપ, સંતોષ્યા વિવેક જેવું રૂપ;
હસ્તી રથ બહુ સુખપાળ, આભુષણ વસ્ત્ર મોતી માળ. ૧૩.
દાસી દસ કીધી અરપણ, મોકલવા પુત્રીને સદન;
જે કોઇ માંડવે આવ્યા જન, કીધું પ્રસંન સરવેનું મન. ૧૪
સસરો આવ્યો જામાત્રની ભણી, કરમાં મેહેલ્યો શ્રીમાંતક માણી;
કૃષ્ણ આપ્યો પાછો તતખેવ, તમો શેવ્યાછે સુરજદેવ, ૧૫.
માટે રાખો તમારે અવાસ, એવા સહસ્ત્ર આગારી પાસ,
થઇ પેહેરામણી સારી રીતે, રંગે રોળ ઊઠ્યા સહુ પ્રીતે,
દ્વારે કુમકુમ થાપારે દીધા, ધાર્યા તેવા મનોરથ કીધા;
વેહેવા ઊત્સવ સહુને ભાવે, વર કન્યાને માંડવે વધાવે. ૧૭.
શોભા દેઇ વસુદેવજી ઊઠ્યા, વર કંન્યા લઇ ઘણું તુઠ્યા;
કન્યા વળાવી સત્રાજીતે, સરવે જાન સજોડ પ્રીતે. ૧૮
વાજતે ગાજતે સહુ ઘેર આવ્યા, પાટકી મંદિરમાં પધરાવ્યા;
છોડ્યાં દોરડાં કુળની રીતે, ભણ્યાં વચન વીનોદના પ્રીતે. ૧૯.
મોહોજોણું વહુજીને કરતાં, આભુષણ એક કુમકુમે ધરતાં;
વહુ લાગ્યાં સહુ વૃદ્ધને પાગે, દીધી આશીશ રોહો સૌભાગે. ૨૦
સહુને કંસારભોજન કરાવી, રીતે ભાતે નોતર વળાવી;
અંબીકાને વધામણાં દીધાં, કૃષ્ણ ચરણ કારજ સહુ સીધ્યાં. ૨૧
કવિ કહે માગું કરજોડ, મુજને ભક્તી દો શ્રીરણછોડ;
તમપર પ્રેમ અચળ સત્સંગ, એટલું આપો મુને શ્રીરંગ. ૨૨.
એ શીખે સાંભળે વેહેવા, પામે મનકામનારૂપી મેવા;
નદી નર્મદાત્રટ એક ગામ, ચારું ચંડીકાગ્રામછે નામ. ૨૩.
નાગર સાઠોદરા બ્રાહ્મણ ભક્ત, શ્રીવલ્લભ પદકમળ આશક્ત;
હરિજંન દયાસંકર નામ, તેણે વેહેવા ગાયો સતધામ. ૨૪.
શ્રોતા વક્તા સરવે જંન, જે શ્રી કૃષ્ણ સર્વેને મંન;

વલણ.

જય શ્રીકૃષ્ણ સરવે કહો, થયો સંપુર્ણ વેહેવાયરે;
નિર્મળ ગુણ શ્રીનાથના, જન દયાસંકર ગાયરે.

(૩)

# પ્રેમરસ ગીતા.

## રાગ રામગ્રી. પદ ૧ લું.

પ્રથમ હું પ્રણમું શ્રીગુરૂના પાયજી, મંગળરૂપ શ્રી વલ્લભરાયજી.
શ્રીવિઠ્ઠલ ગિરિધરલાલજી, જેને સમરે થૈયે ન્યાહાલજી. ૧
અષ્ટ સખાને કરૂ પ્રણામજી, શ્રી કૃષ્ણ કેરાં ધામજી;
મુજ રૂદિયામાં પુરો નિવાસજી, શુભમતિ અતિ જ્યમ થાય પ્રકાશજી. ૨

ઢાળ.

થાય પ્રકાશ તો વર્ણન કરૂં, પ્રેમરસ ગીતા તણું;
વૃજ વનિતા ઊદ્ધવ તણું, જેમ ઉત્તર પ્રતિ ઉત્તર ઘણું. ૩.
એક સમે ઉદ્વેગી સરખા, અવલોકી વૃજનાથને;
પુછીયું ત્યાંહાં તે સમે, ઉદ્ધવે જોડી હાથને. ૪.
કોહો પ્રભુ અભિપ્રાય શો, ચિત ઉદાસી સરખું થયું;
કૃપા કરી નીજ દાસને, હોય કારણ જોઇયે તે કહ્યું. ૫.
શ્રી વિઠ્ઠલજી વધા વળતું, શું કહું અથથી તે કથા;
શ્રી ગોકુળના ભક્તનો સ્નેહ, વિસરતો નથી સર્વથા. ૬.
લોક વેદની લાજ તજી, મુજ મારે દુઃખ સરવે સહ્યું;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, તેણે ઉદ્ધવસું કહ્યું. ૭.

## રાગ રામગ્રી. પદ ૨ જું.

પ્રીત ત્યાંહાંની શું વદન વખાણુંજી, ન બને કહેથી મન મારૂં જાણુંજી;
શિવ બ્રહ્માદીક નવ જીતાયુંજી, તે હું એમના ગુણને ગાઊજી. ૧.
ક્ષણું નહિં વિસરે વૃજની ક્રીડાજી, વ્યાપી રહી તે પ્રેમની પીડાજી;
ભક્ત નથી કાંઇ અન્ય એવાજી, નિત્ય અનિત્ય હું કરીને સેવાજી. ૨.

ઢાળ.

સેવા પ્રીતે વસ કર્યો, બહુ તે કહો કેમ વીસરૂં;
અરૂણી એનો થાશ નહી હું, કોટી કલ્પે કહું બરૂં. ૩.
તે પણ મ્હારે વીજોગે અતી, દુઃખ ધરેછે તે લહું;
અંતર ગત વીના એહ પ્રેમની, વાત કોણ થકી કહું. ૪.
અંતર ગત તો એક છો તમો, આહીયાં રાખુ કે મોકલું;
તો એમ મુજને ભાસે છે તમો, વૃજ પધારો તો ભલું. ૫.
તમ વણ ગુહ્ય ગોઠ કોને કહિયે, અવરનું કારજ નથી;
દયાના પ્રભુ પ્રાણવલ્લભે, વચન એમ કહ્યાં કથી. ૬.

રાગ રામગ્રી. પદ ૩ જુ.

નંદ યશોદા આદે અશેષજી, તેમને કરી આવો યોગ્ય ઉપદેશજી ;
અધ્યાત્મક બ્રહ્મ બતાવોજી, વૃજવાસીના શોક સમાવોજી. ૧.
મોર મુગટ નિજ કુંડળ સંગેજી, પીત વસન સોહે આભ્રણ અંગેજી ;
પ્રભુએ પેહેરાવ્યાં આણંદ આણીજી, નિજ રથ આપ્યો નિજજન જાણીજી. ૨

ઢાળ.

જાણી નિજ જન સજ કીધા, મોકલવા નીજ વૃજભણી ;
રથ આરોહન કીધું ઓદ્ધવે, આગ્ના માગી પ્રભુ તણી. ૧.
પધાર્યા ભરી મોદ મનમાં, સાંજ સમે પોહોત્યા જઈ ;
જ્યાંહાં ત્યાંહાં સદન સદન પ્રત્યે, ગોદોહન શોભા થઇ. ૨.
નામ લઈ લઇ વચ્છ ગાઉનાં, ગ્વાળ બોલ્યા ઉમંગમાં ;
વેણુ નાદ વીસાળ વાજે, મનોહર સુખ ઘોષમાં. ૩.
જોતાં રે જોતાં આવિયું એમ, નંદરાયનું આંગણું ;
નિરખી રથ નંદ યશોદા ધાઇ, આવિયાં હરખ્યાં ઘણું. ૩.
રૂપ રથ રસિયાં સહુ જોઇ, જુગલ મોહ પામી મતી ;
દયાના પ્રભુ પ્રાણવલ્લભને, મળવા આતુર છે અતી. ૫.

રાગ રામગ્રી. પદ ૪ થું.

જાણ્યું જે આવ્યા જુગજીવનજી, આવ્યા સમીપે દીઠું વદનજી ;
ઓળખ્યા જે ઉદ્ધવ હરિના દાસજી, ભાલ થયા પ્રસંન અંતર ઉદાસજી. ૧.
મળિયાં ઊદ્ધવ ને યશોદા નંદરાયજી, ઉદ્ધવ ઉભયને લાગ્યા પાયજી ;
કર ગ્રહી લાવ્યા મંધ્ય સદનજી, આસન આપીને કર્યું પુજનજી. ૨.

ઢાળ.

પુજન કરી ચરણે નમ્યાં, ભોજન કરાવ્યા ભાવતાં ;
બોલ્યાં સુખ થયું ને થશે, આજ ઓધવજી તમો આવતાં. ૧.
વાતો કરી વાહાલાજી કેરી, હળી મળી સુખ દુઃખ તણી ;
કોહોની આગળ કહિયે જદને, એકઠી થઇ છે ઘણી. ૨.
કોહો ઊદ્ધવ કુશળ છે એ, ભ્રાત બે હળધર હરી ;
કોહો ક્યારે અહિં આવશે, કંઇ વાત આવ્યાની કરી. ૩.
કેહે છે જે કૃષ્ણે કંસ માર્યો, સાંભળી સુખ પામિયાં ;
બંધન છુટ્યાં દેવકી વસુદેવનાં, દુઃખ સરવે વામિયાં. ૪.
આજ એક ગોકુળ વીના, આનંદ આપે જનને ;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, પીડે પ્રેમી ભક્તને. ૫.

રાગ રામગ્રી. પદ ૫ મું.

મધુપુરમાં થયું સહુને સુખજી, ભાગ્ય હમારે હમને દુ:ખજી;
માત પીતાની ભાગી ભુખજી, દુર્લભ હમારે થયું એનું મુખજી. ૧.
કહાન કુંવરીએ હમને વાહાલાંજી, એમ કહેતામાં નેત્ર ભરાયાંજી;
હ્રદે રૂંધાયું નવ્ય બોલાયજી, વિજોગનું દુ:ખ ઉર ન સમાયજી. ૨.

ઢાળ.

સમાય નહીં દુ:ખ ઉરવિષે, દંપતિ અતી વ્યાકુળ થયાં;
એવું અવલોકીને ઉદ્ધવે, વચન સુખદાયક કહ્યાં. ૧.
સાંભળો શ્રી કૃષ્ણે તમને, કાહાવ્યું છે તે કહું હવાં;
તમ સરખા હીતકરણ નથી, વિશ્વમાં કોઈ થયાં. ૨.
કહાવ્યું છે પ્રણામ તમને, ઘણું કરી ઘનશ્યામજે;
થોડા દિવસમાં આવિસે, નથી ગોઠતું તમો વણ મળે. ૩.
જે દિવસના ગયા મથુરા, વૃજ વીના નથી ભાવતું;
માતા તમ વિના કહાન કહી નથી, મુજને કો બોલાવતું. ૪.
ક્ષણ ક્ષણ સુખ સાંભરે, મા લાડ પાળ્યાં તમો અતી;
દયાના પ્રભુ પ્રાણવલ્લભે, કાહાવ્યું તમને યશોમતી. ૫.

રાગ રામગ્રી. પદ ૬ઠું.

કહું છું તમને સુણો નંદરાયજી, રૂડી રાખજો ધોળી ધુમરી ગાયજી,
ક્ષણું વિસરે નહીં હેત તમારૂજી,તમો પ્રતીપાળણ કર્યું ઘણું હમારૂજી.૧
ઓધવજી કહે સુણો મારી વાતજી, ભાગ્ય તમારૂ બહુ સાક્ષાતજી;
પુત્ર તમારા કહાવ્યા પરીબ્રહ્મજી, નેતી નેતી કહે જેને નિગમજી.૨

ઢાળ.

નીગમ નેતી નેતી કહે જેને, શીવજીમાં ગતી નવ કળે;
શેષ નીશદીન ગાય ગુણને, ન ખોળ્યા મુનીજનને મળે. ૧.
જેણે સરજ્યું આ વિશ્વ સઘળું, પાળીને સંહારસે;
રહ્યા વ્યાપી પુન્ય રાધળે, જ્યાંહાં જોસો ત્યાંહાં હરી. ૨.
સ્થાવર જંગમ જુઓ કો સ્થળ, એ વીના ખાલી નથી;
ભાળો નીજ ઘરમાં એ વ્યાપક, અંતરજામી સર્વથી. ૩.
તે થકી પુત્રભાવ છોડો, જાણો ઇશ્વર એહછે;
ભાગ્ય મોટું જાણજો જે, તે પુરૂષથી સ્નેહછે. ૪.
સરવે સાધણ કર્યાં તેહને, વાહાલા જેને હરી થયા;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, તેહેની તમપર બહુ મયા. ૫.

રાગ રામગ્રી. પદ. ૭મું.

સાંભળ્યાં ઉદ્ધવકેરાં વચનજી, તેથી થયોનું ન માન્યું મનજી;
આશ્ચર્ય સરખું હમને ભાસેજી, પરિબ્રહ્મ સુણી ગન ઉલ્લાસેજી. ૧
બોલ્યાં ઉદ્ધવસું વાયક વળતાંજી, પુત્રવિયોગે અંતર બળતાંજી;
સાંભળો હરિજન તમને શું કહીયેજી, પરમેશ્વર હમો હેને ક્યમ લહીયેજી. ૨

ઢાળ.

લહિયે ક્યમ પરિબ્રહ્મ એને, શાક્ષી મન પુરે નહીં;
ચરિત્ર એવાં સાંભળો એમ, ઇશ્વરે કીધાં ગૃહી. ૧
એક સમે પયપાન કરવા, આવ્યા હરિ આણંદ ભર્યા;
દેખી માહારો અરીસોને, થઇ ઉદાસ પાછા ફર્યા. ૨.
દીઠું એણે એહનું પ્રતિબિંબ, મુજ ઉરે આરસી;
રીસાવ્યા તે માટે મોહન, મુખ હવામાં ખાકસી. ૩
ના ના નહિં ધાવું હવાં, તુજ પાસે બીજો બાળછે;
એવો ભોળો પુત્ર માહારો, ઓધવ એ ગોપાળછે. ૪.
પરમેશ્વર એમ કેમ કરે, ઓધવ વિચારો અંતરે;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, હોય ઇશ્વર એ ભ્રાંતરે.

રાગરામગ્રી. પદ ૮ મું.

સાંભળો ઓધવ પુરણ પવિત્રજી, પુત્ર માહારાંનાં પરમ ચરિત્રજી;
જ્યારે હું તો એ ગતીસે અહેતોજી, ઘેલાં ઘેલાં વાયક બહુ મને કેહેતોજી. ૧
માડી મારી વહુ ક્યાં મુજને દેખાડોજી, એહેવી વાતો કહેતો એ આડોજી;
વડનાં મોઝાર દેખી આવતો કોટેજી. ભય પામી વળગતો કોટેજી. ૨.

ઢાળ.

કોટે વળગતો કુંવર માહરો, છોડાવ્યો છુટે નહીં;
તે સુત માહારો ક્યાં ગયો, ઓ દેવ હું જાણી કહીં. ૧.
સ્ફટિક મણીના સ્થંભમાં પ્રતિબિંબ પોતાનું નીરખતો;
તેહની સંગે રમવા માટે, હૈયામાં ઘણું હરખતો. ૨.
માખણ આપે તેહને હઠ કરી, વળગી સ્થંભ હેઠું પડે;
ઓ મા એ ખાતો નથી કહી, શ્યામ તે માટે રડે. ૩.
એકવાર દહીંનું પાત્ર ભાંગ્યું, વાંક એ એથી થયો;
તે માટે મેં બાંધ્યો ઉખળે, રાંક થઇ બેસી રહ્યો. ૪.
તે સુખ એહનું સાંભરે, સોગમાં મુજ હૈયું બળે;
દયાનાપ્રભુ પ્રાણવલ્લભ, મળે તો બળતર ટળે. ૫

રાગ રામગ્રી પદ ૯ મું.

એમ પરસ્પર હરિગુણ ગાતાંજી, વાર નવ લાગી રજની જાતાંજી;
વાહાલા વાત ન આવે પારજી, રાત્રી રહી પાછલી ઘટી ચારજી. ૧
મહિડું વલોવે વ્રજની બાળાજી, ગાય ગોવિંદ ગુણ અતીસે રસાળાજી;
નામધુની કોઇ ગાય મુખે ગીતજી, ચિંતવે અહરનીશ નાથને ચિતજી. ૨

ઢાળ.

ચિત્ત ચિન્તન કરે નિશદીન, રસીક-વરનાં રૂપનું;
ઉદ્ધવે વ્રજ આસકત દીઠું, સરવે શ્યામસ્વરૂપનું. ૧
ધન ધન ભાગ્ય ગોપીનું જોઇ, ચિકીત ઓધવજી થયા;
કૃત કૃત્ય છે એમ કેહેતા, સ્નાનને અરથે ગયા. ૨
એટલે અજવાળું થયું, સહુ બાળા નિકળી બારણે;
દેખી રથ નંદદ્વારે મળી, સહુકો પુછવા કારણે. ૩
પરસ્પર પુછે સખી, એ કોણ છે રથનો ધણી;
શું અક્રુરિયો ફરીરે આવ્યો, એકવાર તો ગયોછે હણી. ૪
હોય એ દુશમન તો કરો શીક્ષા, ગોકુળથી કાહાડો પરો;
હોય દયાના પ્રભુ પ્રાણવલ્લભ, કદાપી નિશ્ચે કરો. ૫.

રાગ રામગ્રી. પદ ૧૦ મું.

એવા અબળા વિચાર વિચારેજી, એટલે સ્નાન કરી ઓધવ પધારેજી;
દુરથકી દીઠા શ્રીહરીના જનજી, કાંતિ કરૂણામય પ્રસન વદનજી. ૧
દંભરહીત ઢુંગરહિત વિકારજી, પ્રેમદાએ પરખ્યા કો ભગવદી સારજી;
એટલે ઓધવજી આવી નમ્યા પાયજી, હરિમર્ણ કરતાં ગોપીને ગમ્યાજી.૨

ઢાળ.

ગમ્યા ગોપીને ઓધવજી, ભગવદી જાણીને ભાવિયા;
મોકલ્યા કૃષ્ણે તમ કને, સંદેસા કાંઇએક કહાવિયા. ૧
શ્રીકૃષ્ણે મુજને મોકલ્યો, તમપાસે સત્ય કહું છું કથી;
નિશદીન પ્રભુની પાસે રહું છું, મુજથી કાંઇ અંતર નથી. ૨
કાંઇ સંદેસો પણ કહાવિયો છે, સહુ એકાંતે બેસો કહું;
પ્રભુ કહ્યા પ્રમાણે કરૂં અમો, આધીન આગ્નાને લહું. ૩
સુણતામાં સર્વ પ્રસન્ન થઇ, એકાંત સ્થળમાં આવિયાં;
પ્રાણપતીને પ્રીય જાણીને, ઓદ્ધવને ત્યાંહાં લાવિયાં. ૪
ઉતારી અંબર રચ્યું આસન, બેસાડ્યા હરીજનને;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, પીડેછે ઘણું મનને. ૫

રાગ રામગ્રી. પદ ૧૧ મું.

કહો ઓધવ રૂડા છે નંદલાલજી, સેવા કરેછે કોઇ આણીને વ્હાલજી;
કહો ક્યારે આવશે ગોકુળ ગામજી, માત પીતાને ગળવા કામજી. ૧
રૂવેછે બિચારાં નિશને દીનજી, ઉદર ભરી નથી ખાતાં અંનજી;
પુત્ર પુત્ર કરી નિત્યે પોકારેજી, તેમની ઉપર દયા જો કોઇ વિચારેજી.૨

ઢાળ.

વિચારે જો કોઇ દયા તો, વાહલાજીનું દુઃખ ટળે;
હમારે હેમાં કાંઇ નહીં પણ, જોઇ સદા અંતર બળે. ૧
એક સખી કહે ઘેલી થઇ, ગયા સમજી શીદ પાછા ફરે;
જેણે સગપણ સુવર્ણ છોડયું તે, પ્રીત પીતળસું કરે? ૨.
હમારેકાજે હમે નથી રે કેહતાં, રખે એમ સમજતા;
હેને હમારે સંબંધ શો રે, એ હમારા ક્યારે હતા? ૩.
કોઇ અણસમજણું સ્નેહ કર્યો એણે, હવાં બહુ પસ્તાય છે;
ગોપીનાથ કહી કોઇ બોલાવેછે, ત્યારે ઘણું લજવાય છે. ૪.
વ્રજસંબંધી વાંસળી આદીક, વસ્તુ જે કાંઇ છે સહુ;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, દેખી લાજેછે બહુ. ૫

રાગ રામગ્રી. પદ. ૧૨ મું.

ગરજડે ક્યાહું ગોકુળ હતું સારૂંજી, મતલબનીના હાવાં થયું તે અકારૂંજી;
માણી રસ કમળને મધુકર મુકે જેવુંજી, કરે નહિં પ્રીત જ્યારે કોઇ શું કેહેવુંજી ૧
મતલબી જનતણી એવી રીતજી, ગરજ થતાં લગી પાળે પ્રીતજી;
પારધીની પેઠ એણે ભોળવીને મારીજી, સાધી નિજ મતલબ દયા ન વિચારીજી.૨

ઢાળ.

વિચારી નહિં દયા ઊદ્ધવ, નિર્દય નંદકુઅર ઘણું;
પારધી પણ એથકી રે સારો, કાંઇએક તેનું ભલાપણું. ૧
મોહ પમાડી મારે પશુ પક્ષી, ખબર જોઇ પાસે જઇ;
મરી ગયું કેમ જીવેછે જોણું, વલે એની શી થઇ? ૨
જુઓ તેવું પણ નવ કર્યું ને, મારી મુખ જોયું નહીં;
બ્યાધથી પણ વધ્યો નિર્દય, એહવો નવ્ય દીઠો કહીં. ૩
આગળથી આવા નહિ જો, એહને હમે જાણતાં;
તો હમે છેક છેતાઇને આટલે, લગી કદી નવ્ય આણતાં. ૪
પાણી પીઇ ઘર પુછવું એ, એમાં હમારૂં મુરખપણું;
દયાના પ્રભુ પ્રાણવલ્લભે, ચતુરપણું કીધું ઘણું. ૫

રાગ રામગ્રી. પદ ૧૩ મું.

ના રહ્યું કહેવાનું તો શું કહિયેંજી, અંતર પોતાને દાઝીને રહિયેજી;
રસના ડસે અતી મારે ધવાયજી, દુઃખ વ્યાપે તોયે પોકાર ન થાયજી. ૧
કુપની છાયા તે સમે કુપમાંહિજી, મૂગાનો મનસુબો જઇ કેહે ક્યાંહિજી,
એ દુઃખ એવું તે મુખ શું વખાણેજી, પ્રીતની પીડા તે અનુભવિ જાણેજી. ૨

ઢાળ.

જાણે તે સાચું કહે બાકી, સરવે કો ચેષ્ટા કરે;
માટે કોઇને કહેવું નહીંરે, કહેથી મુરખ ઠરે. ૧
દોષ નથી એમાં કોઇનો એણે, જાણી જોઇ સઘળું કર્યું;
ઉતારી વનકુપ મધ્યે, વર્ત્ત વાહાડે તેમ ધર્યું. ૨.
ભોગ મનના ભાવતા, મધુપુરીમાં ઇહિને મળે;
ભોગવે ભલી ભાતથી શિદ, પારકે દુઃખે બળે. ૩
ચકોર તલપે ચંદ્રને, પણ ચંદ્રના મનમાં નહીં;
એમ મોહનનાં મનમાં નથી, અમો એ માટે બળિયે અહીં. ૪
ઓધવ હરીને આ ઘટે આંહાં, જોવું નહિ પાછું ફરી;
જુઓ દયાના પ્રભુ પ્રાણવલ્લભે, આ હમારી ગતી કરી. ૫

રાગ રામગ્રી. પદ. ૧૪ મું.

ઓધવજી કહે સુણો વૃજની નારીજી, નગણ્યા નથી કાંઇ ગિરવરધારીજી;
સ્વ પર નથી હરિને સર્વ સમાનજી, ભક્તને આપે અભય પદદાનજી ૧
સાક્ષી સર્વનાં અંતર જાણેજી, વસ્યા સચરાચર સર્વ ઠેકાણેજી;
ઘંટમાં નાદ જેમ પુષ્પમાં સુવાસજી, એમ અખિલમાં વસ્યા અવિનાસજી ૨,

ઢાળ.

અવિનાસ એમ વસ્યા સઘળે, વિજોગ તેનો ન સંભવે;
તમો વિવેકી યમ ક્યમ કહો એ, અજ્ઞાની હોય તે લવે. ૧.
પદ્માસન વાળી કરી, નાસાગ્ર દ્રષ્ટી રાખીયે;
ચિત્ત એકાગ્ર કરીને શૂન્ય, ધરી સોહમ ભાખીયે. ૨.
પ્રાણાયામ અભ્યાસ કરીને, રાજ્ય મારગે ચાલીયે;
ત્રિકુટી ભેદી ગગન ચઢીને, બ્રહ્માનંદ સુખ મ્હાલિયે. ૩.
પોતામાં પોતાનો આત્મા, રામ નિત્યે દેખીયે;
જોગ મારગે ઝાંખતાં, પરીબ્રહ્મ પાસે પેખીયે. ૪.
એ જોગનો ઉપદેશ તમને, ઉદ્ધારે હરી કહાવીયો;
દયાના પ્રભુ પ્રાણવલ્લભે, કૃપા કરીને બતાવિયો. ૫.

રાગ રામગ્રી. પદ. ૧૫ મું.

વૃજવનિતા કહે સુણો હરિજનજી, લાવ્યા વધાઈ સહુ થયાં પ્રસંનજી,
કૃપાએ કરી પ્રભુ જોગ બતાવ્યોજી, તમો અધીકારી તે માટે ભાવ્યોજી. ૧
આપો રણ અત્યંતે રાખો તમે બાધેજી, ગુરૂ ચેલા તમો બધે સાધોજી;
પ્રીતે પચેલાં અમો વૃજવાસીજી, જોગ તે તમે જઈ સાધો કાસીજી. ૨

ઢાળ.

કાસી જઈ તમે જોગ સાધો, હમારે નથી કામનો;
હમારે એક આસરોછે, અચળ સુંદીરશ્યામનો. ૧.
હમારાં ઉર સ્નેહ ભર્યાં ત્યાંહાં, જોગ બીચારો ક્યાંહાં ઠરે!
પારૂવાં ખાઈ પ્રેમનરે, અથડાઈને એળે મરે. ૨.
નંદનંદન નગદી નાણું, પ્રગટ દ્રષ્ટે જોઈયે;
જોગ જતનમાં પડ્યા શીદ, વૃથા તે દીન ખોઈયે. ૩.
પતિવૃતાનો નહિ ધરમ, તજિ એક પતિ બીજો ભજે;
કહિયે તે વ્યભીચારણીરે, બીજો ગૃહી પ્હેલો તજે. ૪.
સત્તારૂપે જુઓ ઓદ્ધવ, તમારે તે સાર છે.
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, હમારે આધારછે, ૫.

રાગ રામગ્રી. પદ. ૧૬ મું.

ઓધવજી સુણીને સ્નેહની રીતજી, પ્રાણ તજે પણ છોડે ન પ્રીતજી;
સિંહ કહી કરે સાત અપવાસજી, તજિ નિજ ભક્ષણ ખાય ન ઘાસજી, ૧
હારીલ કાઠી ગ્રહી નવ્ય મુકેજી, પ્રાણ તજે પણ ટેક ન ચુકેજી;
ચાતક કરે જળસ્વાતીનું પાનજી, કુપ સરિતા સહુ ઝરે સમાનજી. ૨,

ઢાળ.

ઝરે સરીખું સ્નેહ પામે, સ્નેહ તે અમૃત પરૂં;
જેહેને જે સુખ રૂડું ગમતે, પ્રાણ ગયે ન કરે પરૂં. ૧
પ્રીતકેરી રીત ઓધવ, શીખવી નવ્ય આવડે;
સદા તે સાચી નિભેરે, જુઠી તો દીઠી પડે. ૨.
દાદુર મીન એક ઠારનાં તેને, વારી તે વ્હાલું સહુ;
પણ સમો આવે પરીક્ષાયે, પ્રીતપ્રીતમાં ફેર બહુ. ૩.
જળ વિના દાદુર પંકમાંરે, પડી રાખે જેમ દેહને;
જુઓ મચ્છ જળથી વિછરતાં, તજે પ્રાણ ધન્ય એહને. ૪.

જ્ઞાની પ્રેમી બેમાં ઓધવ, જોવો અંતર એટલો;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, જાણે તેહને તેટલો. ૫.

રાગ રામગ્રી. પદ. ૧૭ મું.

એમ પરસ્પરનો મળ્યો સારજી, હળિ મળિ કરીયે વાત વિચારજી;
વ્રેહનું પ્રગટ જળ પીજાયે સુખેજી, વસુધામાં વારી ના આવે મુખેજી. ૧.
ભુખ્યો ભોજન તણે ધ્યાને ન ધરાયજી, સર્કરા સમરે નાં મુખ મીઠું થાયજી;
કાષ્ટનાં અગ્નીએ શીત ન નાહાસેજી, મોટા થયે યશ ન પ્રકાશેજી. ૨.

ઢાળ.

પ્રકારો યશ ક્યાંહાં થકી, એમ પ્રગટ પાખે સહુ વૃથા;
જાઓ આંખો મીંચી આનંદ શો એ, જોગતો જુઠો પૃથા. ૧.
અજીગ્ર સરખા જોગને શું, પાથરીએ કે પોઢીએ;
પ્રત્યક્ષ પાવક પરહરી શીદ, પથ્થરમાં શીર ફોડીએ. ૨.
ઓધવ ડહાપણ બહુ હરીનું, હમને પત્રીકા જોગની;
કુબ્જાદીક શું કંથજીરે, માણે મોજ સંભોગની. ૩.
એમ કરવું હતું ત્યારે, પ્રથમથી શીદ પાળીયાં;
કયહું કહેવાનું નવ્ય રહ્યું ભુંડા, બિડચાં શીડચાં બાળિયાં. ૪.
આ અસારત કરી લોકમાં તારી, છાપ શીરથી નવ્ય મટે;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, આવડું કરવું નવ્ય ઘટે. ૫.

રાગ રામગ્રી. પદ. ૧૮ મું.

મારવાં ધાર્યાં હુતાં જ્યારે મનમાંહેજી, ત્યારે શીદ રાખ્યાં બળતાં વનમાંહેજી;
ધરીને ગોવરધન શીદને જીવાડચાંજી, આ દુઃખથી ભલા મર્ણ પમાડચાંજી. ૧.
કેટલી વાતો તે પ્રગટ કહેવાયજી, ગાગરમાં નવ્ય સાગર સમાયજી;
બળી તો રહ્યાં હુતાં વ્રેહની આગેજી, બીજ્યાં ઘાણાં જોગ લવણને લાગેજી. ૨.

ઢાળ.

લાગે લવણ જેમ દાધ્યામાં તેવો, સંદેસો હરી કાહાવિયો;
એવામાં એક મધુપુર બાગીથી, ભ્રમર ભમતો આવિયો. ૧.
તે કરે ગુણ ગુણ શબ્દ મધુરો, અડે અબળાં અંગને;
કારણ સમજી કામની કેહે, મરમ વાયક ભૃંગને. ૨.
અલ્યા મધુપ અડમાં આઘો રેહે, ઘતબાર ત્હારો ન આણીયે;
તું કાળો છે તે હોશ કપટી, વીત્યુ માટે જાણીએ. ૩.
તેં બગાડચાં બહુ કર્ગળ કોમળ, ભમરા તું પીમળે ગળે ગયો;
ઊડી ગયો આનંદથી પછી, જ્યાંહાં તું સુખીયો થયો. ૪.

ત્હારૂં અંપે ચીત માન્યું નહીં, પેસા અક્રુ સાથે મન ઠર્યું;
દયાના પ્રભુ પ્રાણવલ્લભે, ત્હારી પેઠ સરવે કર્યું. ૫.

રાગ રામગ્રી. પદ. ૧૯મું.

અહ્યાં તું તો મથુરામાં અહોનીશ ભમતોજી, શોકચના કુચગ્રીપર રમતોજી;
કુંમકુમલેપ પ્રસાદી પુષ્પની માળાજી, હમને તે પ્રગટે ઉરમાં જ્વાળાજી ૧
હમનેન ભાવે અહ્યાં કરની તું અણગુજી, હમો તો એક પ્રેમરશને વળગુંજી
મધુપને મીષે કરી કહી મરમની વાણીજી, કહ્યું સરવે હેત વખાંણીજી ૨

ઢાળ.

વખાંણી ઘણી વાત ભલી, ભમરાને કેહેછે ભામની;
તું થાકની શીદ ગુણગુણ કરેછે, શોક સંગી શ્યામની. ૧.
અમો આગળ કહશો મા કાંઇ, કારજ તમારૂં નહીં સરે;
એ જસની આતુર હોય ત્યાંહાં, કથને સતુ નવ્ય કરે. ૨.
એવાં વિધવિધ વાયક કહ્યાં કોટીક, પ્રેમમાં ભીજ્યાં અતી;
જોગ ત્યાંહાં ઝાંખો પડયોરે, મોહ પામી ઊદ્ધવની મતી. ૩.
જ્યાંહાં સમુદ્ર ઊલટયો સ્નેહનો, ત્યાંહાં જોગ કુપનું શું ગજું;
ઊદ્ધવ કેહે સહુ છોડીને હું, ચરણ ગોપીનાં ભજું. ૪
ગુરૂ થવા આવ્યા હતા, પણ, શિષ્ય થયા શ્યામાતણા;
દયાનો પ્રભુ પ્રાણવલ્લભ, હમને વ્હાલાછે ઘણાં. ૫.

રાગ રામગ્રી. પદ. ૨૦મું.

ઊદ્ધવજી કહે સુણો વૃજની નારીજી, કોઇ નથી પાંમ્યું દશા તમારીજી;
શેષ ને શંકર ભક્તમાં પવીત્રજી, તોપણ ન કળે તમારૂં ચરીત્રજી. ૧
હું તો હરિપાસે માગું એહજી, નિશ્ચે કહું છું ન આણું સંદેહજી;
આ વૃજમાં ક્યાં લઘુ આણું જાતજી, જેમાં નહીં કુજપણાંની વિક્ષાતજી. ૨

ઢાળ.

વિક્ષાત નહીં તરૂને તણો, મુને જન્મ આપ્યો શું શ્રીહરી;
વૃજવાસી મુજપર પગ ધરો હું, પાવન થઉં નિશ્ચે કરી, ૧.
પાણ જોડી પરણામ કીધો, ઓધવ આવળા સર્વને;
જ્ઞાની મટીને થયા પ્રેમી, ગાળી દીધો ગર્વને, ૨
પ્રેમ આણી પ્રેમદાયે, ઉદ્ધવને કરૂણા કરી;
સહુ દેખાડયાં સ્થળ રમણનાં કથી લીલા જેવી કરી હરી. ૩
જ્હાં ગોરી પુજ્યો ઇહાં ચીર હર્યાં, ઇહાં નાગ નાથ્યો નટવરે;

વ્હાં રાસક્રીડા કરી હમસુ, રસીકવર એ ગીરીધરે. ૪.
સ્થળે સ્થળે શર લાગે છે, ઓધવ, કહ્યું મુખ્ય નવ ખણે;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, આવે તો દુખડાં હણે. ૫.

## રાગ રામગ્રી. પદ. ૨૧ મું.

ગોપી કહે સુણો ઓધવ ભ્રાતજી, કહેજો હમારી સહુ પ્રભુને વાતજી;
ફરી ફરી વીનતી એ કહેજો હમારીજી, જ્યમ ત્યમ વ્હેલા આવે
વૃજમાં વિહારીજી. ૧.
પ્રાણ ટક્યો છે કહેજો એક તમ આરોજી, કહેજો કહાવ્યું છે તમારી દાસેજી;
નંદ યશોદા સહુ એમ કહાવેજી, ઓધવજી કહેજો હરી વૃજ વ્હેલા આવેજી.૨

### ઢાળ.

આવે વૃજ એમ કહી સરવે, ભેટ સામગરી ઘણી;
મોકલી હરીને લઇ ઓધવ, પધાર્યા મથુરા ભણી. ૧.
મળ્યા આવી મથુરા નાથને, પ્રણામ કીધો પ્રીતશું;
સમાચાર કહ્યા સરવે જેમ, ભક્તે કહાવ્યા રીતશું. ૨.
મહારાજ વૃજવાસી તણો, સ્નેહ કેમ કહું મુખે કથી;
તેમાં ગોપીકાનો પ્રેમ તે તો, કહેવા કોઇ સમ્રથ નથી. ૩.
ફરી ફરી એમ કહ્યું છે જે, વ્હેલા વૃજ પ્રભુ આવિયે;
કૃપા કરી શ્રી કૃષ્ણજી એ, અરજ મનમાં લાવિયે. ૪.
ઘણું વખાણે વૃજનારને ઓધવ, મન ગયું છે ગળી;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, પ્રત્યે કહે છે વળી વળી. ૫.

### પદ. ૨૨ મું.

જે ગાય શીખે ને સાંભળે તેને; પ્રસન થાય વૃજનો ધણી;
પ્રેમ લક્ષણા ભક્તી રે આસ પુરે તે મન તણી. ૧.
એ પ્રેમરસ ગીતા તણા, એકવીસ પદ પ્રેમે કર્યાં;
એક એક પદમાં વરાગ્ નવ નવ, સુંદર સ્નેહ થકી ધર્યાં. ૨.
શ્રી નર્મદાતટ ઉપર એક, ચારૂ ચંડી ગ્રામ છે;
શ્રી શેવસાઇ સમીપે કવી, જન કર્યો વીસરામ છે. ૩.
ન્યાતી નાગર વૈષ્ણવ વલ્લભી, દયાશંકર નામ છે.
ગાઇ પ્રેમરસ ગીતા, ગુરૂ પ્રતાપે હરી ધામ છે. ૪.
પાંચ ટુંક છે અધીક અંતે, ખેશતમાં ખટમાં ખટ ન્યુન છે;
શ્રોતા વક્તા શ્રી કૃષ્ણ બોલો, અધિક સહુથી પુન્ય છે. ૫.

---

( ૧-૨ )

# રસિયાજીના મહિના.

## ગરબી.

શ્રી ગરૂ દેવ વલ્લભને ચરણે લાગું રે, રસિયાજી,
તેર માસ હરિ ગુણ ગાવા મતિ માગું હો; રંગ રશિયાજી. ૧.
કારતગ માસે કેમ ગયા છો મુકીરે, રસિયાજી,
પ્રાણજિવન પ્રભુ શી વાતે હું ચુકીહો; રંગ રસિયાજી. ૨.
ચુકો તોપણ દાસીદોષ સમાવો રે, રસિયાજી,
મ્હારા સમ જો મનમાં કાંઇ લવોહો; રંગ રસિયાજી. ૩
અબળા જન અમો અવગુણકેરી ખાણરે, રસિયાજી,
તોપણ નાથ નિભાવો ઝાલો પાણ હો; રંગ રસિયાજી. ૪
જેવી તેવી કિંકરી કહાવું તમારીરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ લો સુધ મ્હારીહો; રંગ રસિયાજી. ૫

માગશર માસે મળવા મન અકળાયરે, રસિયાજી,
પ્રીતતણી પીડા કાંઇએ ન કહેવાય હો; રંગ રસિયાજી. ૧
ખિડ્યું શિડ્યું પણ અંતર ભડકે લાગેરે, રસિયાજી,
કાળજું છેદી કંદ્રપના શર વાગેહો; રંગ રસિયાજી. ૨
વિરહ વિકળ થઇ કળ ન પડે નિશદિનરે, રસિયાજી,
તાલાવેલી લાગી મ્હારે તનહો, રંગ રસિયાજી. ૩
દુખદાવાનળ પ્રગટ્યો કયમ સહેવાયરે, રસિયાજી,
ધીરજ રાખું પણ ક્યાંલગિ રહેવાયહો; રંગ રશિયાજી. ૪
નિશ્ચે પ્રાણ જશે તલપી હવાં આવોરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ પ્રાણ બચાવોહો; રંગ રસિયાજી. ૫

પોષ મારો શેરા રૂદેથી મુંક્યારે, રસિયાજી,
અબળાના આધાર અવસર ચુક્યાહો; રંગ રસિયાજી. ૧
મારું પ્રગટ શું કહિયે સમજી લેજોરે, રસિયાજી;
વિજોગ પાખે અવર દંડ કાંઇ દેજોહો; રંગરસિયાજી. ૨
સ્ત્રીને દુખ નહિં પતિ જો શસ્ત્રે મારેરે, રસિયાજી,
તેથી કષ્ટ મારું તે મન ઉતારેહો; રંગ રસિયાજી. ૩.
એથી અદકું હાવાં તે શું કહિયેરે, રસિયાજી;
ચતુરસિરોમણ ચતુરાનું દુખ લહિયેહો; રંગ રસિયાજી. ૪
આ જોબનમાં આવી સુખને માણોરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી તક જાણોહો; રંગ રસિયાજી. ૫

માહામાસે તો મ્હારા સમ ઘેર આવોરે, રસિયાજી,
આ રતમાં દીપતી લે સુખલ્હાવોહો; રંગ રસિયાજી. ૧
પ્રથમ અમો એમાં કંઇએ નવ દહેતારે, રસિયાજી,
શિખવી સમજાવી શું મ્હેલ્યાં વ્હેતાહો; રંગ રસિયાજી. ૨
વ્હાલા થઈને વેર શું વાટ્યું આવુંરે રસિયાજી,
આવડું શિદ કર્યું જ્યારે હતું જાવુંહો; રંગ રસિયાજી. ૩
પ્રેમપંથમાં કોઈ કપટી ન સારોરે, રસિયાજી,
પ્રથમથકી પોખી હાવાં શું મારો હો; રંગ રસિયાજી. ૪
વીરહનદીમાં ધીકુંધું નિરા દહાડોરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી મુને કાહાડોરે; રંગ રસિયાજી. ૫

ફાગણ કેસુ ફુલ્યાં હું કરમાણીરે, રસિયાજી,
આ વનમાળી પિયું સાચ્યું ન પુરૂં પાણીહો; રંગ રસિયાજી. ૧
વસંતરૂતુ તો સહુને વ્હાલી લાગે રે, રસિયાજી,
તમપાખે મુને બાણ રૂદેમાં વાગેહો; રંગ રસિયાજી. ૨
અબિલ ગુલાલ ને કેસરના રંગ ઘોળીરે, રસિયાજી,
વિલાસસુખ નવ લીધું મુજ ઉર હોળીહો; રંગ રસિયાજી. ૩
સુખની રૂતુ સૌકનિ સંગે શોહિયેરે, રસિયાજી,
ક્રુસકલડ રોવું તો હમારે જોઈએ હો રંગરસિયાજી. ૪
પ્રથમ થકી પ્રભુ શે નવ નાંખ્યાં મારીરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ આ ગાત ધારીહો; રંગ રસિયાજી. ૫

ચૈત્રે ચંદ્રકિરણ સહુને સુખકારી રે, રસિયાજી,
એકલડીને લાગે તેહ કટારી હો; રંગ રસિયાજી. ૧
સુખકારી હતા તે સહુ દુખ દેછેરે, રસિયાજી,
જોઈ જોઈ સંભારી સુખ આંસુ વ્હેછેહો; રંગ રસિયાજી. ૨
કરે કાય શું કર્મ તણો એ દોષરે, રસિયાજી,
વક્રવદન નિજ ત્યાં શો દર્પણદોષહો; રંગ રસિયાજી. ૩
આ દહાડા ક્યાં મુક્યા હતા સંતાડીરે, રસિયાજી,
જોબન અવસર આવો આખો કહાડીહો; રંગ રશિયાજી. ૪
તમો કહેતા તે અમો માનતાં સાચું રે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ કીધું કાચુંહો; રંગ રસિયાજી. ૫

વૈશાખે વૃજ સુંનું સઘળું દીસેર, રસિયાજી,
જન ઝાઝા પણ કોનિ મન જઈ હીસેહો, રંગરસિયાજી. ૧

સાવે સરવર સુકાં ચાતક લવેરે, રસિયાજી,
ચંદ્રવિના જગ ચકોર ઉજડ દેખેહો; રંગ રસિયાજી. ૨
વિત્યું હોય તે એ સાચું પરમાણેરે, રસિયાજી,
પીડ પ્રસુતાની શું વંઝા જાણેહો; રંગ રસિયાજી. ૩.
વિરહ વેદના ઘણી કઠિણ સહુ દુઃખથી રે, રસિયાજી,
વેઠે તે જાણે ન કેહેવાય અમુકથીહો; રંગ રસિયાજી. ૪.
સ્નેહતણો ઘા મલમ થકી ન રૂઝાય રે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમથી સુખ થાયહો; રંગ રસિયાજી. ૫.

જેઠમાસે સહુ સરોવર શુકાં રહેછેરે, રસીઆજી,
મુજ લોચનધારા નવ સુકી વહેછેહો; રંગ રસીઆજી. ૧.
ગ્રીષ્મરૂતુને તાપે સહુ અકળાયેરે, રસિયાજી,
પવન ફુવારાથી તે સહુ શમાયેહો, રંગ રસિયાજી. ૨
ગ્રીષ્મતાપ તે દીપ વાયુથી વામેરે, રસિયાજી,
વિરહવન્હી આ પવને વૃદ્ધી પામેહો, રંગ રસિયાજી. ૩
પય ઉભરયું તે છાંટે નીર સમાયરે, રસિયાજી
તાતું તેલ મળે જળ ભડકો થાયહો; રંગ રસીયાજી. ૪.
પ્રેમપાવકની પીડ સહુ દુઃખથી અળગીરે, રસીયાજી.
દાસ દયાના પ્રીતમ તમને વળગીહો; રંગ રસિયાજી. ૫.

અષાડમાસે અતિ ઊંડું દુઃખ સાલેરે, રસિયાજી,
પંખીડાં પણ મળિને માળા ઘાલેહો; રંગ રસિયાજી, ૧
કહાને કહીયે ને કહે અરેખાં ઠરિયેરે, રસિયાજી;
અંતર આગે ઢાંકયાં ધીકી મરીયેહો; રંગ રસીયાજી. ૨.
કીડો કાષ્ટ જેમ ખોખું કરે ખાઇ ખાધુંરે, રસિયાજી.
તમ વીરહકીડે કાળજ કરડી ખાધુંહો; રંગ રસિયાજી. ૩.
ઉપરથી તન સારૂ સહુ કોઇ દેખેરે, રસિયાજી,
ભીતર ભડકો પ્રાણ પોતાનો પેખેહો; રંગ રસિયાજી. ૪.
જે જાણે તે મુરખ કહે એ વાતરે, રસિયાજી;
દાસ દયાના પ્રીતમ દુઃખ સહુ ભાતહો; રંગ રસિયાજી. ૫.

શ્રાવણમાસ સરપડે વરસ્યો મંદરે, રસીયાજી;
પાવસરૂતુ શોભા થઇ વૃંદાવૃંદહો; રંગ રસિયાજી. ૧.
વૃક્ષે વળગી વેલ છુટે નવ છોડીરે, રસીયાજી;
દૈવ મ્હારી બેલ તો નાંખી તોડીહો; રંગ રસીયાજી. ૨.

એક દિવસ આપણું ત્યાં વાતે વળગ્યારે, રસિયાજી;
ધન વરસ્યો ભીજ્યાં પણ ન થયાં અળગાંહો; રંગ રસિયાજી. ૩
મેં પણ શીત સ્હેવાઇ નહીં માગ્યું કાંપીરે, રસિયાજી;
ત્યારે તમે મુજને લઇ રુદયાશું ચાંપીહો, રંગ રસિયાજી. ૪
સંભારી તે સુખ કાળજડું ફાટેરે, રસિયાજી;
દાસ દયાના પ્રીતમજી શામાટેહો; રંગ રસિયાજી. ૫.

પુરૂષોત્તમમાસે આશા તો મ્હારીરે, રસિયાજી;
પુરો પુન્ય થશે જુઓ મન વિચારીહો. રંગ રસિયાજી; ૧
આતુર જન સંતોષો કરિ સનમાનરે, રસિયાજી;
અધરામૃત પાઇ આપો જીવતદાનહો; રંગ રસિયાજી. ૨.
આ એક માસતો પુન્યદાનનો દાહાડોરે, રસિયાજી;
પ્રભુ પધરાવી સેવી કરૂં કર ટાહાડોહો, રંગ રસિયાજી. ૩.
અવર દેવ સેવ્યાની શ્રદ્ધાછે નહીંરે; રસિયાજી;
પુરૂષોત્તમ પરણીને અલેય ઘટે નહીં હો; રંગ રસિયાજી. ૪.
પ્રાણ જશે તોય તમવીના નહીં ભજિયે રે, રસિયાજી,
દાસ દયાના સ્વામી એમ સમજિયેહો; રંગ રસિયાજી. ૫.

ભાદરવો ભડ વરસે ચપળા ચમકેરે, રસિયાજી,
એક સમે હું આવી પાયલ ઝમકે હો; રંગ રસિયાજી. ૧.
હું ભીની સુણી ધન વરસ્યો આકારો રે, રસિયાજી,
પીતાંબર હોરાડી લીધી પાસે હો; રંગ રસિયાજી. ૨.
સઘળું સુખ કાંઇ પ્રગટ નથી કહેવાતું રે, રસિયાજી,
વિકળપણે કાંઇ કહું છું નથિ રહેવાતું હો; રંગ રસિયાજી. ૩.
પાલવ પાથરી કાલાવાલા કરિને રે, રસિયાજી,
પાગે લાગી કહું છું ફરી ફરીને હો; રંગ રસિયાજી. ૪.
પ્રેમ્દુખ નથી સ્હેવાતું હાવાં આવોરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ શું તરસાવોહો; રંગ રસિયાજી. ૫.

આશ્વિન આવ્યો સહુ માસ સુખકારીરે, રસિયાજી,
વામ આંખલડી ફરકે છે કાંઇ મ્હારી હો; રંગ રસિયાજી. ૧.
રાસ રમણની રૂતુ આવી તમો જાણોરે, રસિયાજી,
લાલ બિહારી લાલીનાં સુખ માણો હો; રંગ રસિયાજી. ૨.
શરદ પુનમની નીશે પુર્ણ શશી પ્રગટ્યો રે, રસિયાજી,
તમથી રમતાં સહુ દુઃખ મ્હારાં મટશે હો; રંગ રસિયાજી. ૩.

કરૂણાનીધી છો માટે કરૂણા કરશો રે, રસિયાજી,
વ્હાલાંની વિનંતી હૃદેમાં ધરશો હો; રંગ રસિયાજી. ૪.
આનંદ ઉપનો ઉરમાં વાલમ વળિયા રે, રસિયાજી;
દાસ દયાના પ્રીતમજી મુને મળિયા હો; રંગ રસિયાજી. ૫.
(૧-૨)

---

## દાણચાતુરી.

ગરબો.

મારગ મુકોની કાના કહું છું ક્યારની જો;
રોકી રાખી છે મુને તે કણીવારની જો. મા૦ ૧.
મારે માથે મટુકી મહીતણી તપે જો;
વેળા વીત્યા પછે ગોરસ મારૂં નહીં ખપે જો. મા૦ ૨.
મુને એકલડી જાણીને ઘેરી છે અહીં જો;
તમારા મનતણા વિચાર હું જાણું સહીજો. મા૦ ૩.
આડું અવળું હેરોછો તે હું જાણું સહુ જો;
મેં તો તમ સરીખા ઠગારા દીઠા બહુ જો. મા૦ ૪.
ચાળા મનના મુકી હુંથી રેજો પાંસરા જો;
મારે પાલવડે ના વળગો પ્રીતમ રોહો પરા જો. મા૦ ૫.
આવા રોહો અડશોમાં ગીરધારી ઘેલા મા થશોજો;
જે કાંઇ બાળોછો તે અરથ નહી શરે કશોજો. મા૦ ૬.
મેં તો સાંભળ્યું તું જે ડાહ્યા છો ઘણુંજો;
તેવું દીઠું મેં તો ડાપણુ આજ તમતણુંજો. મા૦ ૭.
માણસ હોએ તે તો માને વેણમાંજો;
નીરલજ હોએ તે નાના કહેતાં આવે કનેજો. મા૦ ૮.
નીરલજ ટેવ તે તો તમમાં દીસેછે શામળાજો;
ઘણી આવડેછે અબળા ધુતવાની કળાજો. મા૦ ૯.
આળ પરનારીસું કરશો તે કેમ છાજશેજો;
મારો મા કાંકરી મટુકી મારી ભાગશેજો. મા૦ ૧૦.
ડરાવી ડરશે તે તમારી કો બીજી હશેજો;
ચાળા હુંથી કરે જોવા સરીખડું થશેજો. મા૦ તે ૧૧.
લાડકવાયા હશો તે તમારા નંદનેજો;
આહીં કો સાંખશે નહી તમારા ફંદનેજો. મા૦ ૧૨.

એક દિવસ આપણ ત્યાં વાતે વળગ્યારે, રસિયાજી;
ઘન વરસ્યો ભીજ્યાં પણ ન થયાં અળગાંહો; રંગ રસિયાજી. ૩
મેં પણ શીત સ્હેવાઇ નહીં માગ્યું કાંપીરે, રસિયાજી;
ત્યારે તમે મુજને લઈ રૂદયાશું ચાંપીહો, રંગરસિયાજી. ૪
સંભારી તે સુખ કાળજડું ફાટે, રસિયાજી;
દાસ દયાના પ્રીતમજી શામાટેહો; રંગ રસિયાજી. ૫.

પુરૂષોત્તમમારો આશા તો મ્હારીરે, રસિયાજી;
પુરો પુન્ય થશે જુઓ મન વિચારીહો. રંગ રસિયાજી; ૧
આતુર જન સંતોષો કરિ સનમાનરે, રસિયાજી;
અધરામૃત પાઇ આપો જીવતદાનહો; રંગ રસિયાજી. ૨
આ એક માસતો પુન્યદાનનો દાહાડોરે, રસિયાજી;
પ્રભુ પધરાવી સેવી કરૂં ફેર ટાહાડોહો, રંગ રસિયાજી. ૩.
અવર દેવ સેવ્યાની શ્રદ્ધાછે નહીંરે, રસિયાજી;
પુરૂષોત્તમ પરણીને અવર ઘટે નહીં હો; રંગ રસિયાજી. ૪.
પ્રાણ જશે તોય તમવીના નહી ભજિયે રે, રસિયાજી,
દાસ દયાના સ્વામી એમ સમજિયેહો; રંગ રસિયાજી. ૫.

ભાદરવો ભડ વરસે ચપળા ચમકેરે, રસિયાજી,
એક સમે હું આવી પાયલ ઝમકેહો; રંગ રસિયાજી. ૧.
હું ભીની સુણી ઘન વરસ્યો આકારો રે, રસિયાજી,
પીતાંબર હોરાડી લીધી પાસે હો; રંગ રસિયાજી. ૨.
સઘળું સુખ કાંઇ પ્રગટ નથી કહેવાતું રે, રસિયાજી,
વિકળપણે કાંઈ કહું છું નથિ રહેવાતું હો; રંગ રસિયાજી. ૩.
પાલવ પાથરી કાલાવાલા કરિને રે, રસિયાજી,
પાગે લાગી કહું છું ફરી ફરીનેહો; રંગ રસિયાજી. ૪.
બ્રેહદુખ નથી સ્હેવાતું હાવાં આવોરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ શું તરસાવોહો; રંગ રસિયાજી. ૫.

આશ્વિન આવ્યો સદા માસ સુખકારીરે, રસિયાજી,
વામ આંખલડી ફરકે છે કાંઇ મ્હારી હો; રંગ રસિયાજી. ૧.
રાસ રમણની રૂતું આવી તમો જાણોરે, રસિયાજી,
લાલ બિહારી લાલીનાં સુખ માણો હો; રંગ રસિયાજી. ૨.
શરદ પુનમની નીશે પુર્ણ શશી પ્રગટ્યો રે, રસિયાજી,
તમથી રમતાં સહુ દુઃખ મ્હારો મટશે હો; રંગ રસિયાજી. ૩.

કરુણાનીધી છો માટે કરુણા કરશો રે, રસિયાજી,
વ્હાલાની વિનંતી હૃદેમાં ધરશો હો; રંગ રસિયાજી. ૪.
આનંદ ઉપનો ઉરમાં વાલમ વળિયા રે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી મુને મળિયા હો; રંગ રસિયાજી. ૫.
(૧-૨)

---

## દાણચાતુરી.

ગરબો.

મારગ મુકોની કાના કહું છું ક્યારની જો;
રોકી રાખી છે મુને તે કેણીવારની જો. મા૦ ૧.
મારે માથે મટુકી મહીતણી તપે જો;
વેળા વીત્યા પછે ગોરસ મારૂં નહીં ખપે જો. મા૦ ૨.
મુને એકલડી જાણીને ઘેરી છે અહીં જો;
તમારા મનતણા વિચાર હું જાણું સહીજો. મા૦ ૩.
આડું અવળું હેરોછો તે હું જાણું સહુ જો;
મેં તો તમ સરીખા ઠગારા દીઠા બહુ જો. મા૦ ૪.
ચાળા મનના મુકી હુંથી રેજો પાંસરા જો;
મારે પાલવડે ના વળગો પ્રીતમ રોહો પરા જો. મા૦ ૫.
આવા રોહો અડશોમાં ગીરધારી ઘેલા મા થશોજો;
જે કાંઇ બાળોછો તે અરથ નહી શરે કરોજો. મા૦ ૬.
મેં તો સાંભળ્યું તું જે ડાહ્યા છો ઘણુંજો;
તેવું દીઠું મેં તો ડાપણુ આજ તમતણુંજો. મા૦ ૭.
માણસ હોય તે તો માને વેણમાંજો;
નીરલજ હોય તે નાના કહેતાં આવે કનેજો. મા૦ ૮.
નીરલજ ટેવ તે તો તમમાં દીસેછે શામળાજો;
ઘણી આવડેછે અખળા ખુત્યાની કળાજો. મા૦ ૯.
આળ પરનારીસું કરશો તે કેમ છાજશેજો;
મારો મા કાંકરી મટુકી મારી ભાગશેજો. મા૦ ૧૦.
ડરાવી ડરશે તે તમારી કો બીજી હશેજો;
ચાળા હુંથી કરે જોવા સરીખડું થશેજો. મા૦ ૧૧.
લાડકવાયા હશો તે તમારા નંદનેજો;
આળ કો સાંખશે નહી તમારા ફંદનેજો. મા૦ ૧૨.

દાણુ તો મહીમંડળમાં હોએ નહીજો;
એ તો રીત હમો આજ અલોકી લહીજો. મા૦ ૧૩.
પ્રીતડીની રીતે કહો તો પાણી મહીજો;
દાણનો કરીને દોકડો આપું નહીજો. મા૦ ૧૪.
હજુ પ્રીતડીની રીત નથી આવડીજો;
રહ્યા ગોવાળામાં ચારી જાણી ગાવડીજો. મા૦ ૧૫.
પ્રીત રીત તે તો નિગમ ચારમાં નથીજો;
વ્હાલા લાગોછો તે માટે કાંઈએક કહું કથીજો. મા૦ ૧૬.
સ્નેહ શાસ્ત્રમાં એક ખીજની શ્રી સુજાણ છેજો;
મોટા પંડીતને પણ એ વાતો અજાણ છેજો. મા૦ ૧૭.
આતુર થઇને મારી પાસે ઉભા રોહો હરીજો;
પોથી પ્રેમની તે પઢવી શીખવું ખરીજો. મા૦ ૧૮.
પ્રીત કરવી તારે શીશ તો ન રાખવીજો;
વેળાએ જોઇએ તે વીધીએ વાણી ભાખવીજો. મા૦ ૧૯.
વદી વાણીને તે નીભાવ કરી જે શકેજો;
વીકટ દુરઘટ પ્રેમ પંથવિશે ટકેજો; મા૦ ૨૦
સદા સર્વદા સચેત રેહેવુ સાંભળાજો;
સુરત સંગ્રામ જીતવાની આરત એ કળાજો મા૦ ૨૧
પ્રગટ પ્રીતડી ન કરીએ આ સંસારમાંજો;
વાત કહીયે તે પણ આંખના અણુસારમાંજો. મા૦ ૨૨
નેહ નયનના કટાક્ષમાં જણાવીએજો;
દુરીજન દેખતાં વ્હાલાને ન બોલાવીએજો. મા૦ ૨૩.
ઓછા માણસ સાથે સંધેશો ના કાહાવીએજો;
વાંકું બોલે તેથી વ્હડતાં ન ફાવીએજો. મા૦ ૨૪.
સામુ જોતાં સ્નેહ પરખી લઇએ નેણમાંજો;
વાત અંતરની તે સમજી લઈએ વેણમાંજો. મા૦ ૨૫.
પ્રથમ પેહેલા તો સ્વભાવ તેનો પરખીએજો;
તે પ્રમાણે વચનરૂપી જળ વરસાવીએજો. મા૦ ૨૬.
જેસું કામ તેની વૃત્તી માફક ચાલીએજો;
એ રીતે તો પક્ષી ગગનતણાં ઝાલીએજો. મા૦ ૨૭.
હાજી હાજી સરખી મોહોની એકો નહીજો;
અમૃત શરકરાનો તે રસના મધ્યે છે સહીજો. મા૦ ૨૮.
પ્રીતડીનું કામ રીઝવ્યાથકી થશેજો;

ખીજવેથી તો ગુણગુ ભાગી જશેજો. મા૦ ૨૯.
પાકી પ્રીત બાંધ્યા વિના ન રીસાવીએજો;
હોય દેખીએ પણ મુખે નહીં લાવીએજો. મા૦ ૩૦.
જેમ તેમ કહ્યું કોનું હૃદે ન આણીએજો;
દષ્ટે દેખીએ પણ વિચારે પ્રમાણીએજો. મા૦ ૩૧.
જે કોઇ બોલે તેનું હારદ સમજી લીજીએજો;
વિવેક વિચારે ઘટે તે ઉત્તર દીજીએજો મા૦ ૩૨.
ઓછું વચન તેથી કદાપી ન બોલીએજો;
છીદ્ર કો શમાનું સમેએ નવ ખોલીએજો. ૩૩.
વિના વીચારે જે સુહદસંગે લડેજો;
નીશ્ચે તેને પાછળથી પસ્તાવું પડેજો. મા૦ ૩૪.
સ્નેહી સંગે ઝાઝું ખેંચી નવ ઝાલિએજો;
જેવો સમો તેવી વિધી માફક ચાલીએજો. મા૦ ૩૫.
કુટિલ આગળ આપ આતુરતા ન દાખીએજો;
સાગી હોય તેવી રીતે રીત રાખીયેજો. મા૦ ૩૬.
મ્હોડે મીઠું બોલે તે થકી નવ રીઝીએજો;
સાચા સ્નેહી વિના મનડું નવ દીજીએજો. મા૦ ૩૭.
કપટી હોય તેથી સાચું નવ ભાખીએજો;
લોભે લલચાઇયે નહિં નાક બારી રાખીયેજો મા૦ ૩૮.
પાકા પ્રેમની નો પ્રાણ માગ્યો આપિયેજો;
જુઠા સંગેરાં વચન નવ આલાપીયેજો. મા૦ ૩૯.
સાચા જુઠાની પરક્ષા પ્રથમ કીજીએજો;
સાચું નીવડ્યા પછી ડગો ના દીજીએજો. મા૦ ૪૦.
સ્નેહી સંગે ઝાઝી મોટાઇ ન રાખીયેજો;
છોટું હોએ તોપણ સ્નેહવડાઇ દાખીએજો. મા૦ ૪૧.
સમા પરમાણે વિવેક ન ચુકીએજો;
ટેક પોતાની તે અંતરથી ન મુકીએજો. મા૦ ૪૨.
વિના વિચારે એક ડગલું નવ દીજીએજો;
સમો પડે કાચું હૃદે નવ કીજીએજો. મા૦ ૪૩.
સાત ગરણે ગાળ્યા પછી બોલ બોલીએજો;
બોલ્યા પછી દુખ થાય નવ ડોલાએજો. મા૦ ૪૪.
વખત વીતી પછી વેચાથી મળે નહીંજો;
પણ ન થાએ કદાપી જે થઇ ગયું મહીંજો. મા૦ ૪૫.

રસ પ્રેમનો તે શીશ સાટે માનવોજો;
ગરજ રાખે તેને દુઃખ દોષ ન આણવોજો. મા૦ ૪૬.
પ્રીત કદાપી કોઈથકી ન જોડીએજો;
બની ભવીરાથી તો પ્રાણ ગએ નવ તોડીએજો. મા૦ ૪૭.
પ્રીત રીત એ લાગે તો લેખું નહીજો;
તૂટે પળમાં પાછળ શુદ્ધી કંઇ દીશે નહીજો. મા૦ ૪૮.
કાળી કસ્તુરી પણ ગુણ ઘણો ગ્રહીએ સદાજો;
રાતાં ઇંદ્રવાણથી મોહીએ નાં કદાજો. મા૦ ૪૯.
સતસ્નેહ સેવા પેહેલ સંતોષ છેજો;
વશીકરણ વિદ્યાતણાં એ કોરાછેજો. મા૦ ૫૦
પારા સરખો પ્રેમ જુગતે ઝાલજોજો;
વાપરતાં લાગે ન વાર ચેતી ચાલજોજો. મા૦ ૫૨
બોલતાં મુલ મનુષતણું કીજીએજો;
મુખે કહીયે નહીં પણ ચિત્તમાં ચેતી લીજીએજો. મા૦ ૫૨.
બુદ્ધી પ્રમાણે વચન સહુ પડે બકોજો;
દુખ માનીયે ન બીજું લાવે કાંહાં થકોજો. મા૦ ૫૩
પ્રીતડીનાં પાકે અતી ઉતાવળ પણેજો;
ધીરજ રાખીયે તો કારણ સહુ આવા બનેજો. મા૦ ૫૪
વિવેક વાતમાં તો દુખ દાણી બહુ રેહેજો;
ગોળ ખાઈએ પોતાનો ચોરી પર શું લેહેજો. મા૦ ૫૫
સમો સમજે ચંચળ થઇ તે ચોદીશ ફરેજો;
દુરીજન નઠારા તે તેહને શું કરેજો. મા૦ ૫૬
ચતુર આગળ દુષ્ટ ચુગલનું ચાલે નહીજો;
પવન સહુને ડોલાવે ગીરી હાલે નહીજો. મા૦ ૫૭,
ડાહ્યા હોએ તેનું એટલું ડાહ્યાપણુંજો;
લક્ષણવંત લેહેજો થોડામાં કહ્યું ઘણુંજો. મા૦ ૫૮,
મારા સમજો મારા વચનથી રીસાવતાજો;
ક્ષણું એક ચાલે નહીં છો ઘણું ભાવતાજો. ૫૯.
દધીનાં દાણનાં વેચાણમાં છું તમતણીજો;
હું તો જાણું છું જુગજીવન માથાનાં મણીજો. ૬૦.
હમો અબળા આતુર વચન મુખેથી ન કહાડીએજો;
હેડું દેખાડતું હોએ તો દેખાડીએજો. મા૦ ૬૧.
આસંગા વિના કો આવડું બોલે નહીંજો;

આસંગે તે પ્રીતનીના ના હોએ કહીજો. મા૦ ૬૨.
સાવધાન પ્રીત પાળજો કહું કથીજો;
મોતી મન ને કાચ તુટ્યાં સંધાતા નથીજો. મા૦ ૬૩.
પ્રીત બાંધી અતીસેં જ લુબ્ધ થઇ રહીજો;
દયાના પ્રીતમજીસું ઘણુંચાતુરી કહીજો, મા૦ ૬૪.

---

# ચેતવણી.

## પદ.

ચેત ચેત મન ચપળ થઇને, કૃષ્ણ કૃપાનીધી ભજનીરે;
આ જુઠી બાજી જગતતણીછે, તેથી મમતા તજનીરે. ચેત૦ ટેક.
શું મુરખ મોહ્યા માહારૂં કહેછે, તાહારૂં તે શું ખોયું રે;
આ અમુલ્યક હીરો હારીને તેં, પથ્થરમાં ચિત પ્રોયું રે. ચેત૦ ૧.
આ ડાહપણ તાહરૂં મલ્યું ધુળમાંરે, ચુલે પડી ચતુરાઇરે.
તું સેવા સમરણમાં નવ સમજ્યો, અંત બગાડ્યું ખાઇરે. ચેત૦ ૨
તેં હેતે હરિસેવન ના કીધું, સંતોષ્યા નહીં સાધુ રે;
આ ધીક પડો તારો જનમારો, વણસાડ્યું તેં બાધું રે. ચેત૦ ૩.
અહા તું તાહારી જનનીને તો ના, પથ્થર પડીયો પેટ રે;
જે લોક પખાળત વંસજ વારૂ, તુજને નાખી હેઠ રે. ચેત૦ ૪.
તો પણ કેહેનું કારજ સરતું, પણ તું તેથી માઠા રે;
કોઇને કામ કશું ના આવ્યો, કિંચિત કશું ના ગાંઠા રે. ચેત૦ ૫.
આ જનમ દિવસથી જરા લગી તેં, કુત્સિત કૃત બહુ કીધાંરે;
આ માત પિતા આદે અતિ સજ્જન, જનને દુઃખ બહુ દીધા રે. ચેત૦ ૬.
તું પાપથકી બીહને નહીં પાપી, વદો ન જુઠા પાખે રે;
કોટી જીવ કલપાવે મુરખ, જુઠી પુરી સાખે રે. ચેત૦ ૭.
વદવું નહીં તે વદે સુખેથી, ના ખાવું તે ખાએ રે;
તું તાહરા મનમાં મદમાતો, ના જાવું ત્યાંહાં જાએ રે. ચેત૦ ૮.
આ વિષયતણું કૃત વાહાલું કીધું, મનથી માન્યુ ઠીક રે;
વેદ શાસ્ત્રનું વચન ન માન્યું, ધરી ન હરીની બીક રે. ચેત૦ ૯.
કપટ કરી લોકોને લુટ્યા, પીંડ પોતાનો પોખ્યો રે;
નવ દીન ઉપર દયાજ આવી, પરમાત્માં બહુ દોખ્યોરે. ચેત૦ ૧૦.
તું વૈષ્ણવ વેષે વાહાતો હીંડે, જ્ઞાન ઉપદેશ બતાવે રે;
પોતાનું મન પથ્થર સરખું, તેહેમાં લાપ ન લાવે રે. ચેત૦ ૧૧.

હાંકે સહુ હળવો પાડે નરૂં તોહે માથું કુટી. ૭
ઘણા ભવ ફેરા પાંમ્યો તોહે મમતા ન ભાગી;
માહારે હઈએ વૈરાગ્ય ન આવ્યો પ્રભુ તમથી લેહ નાં લાગી. ૮
કરતાં એમ મૃત્યુ આવ્યું સંગી કોઈ ત્યાંહ ને થયું;
આગળ જે નીપનું તેતો મુખે નવ જાય કહ્યું. ૯
એહેવા અનેક ફેરા હું આવ્યો ને ગયો;
પણ તમોને ભજ્યાવિના માહારો છુટકો કયકુ નથયો. ૧૦
હું માયાના પાશ ત્રોડી સેવું તમને શ્રીહરી;
એહેવું બળ હુમાં નથી કહુછું કરગરી. ૧૧.
જાણી દીન કૃપા કરો વાહાલા પોતાનું વરદ જોઇ;
તો કામ થાય માહારૂં નહી તો મરેસ રોઇ. ૧૨.
માહારાં કુકૃત સહુ તે જાણી જોઈ માફ કરો;
વાહાલા પોતાનો દાસ જાણી માહારા સહુ તાપ હરો. ૧૩
છો પતીતપાવન પ્રભુ અધમ ઊધારકારી;
દયાળુ દીનબંધુ શરણાગતવછળ હરી. ૧૪
હે ગોપીજન વલ્લભ વાહાલા તમો કૃપાના સાગર કાહાવો;
ઘણાને કૃપા કરી માટે કરૂંછું દાવો. ૧૫
સ્થંભથી પ્રગટચા પ્રભુ પ્રહ્લાદની પીડા કાપી;
ધ્રુવજીના તાપ ટાળ્યા અવિચળ પદવી આપી. ૧૬
વળી ચંદ્રહાસ ઊગાર્યો ફેડો નીપ વિષયાકરી;
સંકટથી દ્રૌપદી રાખી પુર્યાં બહુ ચીર હરી. ૧૭
તળાતો તેલ કડાથી સુધનવા રાખીયો;
બળતાં ખગબાળ ઊગારચાં ગજ ઘંટ નાખીયો. ૧૮
ગ્રાહે ગ્રહેલો હસ્તી મુકાવ્યો કષ્ટથી;
શિવજીની સાહાય કીધી તમો વકાસુર દુષ્ટથી; ૧૯
રાખ્યું પણ ભીષ્મ કેરૂં પાંડવનાં લાડ પાળ્યાં;
સુદામાનું દાળીદ્ર ફેડ્યું અજામેળ પાપ બાળ્યાં. ૨૦
અહલ્યાનો શાપ ટાળયો વિદુરનું ગમતુ કીધું;
જયદેવની સ્ત્રી જીવાડી તમે મીરાંનું જેર પીધું. ૨૧
નામાનું છાપરૂ છાહાયું ત્રીલોચન નીર ભર્યું;
દાસ દામાજી માટે માહારનું રૂપ ધર્યું. ૨૨
નરસઇઆને હાર આપ્યો પુરચાં બહુ કોડજી;
મુક્યુ ઘર બોઢાણુ માટે તમો રણછોડજી. ૨૩

સેના સારૂ નાપીક થયા આણ્યું જાુવતને;
મધરાતે બનાત ઓરાડી માધવદાસ ભક્તને. ૨૪
તુળસીની ટેક માટે થયા કપ્યું રામજી;
ધનાનું ક્ષેત્ર નીપાવ્યું ખાજપણું શામજી;
કુંતાજીની ભક્તિ દેખી થયા આધીન હરી;
પ્રાણ ઉત્તરાના રાખ્યા પરીક્ષત સાહાય કરી. ૨૬
સાંદીપન ગુરૂની પત્ની દેવકી માત કહાવી;
એ બંધન પુત્ર આપ્યા મૃત્યુ પામેલા લાવી. ૨૭
ઉદ્ધવ અરજુન બંધેને જ્ઞાન ઉપદેશ્યું હરી;
પારથને પાછી પાડ્યુ સુભદ્રાનું રૂપ ધરી. ૨૮
રાજ ઉગ્રસેનને આપ્યું પ્રભુ છડીદાર થયા;
બળી રાજાને મંદીર દ્વારપાળ થઈને રહ્યા. ૨૯
વ્યાસનો તાપ ટાળ્યો નારદને મેળવી;
હિરણ્યાક્ષ દુષ્ટને મારી મુકાવી પ્રથ્વી. ૩૦
કુબજાની કામના પુરી રંગે રમવાને ગયા;
બ્રાહ્મણને કન્યા અપાવી સાક્ષી ગોપાળ થયા. ૩૧
રજસ્વળા અશુચીપણું પ્રેમે થયું ભંગજી;
ગણીકાનાં મુકુટ લીધાં માગીને શ્રીરંગજી. ૩૨
ત્રસ્ષીપત્નીનું ભોજન જમ્યું જદુવીરજી;
પીધું સૂતદેવકેરૂ નારાયણે નીરજી. ૩૩
કરમાનો ખીચડો ખાધો સબરીનાં બોરજી;
ઉચીષ્ટ આહીરનું ખાધું શ્રીનંદકીશોરજી. ૩૪
રંભાથી અધિક આપ્યું તમો સુખ ગોપીને;
તેહને ગમે તે કૃત કીધાં મરજાદ લોપીને. ૩૫
અંગે ગાવ્યા ગોપ કિશોરચા સરપે ગળ્યા નંદજી;
ગિરીધારી વ્રજ ઉગાર્યું વ્યાપ્યો આનંદજી. ૩૬
જટાયુની દહન ક્રિયા કરી રઘુરાજજી;
વિભીષણ સુગ્રીવ બંનેને અપાવ્યું રાજજી. ૩૭
અંબરીશનો ભાર ઉતાર્યો આપે અવતાર ધરી;
બીલથી ભૂત ઉગાર્યો દેવીને પ્રેરણા કરી. ૩૮
વામન થઈ ભીક્ષા માગી ઇંદ્રનું ગમતું કીધું;
અમરને અમૃત પાયું મોહનીરૂપ લીધું. ૩૯
પુંડરીક વચન માટે ઇંટે આસનજી;

વાલ્મીક મોટો પતિત કીધા પાવનજી. ૪૦
આપ છાયામાં મુનો પવનકુમારજી;
આ તનમાં ઊભા રહ્યા ઘડી બે ચારજી. ૪૧
કપટે પય પાન કરાવ્યું ખરી ગોપાળજી;
તેહેને અતી માતાની આપી એહેવા દયાળજી. ૪૨.
પારધી અહી સિયાણી માંહોમાં ત્રણ મારી;
કરતાં એમ સમરણ હરી પક્ષી લીધાં ઉગારી. ૪૩
તુકારામ તમને વાહાલો સ્વદેહે સ્વધામ લીધો;
પીપાને દ્વારિકાં રાખી મુદ્રા દેઇ સાચો કીધો. ૪૪
જયમલની લજ્જા રાખી રઈદાસનું શ્રીફળ લીધું;
રાખ્યું પણ કબીર કેરૂં આપે સદાવ્રત દીધું. ૪૫.
જ્ઞાન સોપાનની વ્રતી મુક્તાબાઈ ભક્ત ભાવી;
દાસની કીરતી કરવા માટીની ભીંત ચલાવી. ૪૬
શ્વપચ મોહનાની ખાધે ચઠ્યાં પ્રભુ પ્રીત જાણી;
ગદાધરદાસ કેરૂં પાંચે ભોગ પીધું પાણી. ૪૭
ત્રીપુરદાસ ભક્ત કેરી છીંટેથી શીત શમી;
ભક્તના ફુલના ભારે શ્રી મસ્તક રહ્યું નમી. ૪૮
સુરદાસનો નીમ નીભાવ્યો કીર્તન પુરાં કર્યાં;
કૃષ્ણદાસનાં કોડ પુર્યાં પદ ત્રણ આપે ધર્યાં; ૪૯
દાસ ખાસ કરણ માટે યુદ્ધ કરવાને ગયા;
જન પદમનાભ સારૂ બેતરીયા આપ થયા. ૫૦
એહેવાં જન દુઃખ હર્યાં ઘણાં શ્રી નાથજી;
તેહેમાં એક અધિક દયો જાણી મહો હાથજી. ૫૧
શીખે ને સાંભળે આપે આવે ભક્તવત્સલજી;
તેહેને પ્રભુ પ્રસન્ન થઇ કરે સુખરેલજી. ૫૨.

( ૩. )

---

## ચાતુરીનો ગરબો.

સવ કામ છોડીને પરથમ, ગુરુગોવિંદને ભજીએજી;
સકળ કામના જેથી સીદ્ધિ, વારે તેહેને તજીએ; શિક્ષા શાણાને. ૧
મૂળથી મોટી સંગ્રે કરિયે, નીચ સંગત પર હરિયેજી;
સંગ્રહ તેને વસ મન રેહે છે, જેથી તરીયે મરીયે; શિક્ષા શાણાને. ૨

આપણી પાંચ પ્રમાણે સઘળે, સમજી ડગલું ભરવું. શિ૦ ૧૯
જેની પ્રીત વધ્યાની ઇચ્છા, તે ઘર ત્રણથી ડરીએજી;
વિવાદ ધન વેહેવાર પરોક્ષે, વામાં વાત ના કરિએ. શિ૦ ૨૦
માતપિતાશું હેત ધરીયે, કદા ન ધરિએ રોશજી;
નાગરવેલ વણસે જેમ દળ વાગુસે, જે પોરવું શતકોશ શિ૦ ૨૧
ક્રણવિના કોઈ થકી કદાપિ, જારપ્રીત ના કરીએજી;
ગળે પડી છુટે નહી કેમે, પાપતાપ પચિ મરિએ. શિ૦ ૨૨
થોડું બોલ્યામાં સુખ શોભા છે, બાહુ બોલે પત જાયેજી;
ચો ફોડીનો ચાલો ભાળે, સત ના પાછળ થાયે. શિ૦ ૨૩
કામ વીચેક કરિએ કદાપિ, કષ્ટ પડયું તે માંહેજી;
તે પછી હરી ઇચ્છા એમ લહેવું, હરખડવું નહીં ત્યાંહે. શિ૦ ૨૪
પાણ વાણીને દ્રષ્ટી દ્રઢ, રાખી સઘળે જઇએજી;
મોહોટમ આવે માન પામિએ, કહિં દુખીયાં નવ થઇયે. શિ૦ ૨૫
જે ભાવે જે પુછે તેને, તેહેવો ઉત્તર દઈએજી;
ભાષણમાં ભિતરનું હારદ, સેજે સમજી લઇએ. શિ૦ ૨૬
જેવીના ચાલે નાં તેની, મરજી રાખી રહેવુંજી;
સમો આપણે સમજી લેવો, ભુલ્યું બગડ્યું સેહેવું. શિ૦ ૨૭
તન મન વચન સું વિમળ રાખિએ, આળસ ક્રોધ ન કરવોજી;
પરદુખ દેખી પ્રસન ન થાવું, પાખંડધર્મ ન ધરવો. શિ૦ ૨૮
મ્હોટા જનની અદબ રાખવી, બાળને શિક્ષા દેવીજી;
ગુરુજન સેવા દયા દીનસું, અીને વશ કરી લેવી. શિ૦ ૨૯
દીવરો વાત વિચારી કરિએ, નીસ વિવેક છાનીજી;
કોઈ સમે કોઇ કેહેવું સાંભળે, ઉપજે મ્હોટી હાની. શિ૦ ૩૦
મ્હોટા સાથે નવ બગાડવું, નીચ ભલાઇ ન સારીજી;
નૃપ યોગીનો નહી આસંગો, ક્ષણમાં કરે ખવારી. શિ૦ ૩૧
નમી ભીંતપર ના લો બારી, નવ ઠરવું તે હેઠજી;
બની ભૂષ્ટ તન કળી પસ્તાવો, વણ સ્વારથની વેઠ. શિ૦ ૩૨
જાર જુગારી તસ્કર વ્યસની, વિશ્વાસે નવ રેહેવુંજી;
વેહેવારે વેપારે લજ્જા, નવ ધરવી સટ કેવું. શિ૦ ૩૩
હરીવીના ક્યહું લુબધાઈ ન જાવું, જુઠું સર્વ સમજવુંજી;
કાળઝપેટા પચક લાગરો, ભગવંતભજન ન તજવું. શિ૦ ૩૪
જે જે વાતે મીઠું કડવું, આપણને જેમ લાગેજી;
તેજ પ્રમાણે સમજી લેવું, સહુને સુખ દુખ જાગે. શિ૦ ૩૫

ખરાબ ઠાંમે પથ્થર નાખી, છંટાવું નિજ હાથે. શિ૦ ૫૨
ઉલટી કૃતી ઘેમાની ગ્રહિયે, દાસ દક્ષ ના થયેજી;
સર્વ ઠાંમથી ગુણ ગ્રહી લેવો, એમ ચતુરતા મહિમે. શિ૦ ૫૩
ક્લેશની ઉપર ક્લેશ રાખવો, ક્રોધની ઉપર ક્રોધજી;
મન મોહ મદ મચ્છર ના ધરવો, મંનને કરવો બોધ. શિ૦ ૫૪
આ વ્હેવાર ચાતુરીની શિક્ષા, ધરસે ઉરમાં રાખીજી;
ભવ સુખ હરી પદ શુભ કીર્તિ, આખરના અભીલાખી. શિ૦ ૫૫
પરથી પચાસનું ખત ના લખીયે, અંતે આવે એકજી;
ગળે પડે કોઈ ગુસાંમ માણસ, હાંણી વાત વિવેક. શિ૦ ૫૬
સકળ ચાતુરિ એક વચનમાં, કહું છું સહુ સાંભળજોજી;
હરી ગુરૂ હરીજન સેવી સમરી, જનમ મરણથી ટળજો. શિ૦ ૫૭
આશ્રમ ચારવિધે પ્રસ્તાશ્રમ, એક વાતથી મ્હોટોજી;
શ્રી હરિની સેવા બની આવે, માટે નહિ તો ખોટો. શિ૦ ૫૮
મત ભાવે આશ્રમ માંડો, મારે નહિં લેવા દેવાજી;
દયો કહે મ્હારે તે મ્હોટો, કરે કૃષ્ણની સેવા. શિ૦ ૫૯

(૨)

---

## મીરાંચરીત્ર.

મીરાંમન મોહનસુ માન્યું;
વરિયા વરિયા શ્રીગીધરલાલ, જાણે જગ નથી કાંઇ છાંનું. ટેક,
જેમલ રાઠોડની દીકરીરે સુણો, મીડતા એનું ધાન;
રૂપગુણ કોઇ સમોવડ નહીં રૂડું, ધર્યું મીરાંબઇ નામ. મીરાં૦ ૧
જોશીએ વાંચી જનમોતરીરે, તેમાં લખ્યું નીકળ્યું એહ;
વરસે વિશ્વંભરનાથનેરે કરસે, તંદરૂં વરજીસું નેહ. મીરાં૦ ૨
ઉદ્યોતપુરનો રાણો રાજીયોરે, તે સાથે કરીછે સગાઇ;
પરણાવીને વળાવ્યાં સાસરે કંઇ, લોકીક રીતે મીરાંબઇ. મીરાં૦ ૩
દેવોને દેસા વધાંમણાંરે ચાલ્યાં, વરકન્યા સહુ જન;
રાણે પારવતીજી પુજીયાંરે, મીરાંનુંતો મોહનમાં મંન મીરાં. ૪
સાસુ કહે સોભાગ્ય વધેરે વહુ, નમો સક્તીને પાય;
મીરાં કહે મસ્તક મારૂ નહીં નમે, વીનાં એક શ્રીગીરીધરરાય. મીરાં૦ ૫
સાસુ કહે સાંમુ બોલી આજથીરે મારે, નથી એ વહુનું કામ;
પુત્રને કહ્યું એહેને રાખો પરી એક, ત્યાંરૂં રચાવો એનું ધામ. મીરાં૦ ૬

એવું સુણીને મીરાં મગન થયાં રે, અણું થયું ભાંગ્યા જંજાળ;
સાધુની સંગે દીનરેન નિર્ગમશું સુખે, રોજીશું ગાઈશું ગોપાળ. મીરાં૦ ૭
નંદાનંદન સાથે ધ્યારાં રહ્યાં રે મીરાં, હરીજન આવે ઘણા ઘેર;
નિત્ય ભજન કથા કીરતન ઓચ્છવ, હરીને લડાવે કરે લેહેર. મીરાં૦ ૮
નાગુદર આવી મીરાંબાઈની પાસે આજી, આરો માંડ્યો ઉતપાત;
સાસરે રાણાજીનું કુળ લજાવ્યું થયું, મહીયેર લજાવ્યાં માત તાત. મીરાં૦ ૯
અંબર આભૂષણ પેહેરો અનુપમ, સજો સુંદર સણગાર;
મેહેલ પધારો રાણાજીતણે રે રમી, રીઝવી લ્યો ભરથાર. મીરાં૦ ૧૦
છાપા તીલક આ શી તુળશીની માળા, નાંખો રાંડ વેરાગીને વેશ;
સંગ મુકાવા સાધુ સંતનો રે, રાણોજી તો કરે ઘણી ક્લેશ. મીરાં૦ ૧૧
મીરાં કહે રે બાઈ ક્લેશ ટળવાનો, એક જ છે ઉપાય;
કહેજો રાણાજીને સાધુને સેવે પ્રેમે, નૃત્ય કરીને હરિ ગાય. મીરાં૦ ૧૨
વળી સોનું રૂપું પેહેરે શું સુખશું રે, કાહાડી નાખો એ કાકડમાળ;
છાપા તીલક ધરી સાધુમાં બેસો, આશો પેહેરો તુળશીની માળ. મીરાં૦ ૧૩
તમો પણ જાણો શોદ સાસરે રે બાઈ, વૃથા પટાળો શાને દેહ;
મનગમતા મોહન વર સાથે તમો, સરવ તજીને કરો સ્નેહ. મીરાં૦ ૧૪
કહેજો તમારી માતને રે વૃદ્ધ, થયાં ગોવીંદ ગુણ ગાએ;
હરીવના કોટી રવ સેવશો તોએ, જનમ મરણ નહીં જાયે. મીરાં૦ ૧૫
સુણી એમ છણકતી ખીજતી રે બાળા, આવી બંધવની પાસ;
ઓભાઈ ભાભી કહેછે થાઓ વેરાગી સહુ, મુકી દો રાજ અવાસ. મીરાં૦ ૧૬
એવું સુણીને આવ્યો રોસ રાણાને પ્રેર્યો, સેવક મીરાંને અવાસ;
લાવો ખબર છે શા રંગમાં રે, કોણ કોણ બેઠું છે એની પાસ. મીરાં૦ ૧૭
અનુચરે આવી એમ કહ્યું જે નથી, ત્રીજું માણસ આ વાર;
રાણીજી સાથે કોઈ પુરૂષ બોલેછે, ઘરમાં થઈ રહી છે ધેકાર. મીરાં૦ ૧૮
સુણતામાં રાણો થયો રાતડો રે બેથી, ખડગ લાવ્યો છે તેણીવાર;
પેઠા મીરાંને મેહેલ એકલો રે ધાઈ, આવે ના ધાઈ દીધાં દ્વાર. મીરાં૦ ૧૯
આવી જોયું તો મીરાં એકલી રે, પ્રભુએ એને ના દીધું દરશન;
પુછ્યું મીરાંને પેલો પુરૂષ ક્યાંછે તાહારે, લાગ્યું છે જેસું મગન. મીરાં૦ ૨૦
ક્યાંછે પુછો શું રાણા રોશમાં રે, તે તો સઘળે વસેછે ભરપુર;
*ધ્યાનમાં જુવે જોગી પ્રેમી પ્રત્યક્ષ દેખે, રેહેછે દુષ્ટથકી દુર. મીરાં૦ ૨૧
કાહાડી નાખોજી આ ક્લેશ કપટ સંગે, નિર્મળ કરો મન;
પ્રેમભક્તીએ પરબ્રહ્મ ભજો તો તમને, થાય તેહેનાં દરશન. મીરાં૦ ૨૨
એહેવું સુણીને આગ લાગી ઘણી રે પણ, ભાવ ના આવ્યો રે જુગ;

ક્રોધ કરીને રાણા વાવરે એહેને, દીઠાં મીરાંનાં બે રૂપ. મીરાં૦ ૨૩
તારે મુરખ સમજ્યો નહીરે, મનસાથે ના કીધો વીચાર;
બીજું ખડગ એણે ખેચીઉ રે ત્યારે, હરિયે દેખાડી મીરાં ચાર મીરાં૦૨૪
છોભો પડયો પાછો ફર્યો રે રાણો, આવ્યો પોતાને ઘેર;
વીષનો પ્યાલો મીરાને મોકલ્યો બીજો કહાવ્યું,રાણાએ આણી જેહેર.મીરાં ૨૫
પીધો મીરાંએ મન મગ્ન થઈને રે પ્રભુને, દેખાડી કર્યું ધિયાન;
અમૃત સરીખું થઈ ગયું રે એને, સમરથ ધણી ભગવાન. મીરાં૦ ૨
મીરાંબાઈ આવ્યાં વૃંદાવનમાં રે પ્રેમે,નીરખ્યા શ્રી વ્રજરાય;
શ્રી જમુના પયપાન કર્યું ને કરી, જીવ ગોસાઇને સિક્ષાય.મીરાં૦ ૨૭
હરીજન જાણી મીરાં મળવાનું કહાવ્યું તેણે,કહાવ્યું ના જોઉં સ્ત્રીનું મુખ;
મીરાં કહે સારૂં થયું સવારૂં મુજને, પરપુરૂષ જોએથી દુખ. મીરાં૦ ૨૮
આજલગી હું એમ જાણતી જે વ્રજમાં, કૃષ્ણ પુરૂષ છે એક;
વૃંદાવન વશી હજી પુરૂષ રહ્યા છો તેમાં, ધન્ય તમારો વીવેક. મીરાં૦ ૨૯
એહેવું સુણીને ગ્નાની પામીઆ રે, જીવ ગોસાઇ આવ્યાછે સામાં ધાઈ;
હળી મળીને હરીની વાત કરીને આવ્યાં, મેવાડ દેશ મીરાંબાઈ. મીરાં૦ ૩૦
કરી તઇયારી ચાલ્યાં દ્વારીકાં, પ્રેમે નિરખ્યા શ્રીરણછોડ;
વાસ પુરીને પ્રભુની પાસે રહ્યાં સદા, પોચ્યા છે મનનાં કોડ. મીરાં૦ ૩૧
પાછળ પસતાવો રાણાને થયો રે, ગયું ઉતરી મનનું જેહેર;
મુખે માગે તે આપું તેહને જે કોઈ, લાવે મનાવી મીરાં ઘેર. મીરાં૦ ૩૨
ઉપરા ઉપરી તેડાં મોકલ્યાં રે, આવીને લાગ્યા સહુ પાએ;
ગાજી પધારો મેવાડમાં વેહેલાં, રાણાજી તો અન્ન ન ખાએ. મીરાં૦ ૩૩
જાંહાંલગી તમો રેહેશો દ્વારીકાં રે, ત્યાંહાંલગી કરૂં અપવાસ;
આગ્રહ દેખી મીરાં વીદાય માગવાને, આવ્યાં શ્રીપ્રભુજીની પાસ. મીરાં ૩૪
હરીએ હકીકત સાંભળીને હસી, ચાંપી હલ્યા સાથ;
શ્રીકૃષ્ણસ્વરૂપમાં સમાઇ ગયાં રે મીરાં, જેજે શ્રીદ્વારકાંનાથ. મીરાં૦ ૩૫
ચરિત્ર એ મીરાંબાઇનું રે જે કો, શિખે સાંભળે ને ગાએ;
પ્રેમભક્તિ તેહેન મળેને ત્રુટે, દયાનો પ્રીતમ વ્રજરાએ. મીરાં મન મોહનસુ માન્યુ.૩૬

(૨.)

## પ્રેમપરિક્ષા.

### ગરબો.

ઓધવજી છે અળગોરે, વાત એક પ્રેમતણી;
કોઇ અનુભવી જાણેરે, કહેતાં તો નાવે બાણી. ૧
પ્રસુતાની પીડારે, વંઝા તેસુ જાણુ !
જાણ્યું કેમ આવેરે, માણ્યાને પરમાણે. ૨
મૂગે સાકર ખાધીરે, ગુંગાને સ્વપન થયુ;
સરવે મન જાણેરે, બીજાને ન જાય કહ્યું. ૩
ઘાગેલનાં દુઃખનેરે, કાયર તે શું પ્રીછે;
અજ્ઞાની લહે નહીરે, રતીની ગતી શી છે. ૪
નીમ સરવે નાસરે, જ્યારે પ્રેમ તે વ્યાપે;
નિંદ્રા જેને આવે રે, તે ઉત્તર ક્યમ આપે. ૫
આશક માશુકમાંરે, રૂપ ગુણ શા દેખે?
જેવું ભાસેછે તેહનેરે, અવર તેવું નવ પેખે. ૬
જેનું ચિત જ્યાંહાં ચોટુંરે, તેને તેથી સુખ થાયે;
શો છે સ્વાદ અગ્નીમાંરે, ચકોર ભાવે ખાયે. ૭
રીત પ્રીતની એવીરે, તેનુ સુખ તે જાણે;
અનુભવથી અજાણ્યુંરે, એના અવગુણ આણે. ૮
નેહ મુખથી ન વાધેરે, દેખી દુખ નવ ઘટે;
જેમ વૃક્ષને વળગીરે, વેલી તો ફરી ના લટે. ૯
શીખે સાંભળે ગાયેરે, ઓધવ ગત પ્રીતતણી;
કરવી નથી પડતીરે, એની મેળે આવે બણી. ૧૦
પ્રીત બાઝે તો સ્હેજેરે, છુટે ન પછે છોડી;
મચ્છને દુખ દેછેરે, ગળ્યા પછે અંકોડી. ૧૧
સાચી પ્રીત તે પ્રાણ લેરે, સાધારણ થાય પરી.
દાદુર જળવણ જીવેરે, માછલડાં તો જાય મરી. ૧૨
મ્હોટી મંનની મોહનીરે, બીજી પ્રીતથી ન મળે;
પણ જડ જુઓ લોહરે, ચમકને દેખી ચળે. ૧૩
છીપ રેહે સાગરમાંરે, ઇચ્છા સ્વાતી બુંદતણી;
જુઓ દ્રષ્ટી ચકોરનીરે, અચળ રેહેછે ઇંદુભણી. ૧૪
લજ્જા સુધ બુધ સામ્રથરે, પ્રેમીજનમાં ન ટકે;
મધુકર વાસ કરેરે, કમળ ભેદી નવ સકે. ૧૫

ક્રોધ કરીને રાણા બોલ્યો રે એહેવે, દીઠાં મીરાંનાં બે રૂપ. મીરાં૦ ૨૩
તોહે મુરખ સમજ્યો નહીરે, મનસાથે ના કીધો વીચાર;
બીજું ખડગ એણે ખેંચીઉં રે ત્યારે, હરિયે દેખાડી મીરાંચાર મીરાં૦૨૪
છોભો પડ્યો પાછો ફર્યો રે રાણો, આવ્યો પોતાને ઘેર;
બાપનો પ્યાલો મીરાંને મોકલ્યો બીજો કાહાવ્યું,રાણાએ આણી જેહેર.મીરાં૦૨૫
પીધો મીરાંએ મન મગ્ન થઇનેરે પ્રભુને, દેખાડી કર્યું બિરાન;
અમૃત સરીખું થઇ ગયું રે એને, સમરથ ધાર્યો ભગવાન. મીરાં૦ ૨
મીરાંબાઈ આવ્યાં વૃંદાવનમાં રે પ્રેમે,નીરખ્યા શ્રીવ્રજરાય;
શ્રી જમુના પયપાન કર્યું ને કરી, જી ગોસાઇને સિક્ષાય.મીરાં૦ ૨૭
હરીજન જાણી મીરાં મળવાનું કાહાવ્યું તેણે,કાહાવ્યું ના જોઉં સ્રીનું મુખ;
મીરાં કહે સારૂં થયું સવારૂં મુજને, પરપુરૂષ જોઆથી દુખ. મીરાં૦ ૨૮
આજલગી હું એમ જાણતી જે વ્રજમાં, કૃષ્ણ પુરૂષ છે એક;
વૃંદાવન વસીહજી પુરૂષ રહ્યા છો તેમાં, ધન્ય તમારો વીવેક. મીરાં૦ ૨૯
એહેવું સુણીને ગ્નાની પામીઆ રે, જી ગોંસાઇ મળ્યાછે સામાં ધાઇ;
હળીમળીને હરીની વાત કરીને આવ્યાં, મેવાડ દેશ મીરાંબાઇ. મીરાં૦ ૩૦
કરી તઇયારી ચાલ્યાં દ્વારીકાં, પ્રેમે નિરખ્યા શ્રીરણછોડ;
વાસ પુરીને પ્રભુની પાસે રહ્યાં સદા, પોચા છે મનનાં કોડ. મીરાં૦ ૩૧
પાછળ પસતાવો રાણાને થયો રે, ગયું ઉતરી મનનું જેહેર;
મુખે માગે તે આપું તેહને જે કોઇ, લાવે મનાવી મીરાં ઘેર. મીરાં૦ ૩૨
ઉપરા ઉપરી તેડાં મોકલ્યાં રે, આવીને લાગ્યા સહુ પાએ;
માજી પધારો મેવાડમાં વેહેલાં, રાણાજી તો અન્ન ન ખાએ. મીરાં૦ ૩૩
જાંહાલગી તમો રેહેશો દ્વારીકાં રે, ત્યાંહાંલગી કરૂં અપવાસ;
આગ્રહ દેખી મીરાં વીદાય માગવાને, આવ્યાં શ્રીપ્રભુજીની પાસ. મીરાં ૩૪
હરીએ હકીકત સાંભળીને હસી, ચાંપી હલ્યા સાથ;
શ્રીકૃષ્ણસ્વરૂપમાં સમાઇ ગયાં રે મીરાં, જેજે શ્રીદ્વારકાંનાથ. મીરાં૦ ૩૫
ચરિત્ર એ મીરાંબાઇનુંરે જે કો, શિખે સાંભળે ને ગાએ;
પ્રેમભક્તિ તેહેને મળેને ગુહે, દયાનો પ્રીતમ વ્રજરાએ. મીરાં મન મોહનસુ માન્યું.૩૬

(૨૦)

---

## પ્રેમપરિક્ષા.

### ગરબો.

ઓધવજી છે અળગીરે, વાત એક પ્રેમતણી;
કોઇ અનુભવી જાણેરે, કહેતાં તો નાવે બણી. ૧
પ્રસુતાની પીડારે, વંઝા તેસુ જાણે ?
જાણ્યું કેમ આવેરે, આપ્તાને પરમાણે. ૨
મુંગે સક્કર ખાધીરે, ગુંગાને સ્વપ્ન થયુ;
સરવે મન જાણેરે, બીજાને ન જાય કહ્યું. ૩
ઘાએલનાં દુઃખનેરે, કાયર તે શું પુછે;
અજ્ઞાની લહે નહીરે, રતીની ગતી શી છે. ૪
નીમ સરવે નાસરે, જ્યારે પ્રેમ તે વ્યાપે;
નિંદ્રા જેને આવે રે, તે શિતર કેમ આપે. ૫
આશક માશુકમાંરે, રૂપ ગુણ શા દેખે?
જેવું ભાસેછે તેહનેરે, અવર તેવું નવ પેખે. ૬
જેનું ચિત જ્યાંહાં ચોટુંરે, તેને તેથી સુખ થાયે;
શો છે સ્વાદ ગાળીમાંરે, ચકોર ભાવે ખાયે. ૭
રીત પ્રીતની એવીરે, તેવુ સુખ તે જાણે;
અનુભવથી અજાણ્યુ રે, એના અવગુણ આણે. ૮
નેહ સુખથી ન વાધેરે, દુખી દુખ નવ ઘટે;
જેમ વૃક્ષને વળગીરે, વેલી તો ફરી ના લટે. ૯
શીખે સાંભળે ગાયેરે, ઓધવ ગત પ્રીતતણી;
કરવી નથી પડતીરે, એની મેળે આવે બણી. ૧૦
...પછે છોડી;
...અંકોડી. ૧૧
...રણ થાય પરી.
...તો જાય મરી. ૧૨
...પ્રીતથી ન મળે;
...કને દેખી ચળે. ૧૩
...
છીપ રેહે સાગરમાંરે, ઇચ્છા સ્વાતી બુંદતણી;
જુઓ દ્રષ્ટી ચકોરનીરે, અચળ રેહેછે ઇંદુભણી. ૧૪
સજ્જા સુખ બુધ સાગરે, પ્રેમીજનમાં ન
મધુકર વાસ કરેરે, કમળ ભેદી નવ સકે.

કૃષ્ણદાસ ગદી સુખ કંદ રે, બ્રાહ્મણી રહીત દુ:ખ દ્વંદ રે. ૨૭
એ ઉભય નાયેક ખવાસ રે, તેનું નામ તે જાદવદાસ રે. ૨૮
થાનેશ્વરના વિપ્ર જગતાનંદ રે, સેવ્યા હરી અતી આનંદ રે. ૨૯
બ્રાહ્મણ એડળની વૈષ્ણવ બાઈ રે, આનંદદાસ વિશંભરદાસ ભાઈ રે. ૩૦
વૈષ્ણવ ક્ષત્રાણી પ્રભુ પ્રીત રે, રામદાસ મીરાના પ્રોહીત રે. ૩૧
કૃષ્ણદાસ ખવાસણી જાણી રે, જેની માની શ્રી વલ્લભે વાણી રે. ૩૨
બોલામીરાર શ્રી વલ્લભવરના રે, રામાનંદ પંડિત થાનેશ્વરના રે. ૩૩
વિષ્ણુદાસ છીપા રસપુર રે, જીવણદાસ તે ક્ષત્રીકપુર રે. ૩૪
સારસ્વત દ્વીજ ભગવાનદાસ રે, જેનું ચિત્ત સદા પ્રભુ પાસ રે. ૩૫
વૈષ્ણવ ભગવાનદાસ ભીતરિયા રે, શ્રીજીની સેવામાં કરિયા રે. ૩૬
અચ્યુતદાસ સનોડીયા કહીયે રે, ગોડ વિપ્ર અચ્યુતદાસ લહિયે રે. ૩૭
સારસ્વત વળી અચ્યુતદાસ રે, નારણદાસ અંબાલે વાસ રે. ૩૮
નારણદાસ ભાટ મથુરાના રે, નારણદાસ લુવાણા ઠઠાના રે. ૩૯
ક્ષત્રાણી ગોરજા શંભરાઈ રે, સાસુ ને વહુ બે વૈષ્ણવ રાઈ રે. ૪૦
શીહાનંદનાં ક્ષત્રી સાર રે, વૈષ્ણવ એંડલનો એક સુથાર રે. ૪૧
એક વૈષ્ણવ હરિ ગુણ ગાતા રે, દામોદરદાસની માતા રે. ૪૨
શીહાનંદ ક્ષત્રાણીનો વાશ રે, કવી લઘુ પુરૂષોત્તમ દાસ રે. ૪૩
કવીરાજ ભાટ ગુણ ગાય રે, ગોપાળદાસ ઇટોડાના કહાવે રે ૪૪
જનારદનદાસ વૈષ્ણવ ક્ષત્રી રે, ગુરૂ સ્વામી બ્રાહ્મણ હરી મૈત્રી રે. ૪૫
કનૈયા ક્ષત્રી શાળ પ્રકારા રે, વિપ્ર ઓડીઆના હરીદાસા રે. ૪૬
બાળકૃષ્ણ બાદરાયણ દાસ રે, સેવા સમરણનોજ અભ્યાસ રે. ૪૭
સેવા સમરણ માંહે સુજાણ રે, માણેકચંદ શીધુ પાડે ભવાન રે. ૪૮
માણેકચંદ સીધુ પાડે ભવાની રે, નરોબાઈ હરી મન માની રે. ૪૯
નર દરશનથી હરી ભક્ત રે, જેની હરિ પદ નીરમળ મત રે. ૫૦
ગોપાળદાસ કહીયે જટાધારી રે, વસી બ્રીજમાં સેવ્યા ગીરધારી રે. ૫૧
સંત પોસ્યા સ્વસ્ત ને ચુનારી રે, કૃષ્ણદાસ સોંપી પરને પારી રે. ૫૨
આગરે ચોપડાણ શંત દાસ રે, સુંદરદાસ સેવ્યા અવીનાસ રે. ૫૩
પટેલ માવજી બીરજો સહીત રે, પતી પત્ની પ્રભુ પદ ચીત રે. ૫૪
ગોપાળદાસ રોડાના કાહાવે રે, સેવે શ્યામ તે હરખે હુલાવે રે, ૫૫
સુરદાસ શિરોમણી ભક્ત રે, ગાવ્યા શ્રી ગીરધર જાણે જક્ત રે, ૫૬
સવાપરદાશ પરમાનંદ રે, ગયા ગુણનિધી બાળમુકુંદ રે. ૫૭
કુંભનદાસ માહારસ કંધ રે, સખાભાવે સેવ્યા શ્રી ગોવિંદ રે. ૫૮
સુત કૃષ્ણદાસ ગેહેવા રે, છોડ્યા પ્રાણ ન છોડી સેવા રે. ૫૯

કૃષ્ણદાસ કહિયે અધિકારી રે, ગાયા સેવ્યા શ્રી રાગ બીહારી રે. ૬૦
ગાયા વૈષ્ણવ એ ચોરાશી રે, શ્રી વલ્લભ ચરણ નિવાસી રે. ૬૧.

વચણ.

સકળ તત્વનું તત્વછે એ, સારમાં એ સાર,
પાઠ કરતાં માત્રમાં, વશ થાય નંદકુમાર. ૧
શ્રી વલ્લભ શ્રીવીઠલ પ્રભુને, જે પ્રસન કરવા ચાહે;
નથી અન્ય ઉપાય તે, આ ભક્તના ગુણ ગાયે. ૨
શ્રી આચારજી મહાપ્રભુનાં, અંતર ગત્ય એ ભક્ત,
મુજ ઊપર કરૂણા કરો, શ્રીવલ્લભપદઆશક્ત. ૩
એ વૈષ્ણવની ચરણ રજની, છે મુજને ઘણી આશ,
ગાય ગુણ હરિદાસના, દયારામ દાસનો દાસ. ૪

(૩)

## વલ્લભનો પરીવાર.

રાગ ભેરવ.

પ્રથમ પ્રભાત શ્રીગુરૂ વલ્લભનું લો નામ;
પુરષોત્તમ પુરણ કામ શ્રી મહાલક્ષ્મી પતીજી. ૧
શ્રી લક્ષ્મણ રાજકુમાર, શ્રી અવલંબાજી,
પુત્રઓદ્ધાર શ્રી વલ્લભ પ્રાણ આધાર, ચરણ રાખો રતિજી, ૨
શ્રી ગોપીનાથ નિધાન, એ છે પુરણ પુરૂષ પ્રમાણ;
જોગી જનને ધ્યાને ધરવા દોહેલા રે. ૩
વ્યાપક વિશ્વાધાર, સુખદાયક નંદકુમાર,
અક્ષરબ્રહ્મ અખંડ તે, કયાંહાંથકી સોહેલાજી. ૪
શ્રી ગોવરધન ઓધરણ, શ્રી રાધિકા રમણ,
એ વ્રજજુવતી સુખકર્ણ, સ્વસુખ માનજોજી. ૫
શ્રી રૂક્ષ્મણી રમણ, પદ્માવતી પ્રાણજીવન,
શ્રી વિઠ્ઠલ તન મન તે, અધિકા જાણજોજી. ૬
કૃષ્ણપ્રિયે શ્રી યમુનાજી, મહારાણીનું નામ રે,
એ સરવે સુખનું ધામ, શ્રી કાલિંદીજી કહીયેજી. ૭
શ્રી નવનીતપ્રિયા લાલ, શ્રી મથુરાનાથ કૃપાળ,
શ્રી વિઠ્ઠલનાથ દયાળ, દયાસમુદ્ર લહિયેજી. ૮
શ્રી દ્વારિકાનાથ, શ્રી ગોકુળપતી ગુણપતી ગુણ ગાત,

તેની માત દુખી થઇ હરિ સમસ્યા, તપ્યું ન નીર તપાવ્યું;
અરભક ઉગાર્યું માત મેળવ્યું, સાચું બારદ કહાવ્યુ રે. કૃપાકરો૦ ૧૦
શ્વાન પારધી અનળ જાળ. ચોદિસ ચો ઘેરી હરણી;
હરિ સમરતાં વારિદ વાયું, પ્રેર્યા સીંચી ધરણી;
તુટો ફંદ બે મુઆ પરસ્પર, કથા પુરાણે વરણી, કૃપાકરો૦ ૧૧
ઇશ્વરપણું અળગું મુકી જયમલ્લ, નિજ જન સુખ આપ્યું;
ના કરવાની કૃતી પણ કીધી એવું, હેત હન્દે વ્યાપ્યું;
કિંચિત કહિ દાખ્યું સાભળિયે, મોટા જન ગલાપ્યું રે, કૃપાકરો૦ ૧૨
આહાર રૂપ ધરી દામાજીનું, દુઃખ કીધું હરી હાની;
નણંદ થઈ સુવાવડ કીધી, ચોખામેહલ ત્રિયાની;
સેના સારૂં નાપીક થઇ નૃપ, મુંડન ધરી ન ગ્લાનીરે. કૃપાકરો૦ ૧૩
માધવદાસતણાં મળમુત્ર, પખાળ્યાં થઇ પ્રભુમાતા;
માંસ તોળવા કર્યું કાટલું, સદન કસાઇ ખ્યાતા;
ચર્મવસ્ત્ર રોહિદાસતણે ઘેર, પેહેર્યાં હળધર ભ્રાતારે. કૃપાકરો૦ ૧૪
જનીનાં છાણા વણિયાં, દળણું દળિયું દેવ મોરારી;
ભાંડપાત્ર ગોરા કુંભારનાં, ઘાડયાં ગિરિવરધારી;
નામદેવનું છાયુ છાપરૂં, વહ્યું ત્રિલોચન વારીરે; કૃપાકરો૦ ૧૫
દ્વારપાળ બળિ ચોપદાર, ઉગ્રસેન સારંગપાણી;
પાંડવનાં દાસત્વ કર્યાં, બહુ વેદે વાત વખાણી;
કુબ્જાકાંત પત્ની પારથની થઇ પ્રભુ પાયું પાણીરે. કૃપાકરો૦ ૧૬
પંચાળીનાં પટકુળ પુર્યાં, જનનું સંકટ કાપ્યું;
ધ્રૂવજી બાળક દુખિયો લહી, દામોદર દરશણ આપ્યુ;
ચંદ્રહાસને વિષ કરી વિષયા, રાજ અચિતવ્યું આપ્યું રે. કૃપાકરો૦ ૧૮
પ્રલ્હાદનું વચન પ્રતિપાલ્યું, ભિષ્મપ્રતિજ્ઞા રાખી;
અંબરીષનું મહાત્મ વધાર્યું, દ્વિજને નીચો નાખી;
હાર હુંડી મોસાળાદિક, નરસૈયાનાં જગ સાખી રે. કૃપાકરો૦ ૧૮
ગોપીજનના નાચ નચાવ્યા, નાચ્યા ગિરવરધારી;
કરમા ખીચ વિદુરની ભાજી, જમીયા વ્હાલ વિચારી;
જુંઠા ફળ સબરીનાં ગુત, દેવનું આરોગ્યા વારીરે. કૃપાકરો૦ ૧૯
એવાં અનેક કારજ. ભકત તણાં કીધાં ભગવંત;
પાવન થાવાને મેં ગાયા, હું નથી ભકિતવંત;
પતિત પાવન કર્યા ઘણા, હવે દાની મુજપર ચંતરે. કૃપાકરો૦ ૨૦
ઉત્તમ અધમ અધમને ઉત્તમં, આપ કરો શી વાર;

જેવો તેવો દાસ તમારો, હું છું નંદકુમાર;
રૂડો ભુંડો કરો ગ્રાહ્ય તે, અવર નથી આધારરે. કૃપા કરો૦ ૨૧
અખીલ દોષતણો દરીયો છું હું સુભ કૃતિ સ્વલ્પ ન મ્હારી;
કોટી કલ્પે ગતી ઘટે નહિં, જોતાં ન્યાય વિચારી;
તો તરાય મેં કેવળ પ્રમેય, બળ તારો ગિરધારીરે; કૃપાકરો ૨૨
શિવ વિધિ શેષ સરીખા ભેદુ, ન જાણે જેને વેદ સમસ્ત;
કોણમાત્ર ત્યહાં અલ્પ જીવ હું, માણજન મોથી વસ્ત;
શ્રીગુરૂવલ્લભ સોંપ્યો કહાન, વિચારી ઝાલો હસ્તરે. કૃપાકરો૦ ૨૩
નથી માંગતો સકૃવૃત્તિપદ, સ્વર્ગસિદ્ધ ચોક્તિ;
પ્રપંચ વિસ્મૃતીપુર્વક શ્રીજી, આપો નિજ અજ આસક્તિ;
સુસંગ સંતત શુદ્ધ, પ્રેમલક્ષણા અહૈતુકી ભક્તીરે. કૃપાકરો૦ ૨૪
(૨)

## કાત્યાયનીનો ગરબો.

જીરે એક સમે વ્રજકન્યકાજી, મોહી જોઈ કૃષ્ણસ્વરૂપજી;
મન ઇચ્છા સહુને ઉપનીજી, વરવો વર એ અનુપજી. ૧
કાંઈ સાધન સબળું કીજીયેજી. તો એ કંથ પમાયજી;
કહિ કાત્યાયની વ્રત આચરું જી, વરવા શ્રીવ્રજરાયજી. ૨
માર્ગશીર્ષ માસ પ્રતિપદાજી, વ્રત આરંભનો દિનજી;
સહુ પ્રાતઃકાળ કુમારિકાજી, ઉઠી આનંદ મંનજી. ૩
સામગ્રી પુજનની ગ્રહીજી, કરતિ હરિગુણ ગાનજી;
સખી ટોળે મળી સહુ સંચરીજી, કરવા જમુનાસ્નાનજી. ૪
શ્રી મહારાણીમાં નાહીનેજી, પેહેર્યાં પવિત્ર પટકુળજી;
કરી પુજી દેવી પ્રત્યમાજી, કાલિંદીને કુળજી. ૫
જળ કુંકુમ અબીલ ગુલાલજી, પુષ્પમાળ ધરી સાથેજી;
ધુપ દીપ ભોગ તંબોળ આપીયાંજી, પ્રેમે લાગ્યાં પાયેજી. ૬
કર જોડી કહે સહુ કન્યકાજી, સુણો કાત્યાયની માતજી;
મહા યોગેશ્વરી સુત નંદનાજી, મુજપતી કરો સાક્ષાતજી. ૭
કરે જાપ સર્વ આ મંત્રનોજી, વળતાં આવે ધામજી;
હવીશાન જમે અવની સુવેજી, ધ્યાન સદા ઘનશ્યામજી. ૮
એમ એક માસ પુરો થયોજી, આવ્યો છેલ્લો દિનજી;
સ્વપ્નફળ પામ્યાં કેરી થઈજી, એવું જાણ્યું જુગજીવનજી. ૯
ગોપસંગે ગાયો કરી ચાલતીજી, પ્રભુ આવ્યા જમુનાતીરજી;

જળક્રીડા કરે નગ્ન કન્યકાજી, હરિ ચઢ્યા કદમ લઈ ચીરજી. ૧૦
અબળા અંબર દીઠાં નહિંજી, ચમકી ઉંચુ ભાળ્યુંજી;
દીઠાં વસ્ત્ર વૃક્ષની ડાળમાંજી. પાસે નટવરરૂપ નિહાળ્યુંજી. ૧૧
બાંહે જોડીબાળા કરગરેજી, પ્રભુ ટાઢે કંપે તંનજી;
અમો સર્વ તમારી કિંકરીજી, પટ આપો પ્રાણજીવનજી. ૧૨
શ્રીકૃષ્ણ કહે સુણો સુંદરીજી, તમો નીરાવરણ કયમ ન્હાયાંજી;
વૃતભંગ થયું ફળ શું મળેજી, ઉલટાં દોષે ભરાયાંજી. ૧૩
જો ફળ ઈચ્છો પાપ ટાળિનેજી, તો આવો સરવે બ્હારજી;
સ્ત્રી લજ્જા મુંકી મન ધો ગનથકીજી, કરો સુર્યને નમસ્કારજી. ૧૪
જેમ નાથે કહ્યું ત્યમ સહુ કર્યુંજી, ફળ પામવાની આશેજી;
જોઈ પ્રેમ પ્રસંન્ન પ્રભુજી થયાજી, વર આપ્યો કૃપાનિવાસેજી. ૧૫
જાઓ રાસ રમશો મુજ સંગમાંજી, પતિ તમારો થાશજી;
એમ કહી સહુ અંબર આપિયાંજી, પુરી અબળાની આશજી. ૧૬
એમ કહી કૃષ્ણ ગૌ ચારવા ગયાજી, ગોપી આવ્યાં સહુ ઘેરજી;
જે ગાય શીખે ને સાંભળેજી, તેહેને દયાનો પ્રીતમ કરે મેહેરજી. ૧૭

( ૩ )

## પંદરતીથી.

### ગરબો.

સુણો ઓધવજી, પ્રેમતણો પંથ અથમ તમો શું જાણો;
સ્નેહસાગરનું, નથી પીધું પય ત્યાંલગી જોખ વખાણો. ટેક.
જુઓ પ્રતિપદ યરા જેનો માંડો, તે પુરૂપ અમો માન્યો દીઠો,
કહાં યોગ કરે તે ઉર એઠો. સુણો ઓધવજી. ૧
બિજ વાવ્યું સ્નેહ સુખ છે જાણી, ઉગ્યું આનંદ વૃક્ષ સિંચે વ્રેહપાણી;
ફળ્યું ત્યારે લણ્યું કુબજા રાણી. સુણો ઓધવજી. ૨
ત્રિજ ગત્ય મારી તનથી એહવી, કપટી કથે કીધી જેહવી;
મળી કિંકરી કંસતણી તેહવી. સુણો ઓધવજી. ૩
ચતુર્થી ચતુર એને લેહેતી, નામ સુઘડ રાય સરવે કેહેતી;
પ્રભુ [illegible]ંતે ચતુરાઈ મેહેની વેહેતી. સુણો ઓધવજી ૪
પંચ મિ[illegible]થ્યા નવ કહે આજ લહ્યું, પ્રીત ના કરિયે કયહુ સરવે કહ્યું;
અમો ના [illegible]પવમાન્યું તે દુઃખ સહ્યું. સુણો ઓધવજી. ૫
[illegible] કૃષ્ણમાં સોવું, અમારે ભાગ્યે આવ્યું રોવું;
પછી સહુને સુ[illegible]ઇદ્રોખ દોહેવું. સુણો ઓધજી. ૬
સોકયને વાટે પતિ[illegible]

સખી મીરાંના હરી તાજ લહુ, તમને તજી કયહુ નહિ જોયે કહ્યું;
એમનું કહ્યું એમનો પાસ રહ્યું. સુણો ઓધવજી. ૭
અષ્ટ મેલાપ હાવાં નથી થાવો, દાસીના સંગીથી શો દાવો;
ભલું અમને દુખ એને લ્હાવો. સુણો ઓધવજી. ૮
નામે તે નેહ નથી એને, અમો સ્નેહવાળાં પડ્યાં વશ વ્રેહેને;
નહિ જાણે વિયોગ પિસ્હેને. સુણો ઓધવજી. ૯
દશમી અમો જાણી સરસ સાધી, તેનું ફળ આ વ્રેહની પીડ લાધી;
તેની ઝાળે નિરાદીન દેહ દાધી, સુણો ઓધવજી. ૧૦
એક આદ્ય શ્રીકૃષ્ણ અમો સેવું, અન્ય કોયથકી નથી લેવું દેવું,
અગને નિશ્ચે મુઝ એવું, સુણો ઓધવજી, ૧૧
દ્વાદશ માસ સુખ દીધું શ્રીજી, તેમાં શર્દરતુની ગત બીજી;
રતીરસમાં ભીંજવી ને ભીજી, સુણો ઓધવજી. ૧૨
તેરસ હાવાં અમો ક્યાં મળીયે, ક્ષણું ક્ષણું સુખ સાંભરે ને બળિયે,
ખાધી સાકર લુણ કહો કેમ ગળિયે, સુણો ઓધવજી. ૧૩
ચ્યોંદશ જેનુ જ્યાંહાં ચિત્ત ભમે, નવયોગ સાધે તે સારૂ સમે;
હમારૂ મન સદા શ્રીહરિમાં રમે, સુણો ઓધવજી. ૧૪
પુન્ય મેં કીધું પણ નહિં પુરૂ, મલ્યું રત્ન અમુલ્ય ગયું દુરૂ,
પેહેલું સુખ પામી હાવાં ઝુરૂ, સુણો ઓધવજી. ૧૫
એમાં સર્વ તીથી સોળે આવી, કહે વિયોગરસભરી નિત ગાવી,
તેથી દયાનો પ્રીતમ તસે ઊર આવી, સુણો ઓધવજી. ૧૬

(૧-૨)

## બાળલીલા.

### ગરબો.

કુંવરને પારોની વૃજરાણી. ટેક.

સહુ વૃજનાર મળીને આવી, શ્રી જશોદાજીને બાંમરે;
લાડકવાયો પુત્ર કરવો કયમ, વસિયે ગોકુળ ગામ કુંવરને. ૧
એક કહે જળ ભરવા જાઉં ત્યારે, ઘરમાં પેસે ગિરધારીરે;
માનશો નહી પણ માડી કહું તમે, સાંભળોને ગતિ મ્હારી કુંવરને.
સ્માંચ્યુ સંતાડ્યું હોય જે મ્હારૂ તે, ક્ષણમાં શોધી કાહાડેરે,
પોહોચે નહી તો પિંડા માંડને, તેથી ન પોહોચે તો પાડે કુંવરને. ૬

ત્યારે માતાજી એમ બોલ્યાં તમે, ચાતુર થઈ કાં ચુકોરે;
જ્યાં એની દૃષ્ટ પડે નહીં વસ્તું, ત્યાં અંધારે મુકો. કુંવરને. ૪
યશોદાસું વિનતા કહે વાણી, મૂકી જોયું અંધારામાંહેરે;
એને શી ચિંતા થાય અજવાળું, જઇ ઉભો રેહે જાંહે કુંવરને. ૫
કૃષ્ણમાત ત્યારે એણી પેરે બોલ્યાં, ઘેલી ગોપી શીદ શોચેરે;
મહી માખણ ઊંચું શીકે મુકો, ત્યાંહાં બાળક નહીં પોહોચે કુંવરને.
તવ બોલી એક બાળાઆવી, હું શીકાની ગાય દેખાડુંરે;
શાણા સુતના જુવો પરાક્રમ, થાએ અંતર ટાહાડું. કુંવરને ૭
લાકડી લઈ ઊખળપર ચઢીને, શીકેથી લઇ સહુ ખારે;
સખાને આપે તેથી વધે તો, માંકલડાંને પાય કુંવરને. ૮
માતા કહે એ બળથી ન પોંહોચે, એવું ઊચું તમે બાંધોરે;
મટુકીતણું મુખ વસ્ત્ર બાંધી, સોય દોરડે લઈ સાંધો કુંવરને. ૯
હજુ તમો પણ લક્ષણ લાડવાયાનાં. ન જાણો માતરે;
ઘરમાં ગરીબ એ બારણે ખીજો, વીતે તે જાણું વાત કુંવરને. ૧૦
એક સખાની ખાંધે ચહીને, અતી ઉંચું પણ ચાખેરે;
તેથી ન ફાવે તો દોહોણી કરે કાણી, ધારતળે મુખ રાખે કુંવરને. ૧૧
ત્યારે માજી કહે બાળકને, હું કહી રીતે ખાળુંરે;
મહી માખણને મુકી મજીસમાં, દોની ત્રિયા તમે તાળું. કુંવરને. ૧૨
એક કહે માંડી એમ કરે તો, થાય છે બમણું જાનરે;
ખાવાના પામે ત્યાં ખીજી દે ગાળો, ભાંજે પાત્ર ખડુ કહાન. કુંવરને. ૧૩
કાંઇ ન ચાલે તો છોડે વાછરડા, વેળા વના ધવરાવેરે;
સુત બાળકને જઇને જગાડે, ચોહોંટિયો દેઇ રડાવે. કુંવરને. ૧૪
એવું સાંભળીને કહે રાણીજી, દેશ શિખામણ બાઇરે;
મંદિરમાં પેઠા દેખો તો, લાવજો એહને સાહ. કુંવરને. ૧૫
અરે માત મેં એક દીવસ તો, સંતાઇ આવતો હેરચોરે;
પેશી સદનમાં ખાવા વલુંધ્યો, એટલે જઇને ઘેરચો. કુંવરને. ૧૬
મેં કહ્યું ચોર આજ આવ્યો દાવે, નહિં જાવાદઊં ગ્રહેશરે,
મરડી મુંછ એણે કહ્યું મુજને, હું જાશ તું જોઇને રેહેશ. કુંવરને ૧૭
કરી કળા એકતો મહિ ભરિયું મુખ, એટલે જઈ મેં ઝાલ્યોરે;
કરચો કોગળો માહારી આંખમાં હું. ચોળવા રહી એ ચાલ્યો. કુંવરને ૧૮
એક કહે મેં ઝાલ્યો હુતો આજ, તોપણ એ નવ ગાંઠ્યોરે;
ત્રોડી મુજ મુકતાફળ માળા, હું વિણવા રહી વહાલો નાઠો. કુંવરને. ૨૦
એવું જોઈ જશોદાજી બોલ્યાં, હાંવાં સાચાં સહુ હોસેરે;

માહારો લાલ માહારા ઘરમાં પોઢયો, આવરો જાગી તો જોશો. કુંવરને.૨૧
એવું કહેતાં પ્રભુ આંગણે આવ્યા, નિંદ્રામથી ઉઠીરે;
જશોમતી કહે જુઓ આ મારો બાળ, યુવતિ સરવ તમે જુઠી. કુંવરને.૨૨
પ્રેમ કટાક્ષે કરિ સહુ કામનિ, સામું શ્રીકૃષ્ણે જોયું રે;
લોટ પોટ થઈ ગઇ સહુ લલના, પ્રીતમમાં મન પ્રોયું. કુંવરને. ૨૩
સાહામાં સાહામી લોચન મળતાં, કરી સમસ્યા છાનીરે;
સરવે કહ્યું આવજો માહારે મંદીર, મોહને લીધું માની. કુંવરને. ૨૪
ગોપી ગોવિંદની ગત ન્યારી, શું જાણે સંસારરે;
હૃદયે હેતને વદે વદનથી, કોણ લહે તેનો પાર. કુંવરને. ૨૫
શીખે સાંભળે ગાય એ ગરબો, શ્રીકૃષ્ણ બાળ ચરીત્રરે;
કહે દયો પ્રભુ પ્રસન થાય તેને, પતીત થાય પવીત્ર. કુંવરને. ૨૬

(૨)

---

## પ્રેહ વિલાસ.

### ગરબો.

ઓધવ અલબેલાને કહેજો, જયમ હમો કાહાનિયેરે લોલ;
હવાં તો હદ થઇ છે નાથ, કે ગોકુળ આવિરે લોલ. ૧
કોટી કલ્પસમી પળ જાય, દિન કેવડા કહુંરે લોલ;
માસ વરસ એમ વીતે વાલમ, દુઃખ કેટલું સહુંરે લોલ. ૨
હાવાં નથિ રહેવાતું નાથ, કે કહું કરગરીરે લોલ:
પાયે પડું છુ પ્રાણજીવન, કે પાલવ પાથરીરે લોલ. ૩
તાલાવેલી લાગી તંન કે, મન તમમાં ભમેરે લોલ;
બોલ્યું વેણ બિજા કોનુ પણ, અમને નવ ગમેરે લોલ. ૪
નથિ મુને ખાનપાનનું ભાન કે, નિદ્રા ના મળેરે લોલ;
આઠ પોહેર વિચારે જાય કે, કાળજડું બળેરે લોલ. ૫
વ્યાકુળ થઈ છું પ્રીતમ પાખી, કળ ન પડે ક્ષણુરે લોલ;
એ દુઃખ કોઇને નવ કહેવાય, કે અકળાઇયે, ઘણુંરે લોલ. ૬
અનુભવી જાણે એ દુઃખ બાકી, સહુ ઘેલાં કહેરે લોલ;
પીડા પ્રીત તણી વ્યાપી ત્યાંહાં, ડાહાપણ ના રહેરે લોલ. ૭
કાનુડે કાળજડું કોરયું કાંઈ મુને નહીરે લોલ;

પ્રેમ કટારીનો ઘા પાકય, ચડ્યો રૂજે નહીરે લોલ. ૮
ક્ષણુક્ષણુ વ્હેમાણે છુદાય કે, રૂઝ કહો કેમ વળેરે લોલ;
મલમ મળે જો મોહન મેળાપ, કે દુખ સહુ ટળેરે લોલ. ૯
ઓધવજી કુંજનું સુખ સઘળું, કયમ શકીએ કથીરે લોલ;
પણ લીલા પ્રગટ કરી કાંઇ, કહેવાતી નથીરે લોલ. ૧૦.
અબળા અંતરની અભિલાખા, નાવે કહેણુમાંરે લોલ;
પીયુજી પુરણુ કરતા તેહ, શું વરણું વેણુમાંરે લોલ ૧૧
ઓધવ સ્નેહતણું દુખ સગપણથી, અધિકું ઘણુંરેલોલ;
અનુભવિનું અંતર જાણે, મુખડે શું ભણુંરે લોલ. ૧૨
અણુમળતાં શું એક પ્રીત, જોખમ જીવનુંરે લોલ;
કોને કહિયે થયું અમારે, કરતવ દૈવનુંરે લોલ. ૧૩
ઓધવ આ દુખથી ઘણું સારૂં, મરણુ આવી બનેરે લોલ;
જીવ તો જાય તરત પણ અટકયો, આશ આવ્યાતણેરે લોલ. ૧૪
આગળથી નવ સમજ્યા એમ જે, પીડા પ્રીતમાંરે લોલ;
આ તો આનંદસાટે ઉદ્વેગ, દીઠા રતિરીતમાંરે લોલ. ૧૫
નથી એ કષ્ટતણો ઉપાય કે વ્હાલાજી વીનારે લોલ;
માટે કહેજો જેમ ત્યમ આવે, હરિ ભુલી ઘુનારે લોલ. ૧૬
અબળા જન અમો અવગુણખાણ, શું તમો નથિ જાણતારે લોલ;
ગુણસાગર છો ગીરધરલાલ, રખે ઉર આણતારે લોલ. ૧૭
હૈયાનું હાર્દ સમજો છો, શું કહિયે કર્યારે લોલ;
જાણીતા થઇને દુખ દોછો એ, ઘટતું નથીરે લોલ. ૧૮
પ્રેમતણી પોથીનો પાર, ઊધવજી ના મળેરે લોલ;
જેમ તેમ કરજો એહ ઉપાય, કે વાલમજી વળેરે લોલ ૧૯
સંદેશામાં શી શી વાત કહો, અમે કહાવિયેરે લોલ;
માટે દાસ દયાના પ્રીતમજી, ઘેર આવિયેરે લોલ ૨૦

(૧-૨)

## મનપ્રબોધ.

### કક્કો.

કક્કા કોટી કારજ છાંડીનેરે, ભજિ લો શ્રીકૃષ્ણ કૃપાળ;
નહિં તો પાછળ પસ્તાવો થશેરે, આવીજાશે અચાનક કાળ. ૧
ખખ્ખા ખોટું સહુ શ્રીહરીવિનારે, આદ મધ્યે અંત્યે દુઃખરૂપ. ૨

અનુભવી વાત કહું છું હું પ્યારીરે, માટે સમજો આગારસ્વરૂપ. ૨
ગગ્ગા ગુરૂ હરી હરીજન એકછેરે, રખે રાખો મનમાં ભ્રાંત;
સેવો સાચે સ્નેહે વિવેકશુરે, સરવે શાસ્ત્રનું એજ સિદ્ધાંત. ૩
ઘઘ્ઘા ઘડી લાખેણી જાયછેરે, જો તું જાણી શકે તો જાણ;
હરિ ભજવાનો અવસર નહિં મળેરે, ફરી થાયછે મોહોટી હાણ. ૪
નન્ના નિર્ભય પદ નંદલાલનુંરે, એથકી સહુ ઓછું જાણ;
પક્ષ રાખીને વચન વદનો નથીરે, મુંને માતપીતાની આણ. ૫
ચચ્ચા ચતુર તુંને ત્યારે કહુંરે, ચીત ચરણ ચતુરભુજ રાખ;
નિત સેવા સમરણ સતસંગનારે, રહી કૃષ્ણ શ્રીકૃષ્ણ તું ભાખ. ૬
છછ્છા છેલછબીલા લાલશુંરે, શીઘ્ર જોડો સાચી પ્રીત;
કરતવ કાંઇ પછે તાહારે નથીરે, તાહારી સરવે વાતે જીત. ૭
જજ્જા જગજીવન જાણ્યા નથીરે, જાણ્યું સરવે તોયે તું અજાણ;
પ્રેમે પુરૂષોતમ પુજ્યાવિનારે, થયે પંડીત નહિં કલ્યાણ ૮
ઝઝ્ઝા ઝપટ કરી હરી ગઈછેરે, ફરી મળવો નથી આ દીન;
રંકને લંક મળી જાયમ લુટવારે, તેમ તુંને મળ્યું એ ધન્ય. ૯
ટટ્ટા ટોપી તીલક માળા ધરીરે, તોયે તજ્યાં નહીં કપટ કુટેલ;
વૈષ્ણવવેશ ધરી વાહી વિશ્વનેરે, ક્ષણું કીધી નહીં હરીસેવ. ૧૦
ઠઠ્ઠા ઠાલાં થોથાં સંસારનાંરે, કરે કંઇપ ન આવે પાર;
અમુલખ અવસર એળે જાયછેરે. વહેલો ભજિ લે નંદકુમાર. ૧૧
ડડ્ડા ડાહ્યો ઠર્યો સંસારમાંરે, તેણે શું સર્યું તારૂં કામ;
માર ખાતાં મોહોડું ભાગી જસેરે, માટે ભજિ લે સુંદરશ્યામ. ૧૨
ઢઢ્ઢા સુંઢણુ કે શ્રીહરી ગાઈ લેરે, ક્યાંહાં લગી ઢણકાસે આ ઢોર;
થાક્યા જગકિંકર તુંને કુટતારે, તોયે તું નવ થાક્યો નઠોર. ૧૩
ણેણા રાજપાટ ઘણાં ભોગવ્યાંરે, ઘણાં ભોગવ્યાં નર્કનાં દુઃખ;
જાણે તો બાકી કાંઇ રહી નથીરે, હાવાં તો હરી ભજ થાય સુખ. ૧૪
તત્તા તું ત્હારૂં ચેત્યો નહીંરે, શીખ્યો સર્વ આવરને કાજ;
સુબળ જ્ઞાન બતાવે અન્યનેરે, તુંમાં અંધારૂં ઝાઝ. ૧૫
થથ્થા થાવર જંગમ સર્વમાંરે, જાણી લેજે શ્રી હરિનો અંશ;
મન ક્રમ વચને દયા સહુપર ધરોરે, રખે કરતા કોઇનો ધ્વંશ. ૧૬
દદ્દા દોષ સર્વ નીજમાં લહોરે, જાણો સાહામાં સર્વને શુદ્ધ;
અન્યનો અંતરગુણ નાણિયેરે, એ છે ભવ તરવાની બુદ્ધ. ૧૭
ધધ્ધા ધિકધિક ધન ઢંગ જાણજોરે, ધિક વિદ્યા ધિક સ્ત્રી ધામ;
સરૂપ સુઘડતા ધિક વૈભવ સહુરે, તાહારાં જો ન ભજ્યા ઘનસ્યામ. ૧૮

પપ્પા પોથાં ભણી પંડીત થયો રે, ધાર્યું પુજાયો જગમાંહે ;
જગતના પુજ્યને તેં પુજ્યા નહીં રે, અન્યા તારૂં ઠેકાણું ક્યહે. ૧૯
ફફ્ફા ફેરો પડ્યો અવતારનો રે જ્યારે ગાયા નહીં ગોવિંદ ;
એળે ખોયો દુર્લભ દેહ માનવી રે, તારૂં ઊંધું કમ મતિમંદ. ૨૦
બબ્બા બાપ ત્હારો ત્રીભુવનપતી રે, જેને ઘેર ત્રિલોકનું રાજ ;
પુત્રપણું જાણવી જો સેવો પિતારે, તિના સારે સઘળાં સહુ કાજ. ૨૧
ભભ્ભા ભક્તિ કરી ભગવંતની રે, તેનું ધન ભાગ્ય ભવમાંહાય ;
ઇશ અનંત કોટી બ્રહ્માંડના રે સદા રહે તે જન ત્યાંહ. ૨૨
મંમ્મા મોટાથી મોટું તાણું રે, કળીમાં શ્રી કૃષ્ણનું નામ ;
સાધન સરવેતણું એ શિરોમણી રે, શ્રમ વિના મળે ઘનશ્યામ. ૨૩
યયા યત્ને પ્રયત્ને નાસજો રે, તમે દુષ્ટ સંગથી દુર ;
ભાવ ભક્તિ હરી ભુલાવશે રે, ક્ષણમાં ચાવી કરશે ચુર. ૨૪
રરૂા રસિક શિરોમણી શ્યામસું રે, તુને લાગે જો સાચો રંગ ;
સેહેજે સર્વ સુખ આવી મળે રે ત્હારૂં દુઃખ સર્વ થાય ભંગ. ૨૫
લલ્લા લોક તથા પરલોકમાં રે, સુખ શ્રી હરિ સમરેથી થાય ;
કૃષ્ણકૃપા પાખે કાંઇ ના બને રે, બીજા કરિયે કોટી ઉપાય. ૨૬
વવ્વા વાત સિદ્ધાંતની સુણ કહું રે, જાણે સહુથા વડો વિશ્વાસ ;
તે પ્રૌઢ જેહેને શ્રી હરી ઉપર થયો રે, તે તો શિરોમણી હરિદાસ. ૨૭
સસ્સા સાર સર્વનો એ છે રે, કરવો સાચો સદા સતસંગ ;
નીચ નીર અતી નગર ગલીતણું રે, જુઓ ગંગ મળે થાય ગંગ. ૨૮
હહ્હા હાથ ઘસીશ પાછળથી રે. નિશ્ચે પળ જથી મા પરતાશ ;
પાય લાગી કહું પાલવ પાથરી રે, ભજી લે શ્રી અવિનાશ. ૨૯
અયા તુંને અનેક વાતની એક કહું રે, જેથી થાય અતી આણંદ ;
કોઇ પ્રાણીને કલપાવીશમાં રે, નિશદિન ગાજે તું ગોવિંદ. ૩૦
ક્ષક્ષા અલૌકિક મન પ્રબોધનો રે, જે કોઇ શીખે સાંભળે ને ગાય ;
કહે દયો દાસ શ્રી વલ્લભદેવનો રે, તેહેનાં સહુ કારજ સિદ્ધ થાય. ૩૧

( ૨ )

## અકળ કળા.

### ગરબો.

હરી તાહારી અકળ કળા ન કળાય રે,
મોટા સમ્રથ જેમાં ભ્હવાયા. હરી. ટેક.
ભુલ્યા હળધર તાલી ગાણતાં રે, દાખી લીલા તેના ખણે ભણતાં રે ;

વહરવું દીસે છે ઝાઝું છાણતાં, હરી તાહારી. ૧
ભુલ્યાં લક્ષ્મી આપ અરધંગ રે, છાવ્યાં રૂપ દેખી નરસંઘ રે;
કળે કોણ નવા નિત્યે રંગ, હરી તાહારી. ૨
છાવ્યા શંકર મોહની છેક રે, ન રહ્યું જ્ઞાન ધીરજ વિવેક રે;
તારી માયાથી બચ્યો તું એક, હરી તાહારી. ૩
ભુલ્યાં ઉમિયા રામલીલા જોઇ રે, ભૃમબામની શોધે ન રોઇ;
સીતા રૂપ ધરી પત ખોઇ, હરી તાહારી. ૪
સુરાસુર મળી સિંધુ વલોળો રે, ત્યારે ગણેસ મંદ્રાચળ ઓળ્યો રે;
ફાંફા કાં પડિયા કછપ રૂપે તોળ્યો, હરી તાહારી. ૫
પ્રગટાવ્યા છે પ્રારથના કરિને રે, વળી ગર્ભસ્તુતી કરી ફરીને રે;
તે બ્રહ્મા ગયા વાછરૂ હરીને, હરી તાહારી. ૬
ભુલ્યા નારદ નૈષ્ઠિક બ્રહ્મચારી, હરી રૂપે વરવા માગ્યું નારી;
જ્ઞાની પામ્યા ત્યાં આવ્યા મોરારી, હરી તાહારી. ૭
ભુલ્યા ગરૂડ નાગ પાસ ભાળી રે, ભુંડી બુધ્યે બ્રમણા ટાળી રે;
કહ્યો મોહન પોતાનો વાલી, હરી તાહારી. ૮
ભુલ્યા જનક વસિષ્ટ મહાજ્ઞાનિ રે, મુંગ્યા થાપી પરસ્પર ધ્યાની રે;
જુઓ દ્વૈત કર્યું ક્યાં હાની, હરી તાહારી. ૯
શિક્ષા પામ્યોછે ધન વરસાની રે, માગ્યું પારિજાત ના આપ્યું લાવી રે;
પ્રહાર પામ્યો ત્યારે શુદ્ધી આવી. હરી તાહારી, ૧૦
ભુલ્યા શુક્રાચારજ થઇ શાણા રે, હરી જાણી ભુલ્યા ગરવ વ્હાણા રે; ૧૦
ધર્મ રોધ કરે થયા કાણા. હરી તાહારી. ૧૧
અજામેલ વેળા કહી દીન વાણી રે, ગુરૂસુત માગ્યો ન આપ્યો આણી રે;
જમને ઝુડ્યો ત્યારે જોડ્યા પાણી. હરી તાહારી. ૧૨
રામાનુજ ભુલ્યા ઇશ વખાણી રે, અટક્યા સ્વામીથી હઠ વેદ તાણી રે;
નાખ્યાં દુર કર્મ ઝટ જાણી. હરી તાહારી. ૧૩
ઝાઝું છાણતાં તો નિંદા ભાખે રે, અનાશ્રીતને અવળું ભાસે રે;
સુધું સમજતાં સંધે નાસે. હરી તાહારી. ૧૪
તારી માયાનું બળ છે અપાર રે, કાંહાંને કહિયે ભુલ્યો સંસાર રે;
તાહારે શરણે આવ્યો નિરતાર. હરી તાહારી. ૧૫
હરીજન માયાથી ન મોહાય રે, હરેરેથી આપડિયું પાય રે;
દયો દીનતાએ હરી ગાય. હરી તાહારી. ૧૬

(૩)

---

# મોહનીસ્વરૂપ.

## ગરબો.

અકળ કળા શ્રીઅવિનાશનીરે, તેહનો પાર ન પામે કોય;
શિવ શરખા જેમાં ભુલા પડયારે, તેથી કોણ વડેરૂં હોય. અકળ.ટેક.
એક સમે સુણો શ્રી માહાદેવજીરે, આવ્યા વૈકુંઠ વિષ્ણુની પાસ;
દરસણ કરી હરીનાં હરબોલીયારે, એક ચરિત્ર જોવા ચિત આસ. અક. ૧
વાત મિસે મિસે કાહાડી માહારૂદ્રજીરે, પ્રભુ સમુદ્ર મથાવ્યો જેવાર;
ત્યાંહાં તમો મોહનીરૂપકોહો ક્યમ ધર્યુંરે, સુર અસુર છળ્યા શે પ્રકાર અક. ૨
એજ ઇચ્છા છે માહારે બહુ દીનની રે, મુને દેખાડોને તેહ સ્વરૂપ;
એવાં વચન શિવજીતણાં સાંભળીરે, વળતા બોલ્યા ત્રીભોવન ભુપ. અકળ. ૩
સાંભળો શંકર વાત વિવેકની રે, તેહ છે મોહની માયાનું અંગ;
તે નિરખ્યાની ઇચ્છા રખે રાખતા રે, તે તો ધ્યાન ધીરજ કરે ભંગ. અકળ ૪
ત્યારે માહાદેવે માધવને કહ્યું રે, ના ના હું નહીં ચુકું લગાર;
જાણું છું માટે કદાપી નહિં ભુલું રે, દેખાડો મુને હાંસ અપાર. અકળ. ૫
એહવું કહ્યું શીવે ત્યારે હસ્યા હરીરે, ભલું દેખાડીશું કોઇ દીન;
એમ પરસ્પર બેહુ જણા બોલતાં રે, ત્રીજું રૂપ ધરયું મોહન. અકળ. ૬
એક અનુપમ પુષ્પની વાટિકા રે, તેની મધ્યે દીઠી એક નાર;
સુંદર શોળ વર્ષની સુંદરી રે, શ્યામા સ્વરૂપ તણો ભંડાર. અકળ. ૭
ચંપક વરણું તનનો ચપળ ઘણું રે, સામુદ્રિક લક્ષણ પુર્ણ;
ગુણ ગંભીર ગોરી ગરવે ભરી રે, કરે મહા મુનીનાં મન ચુર્ણ. અકળ. ૮
જરકસી કોરનો સુંદર સાળુડો રે, જેમાં ઝીણો કસુંબી રંગ;
અનુપમ રીતે ઓઢયો અલબેલિયે રે, જેમાં ભાસે ગોરૂં સહુ અંગ. અકળ. ૯
વેણી લાંબી સિખ શેષ સરીખડી રે, ફેણ મણી જાણે છે સીસફુલ;
સેંથો સિંદુરે પુર્યો છે સોહામણો રે, ઉપર દામણી દીપે અમુલ. અકળ. ૧૦
મોતી જડિત્ર મનોહર ચોહોટલું રે, મૃગ મદની ટીકી ચિત ચોર;
સુંદર ભાળ વિશાળ બિરાજતું રે, મદમાતીનું જોબન જોર. અકળ. ૧૧
ભૃકુટી કમાન સમાન છબીલડી રે, રતનાળાં લોચન રસકુપ;
દીર્ઘ અણિયાળાં ચપળ મન હર્યું રે, છે કટાક્ષ કટારીનું રૂપ. અકળ. ૧૨
નાસિકાવાળી ઝુમઝુ ઝુમે ઝુમખે રે, વેસર મુકતા છે લખુસી સુંઢાળ;
અરૂણું અધરની ઉપર સુંદર લળકતું રે, જોતાં જોગી ચળે તત્કાળ. અકળ. ૧૩
મંદ મધુરૂં મધુરૂં હાસ્ય કરે રે, ઝળકે દાડમ બીજસા દંત;
કુંદની રેખા બે દંતમાં દીસતી રે, ચળકારામાં ચોરે ચંત. અકળ. ૧૪

ચારૂ ચિબુક ગાલે છે હડૂ ટપકતું રે, બીજું ગાત્ર ત્રીજું અદભાલ;
ત્રણ બિંદુની શોભા હું શી કહું રે, ત્રાજુંડુ ત્રીલોકી ગત જાળ. અકળ. ૧૫
ઝુમ જુગલ મણી જડિત કનક તણી રે, કર્ણફુલ પાંનડીઓનો ઝુમ;
ચોટલો ગોફણે ગુંથીને ધમકતો રે, ઘણો ઘુઘરી કેશ ધચુમ. અકળ. ૧૬
કોટી સુરજ સરખા વદને ઓવારિયે રે, સુંદર મુખડું રૂપ નિધાન;
અલકની લટ ઝુકી રહી મંડપેરે, મધુરૂં મધુરૂં કરતી ગાન. અકળ. ૧૭
રંગ તંબોળ ચોંટયો મુખ ઓલસે રે, મૃગાનયણીનો વાંકો મોડ;
જરકસી ચુંદડીની છે કાળી કચુંકી રે, કસી કસોને પ્હેરી કરી કોડ. અકળ. ૧૮
તુરા તનમનિયાં હેમની હાંસડી રે, ગાંદળિયાં અરીસો ચિત માળ;
ચંપકળી ચંદનહાર ઓમેરનો રે, મુક્તાફળ માળા વિશાળ. અકલ. ૧૯
કંકણ સહિત કનક કરચુડલો રે, મનગઠ જવ ને ખજોડાની સાથ;
વાંક વીંટી બાજુબંધ બેરખા રે છલ્લા આરસી રહી છે હાથ. અકળ. ૨૦
સિંધ સમાન કટી મેખળા રે, પાયે નેપુરનો ઝણકાર;
સાંકળાં કલ્લાં કાંબી અણુવટ વીછુવા રે, નહિં નખશીખ શોભાનો પાર. અકળ. ૨૧
અલબેલી આંખ આંજી અનુપમ બની રે, પુષ્પહાર કંઠે ગજરા પાણ્ય;
ભાલ ગુલાલ બેદી મહાવર પાનીયે રે, મેંદી હાથેલીમાં જાણ્ય. અકળ. ૨૨
ક્રીડા કંદ્રપ કર કુંસુમતો કામનો રે, ગૃહી લીલા કરે તેની સંગ;
ઝાલે ઊછાળે પુઠ ફરે પ્રેમદા રે, તેહને મિષે નચાવે છે અંગ. અકળ. ૨૩
મંદ સુગંધ સમીર શીત વહે રે, શશી ઊદિયો રવી પામ્યો અસ્ત;
તે સમે શિવજીયે દીઠી એ સુંદરી રે, ચાલ્યા હરાયા છોડાવીને હસ્ત. અકળ. ૨૪
મોહની જોતાં મોહ્યા માહાદેવજી રે, પુછ્યું નહિં પ્રભુને જે એ કાણ;
ભુલી ગયા સુધ બુધ શરીરની રે, લાગ્યાં નેનકટાક્ષ મોહ બાણ. અકળ. ૨૫
સમજ્યા નહિં જે એ કહી તે મોહની રે, એવો વ્યાપી છે અંગ અનંગ;
પુષ્પના બાગમાં પેઠી બળે કરી રે, લજ્જા મુંકી ક્રીડવા કરવા સંગ. અકળ. ૨૬
એવામાં વાયુ વાહ્યો ત્યાં વેગે કરી રે, ઉડયું વસ્ત્ર દીઠું સહુ શરીર;
ત્યારે તો આતુર અતી મળવા થયા રે, રૂપ જોતાં રહી નહીં ધીર. અકળ. ૨૭
ક્રીડતાં અંબર રહ્યું ઉપડું રે, નથી તો પણ શરીરનું ભાન;
એમ વિકળ વ્રેહ વિહ્વળ થઈ ગયા રે, લાગ્યું મોહની મળવાનું તાન. અકળ. ૨૮
જોર કરે તોયે જુવતી ઝલાય નહીં રે કહાડે હડી તોહે આવે ન હાથ;
પાસ દેખે પણ સ્પર્શ થતો નથી રે; બહુ ભ્રમીત થયા સ્ત્રી સાથ. અકળ ૨૯
એવામાં આવી ગઈ ઘટ વૃક્ષની રે તેવામાં આવ્યો વળી પવંન;
વિનતાનાં વસ્ત્ર ગયાં સહુ નીસરી રે, અતિ લજ્જા પામી સ્ત્રીજંન. અકળ ૩૦
લાગી ત્યારે વૃક્ષ ઓઠ લગી રહી રે, શંકર સમીપે આવ્યા ભરવા બાથ.

બાલસ્વરૂપ ભેટનાં રૂપ પ્રગટ કર્યું રે, મુખ જોયું તે વૃષકુંઠનાથ. અકળ. ૩૧
માધવ જાણી ઉમાપતિ લાજિયા રે, હરી બોલ્યા હસીને વચન;
મોહની રૂપ જોયું મોહાદેવજી રે, સુણી શિવે કર્યું નીચું વદન. અકળ ૩૨
વળતી તો જ્ઞાન આણી બોળે ભાળિયું રે, પ્રભુ માયા તમારી અપાર;
અકળ ગતી તમારી તમો લહો રે, બાકી કોઇન પામે પાર. અકળ. ૩૩
ગરબો એ ગાય શિખીને સાંભળે રે, તેને માયા ના પીડે કોવાર;
વલ્લભી વૃષકાનુજ જન દયાશંકરે રે, ગાયા જસ જગદીસના સાર. અકળ. ૩૪

(૨)

## અપરાધક્ષમા સ્તોત્ર.

પદ.

શ્રીગુરૂ શ્રીગોપીજનવલ્લભ, પ્રાણજીવન પ્રભુ માહારા;
કરગરી કર જોડીને કહું છઉં, વંદુ ચરણ તમારા;
હું અપરાધી કોટી કલ્પનો, શરણ પડયો શિરનામી,
તે અપરાધ ક્ષમા કરીયે, શ્રીકૃષ્ણ કૃપા કર સ્વામી. ટેક. ૧
કામિ ક્રોધી લોભી મોહ ગર્વ, મત્સરજ ભરિયો,
દુસ્ટ દુર્ગતી દુઃસંગીધુ, અખિલ દોશનો દરિયો:
થયા નથી છે હું નહી સરખો, થવા નથી અધિનામી. તે અપરાધ. ૨
ચોર ગુરૂતલ્પગ મધુપાની, બ્રહ્મહત્યાદીક કરનો,
રાગી સહીત મહા પાપી પંચય, તેનો હું પણ ભરતો;
આતતાઈ આઘેતિત પામ્યા, પણ મુજ કરતા સ્વામી. તે અપરાધ. ૩
નિર્દય ખળ પાખંડી જુઠો, મિત્રદ્રોહી કટુભાખી.
સાધુ દીનને પીડાકારી, દુર્વ્યસની કાઢી રાખી;
અધર્મ કુકરમી ભરચો અવિદ્યા, સું હું અંતરયામી. તે અપરાધ. ૪
શ્રીગુરૂ શ્રીહરિ સંતની સેવા, કદા કરી નથી પ્રીત,
શ્રીભાગવત શ્રીગીતાજી, આદે ન શ્રવણ શુભ રીતે;
હરિગુણ ગાન નામ રટણ નવ, પ્રપંચ પ્રીત વિરામી. તે અપરાધ. ૫
સંપત સમરણ પુજન વંદન, સર્વ દાસત્વ ન કીધું;
આત્મનિવેદન કરણ ધ્યાન ના, ચરણ કમળે ચિત દીધું;
વિના સાનથી પ્રેમલક્ષણા, ભક્તી સ્વપ્ને પામી. તે અપરાધ. ૬
પરોપકાર કરયો નહીં કો દિન, પરનિંદા બહુ કીધી,
મપરધન પરપત્નીમાં પ્રીતી, મતી ન સુપંથમાં દીધી,
કુંદનલોદર ... બહુ રૂચિ, રહી નિરંતર જામી. તે અપરાધ. ૭

વર્ણાશ્રમના ધર્મ ન સાધ્યા, હરિભક્ત દીન નવ નમિયો;
હરિ અગ્રમર્પિત અભય અવમતું, ઉચ્છિષ્ટ જાતે જમિયો;
અસદ આલાપ અહર્નિશ અશુચી, નીચની કરી ગુલામી. તે અપરાધ. ૮
ચિત્તે વચને કાર્યે કર્મે, જ્ઞાને ભજને દુષ્ટ;
દોષ કુશ બહુ તેથી ભર્યો, હું, તમથી બહિરમુખ ભ્રષ્ટ;
જે દુખ નરક ત્રિવિધ છે, મુજ વૃતી સદા તે સ્વામી. તે અપરાધ. ૯
જન પ્રભુમતિમાં મોહ વસે, અપરાધ અનંત તમારા;
નાનાવિધિના કીધા કેશવ, હજુ ન છુડીત ધારા;
તે કૃત જે મેં કીધાં કરમે, ત્રાસ નરકાંતર ગામી. તે અપરાધ. ૧૦
જપ તપ તીરથ ધર્મ નિયમ વ્રત, યોગ યજ્ઞ સુદાન,
કીધાં નથી નીગમાગમ ચિંતન, ભક્તી વિવેક જ્ઞાન;
નહી સંત સંગાદીક કોઇ સાધન, આયામથી સકામી. તે અપરાધ. ૧૧
પુષ્કરાદી નથી તીરથ કીધાં, શ્રીગંગાદીક નથી નાહાયો;
ક્ષેત્રધામ હરી ભક્ત દરશણ, આતુર થઈ નથી ધાયો;
પરદુઃખ સુણી દેખી નવ દાઝ્યો, કંટકરૂપ હરામી. તે અપરાધ. ૧૨
શ્રદ્ધાયે બ્રહ્મભોજન ન કીધાં, પિતૃશ્રદ્ધા ન સાધ્યાં;
રંક અતિથી નિરમુખ વાળ્યા, આતુર દુખ ન મિટાડ્યાં;
માનભંગ કીધા સજ્જનનાં, કયહું ન થયો હું પ્રણામી. તે અપરાધ. ૧૩
પુજ્ય પુજ્યા નવ સંત સંતોષ્યા, સેવ્યા નહીં ગુરુદેવ,
શ્રીતુળસી ગોપી બળ પુજન, દીન દાતા નહી ટેવ;
મિષ્ટવદિ શતકાર ન સાંભળે, જલ્પી સગર્વ દામી. તે અપરાધ. ૧૪
હવાં સહજ કૃપા કરી શુભગતી, અખંડ દ્યો સતસંગ;
સ્નેહભક્તિ દ્યો ભજન કરાવો, પ્રપંચની પ્રીતી ભંગ;
એકવાર કહો દાસ દયા તું, મારો સદ્ગુણગ્રામી. તે અપરાધ. ૧૫
કર જોડી આ સ્તોત્ર દીન થઈ, પ્રભુ સન્મુખ જે ભણસે;
તેહના સહુ અપરાધ ક્ષમા કરી, હરિ નીજ સેવક ગણસે;
સદા પ્રસંન દયા પ્રભુ રેહેસે, બ્રહ્મધામના સ્વામી. તે અપરાધ. ૧૬

( ૨ )

## પારણું

માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે;
ઝુલે લાડકડા પુરૂષોત્તમ આનંદભેર;
હરખી નરખીને ગોપીજન જાયે વારણે;

અતિ આનંદ શ્રીનંદજીને ઘેર; માતા જસોદા ઝુ૦ ૧
હરિના મુખડાં ઊપર વારૂં કોટિક ચંદ્રમા;
પંકજ લોચન સુંદર વીશાળ કપોળ;
દીપકજ્યોની સરખી દીપે સુંદર નાસીકા;
કોમળ અધર અરૂણ છે રૂડા રાતા ચોળ. માતા જ૦ ૨
મેઘશ્યામ કાંતી ભૃકૂટી છે વાંકડી,
ખીટલિયાળા ભાલ ઊપર ઝુમે કેશ;
હસતાં દંતુડી દીસે બેહુ હીરાકણી;
જોતાં લાજે કોટિક મદન મોહનવેશ. માતાજ૦ ૩
સિંહ નખ જડેલું સુવર્ણ શોભે સાંકળું;
નાજુક આભ્રણ સગળાં કંચન મોતીહાર,
ચર્ણ અંગુઠો ધાવે હરજી બે હાથે ગ્રહી;
કોઈ બોલાવે તો કરે કિલકિલાકાર. માતા જ૦ ૪
લાલ લલાટ કીધો કુમકુમકેરો ચાંદલો;
શોભે જડિત્ર જાણે મરકત મણિની માળ;
જનની જુગતે આંજે અણિયાળી બેઉ આંખડી;
સુંદર કાજળકેરૂં ટપકું કીધું ગાલ. માતા જ૦ ૫
સરવે સોનાનું જડીત્ર મણિમય પારણું;
ઝુનાવે રૂમઝુમ વાજે ઘુઘરીનો ઘમકાર;
માતા વિધવિધવચને હરિગુણ ગાયે હાલડાં
ખેંચે ફુમતિયાળી રેસમદોરી સાર. માતા જ૦ ૬
હંસ કારંડને કોકિલ પોપટ પારણે;
બપૈયા ચકોર ને કાંઇ સારસ મૈના મોર;
રમકડાં મુકયાં રમવાને મોહનલાલને;
ઘમઘમ ઘુઘરા વજાડે નંદકીશોર. માતા જ૦ ૭
મારા કહાનાની સમાણી કન્યા લાવશું;
મારા લાલને પરણાવિશ મોટે ઘેર;
મારો જાયો વરરાજા થઈ ઘોડે બેસશે;
મારો કહાંનો કરશે સદાય લીલાલહેર. માતા જ૦ ૮
મારો લાડકવાયો સખામાં રમવા જશે.
સારી સુખલડી હું આપિશ હરિને હાથ;
જમવા વેળા રૂમઝુમ કરતો ઘેર આવશે;
હું તો ધાઇને ભેટાડિશ રૂદયાસાથ. માતા જ૦

જેનો શેષ શંકર સરખા પાર પામે નહીં,
નેતી નેતી કહે છે નિગમ વારો વાર;
તેને નંદરાણી હુલરાવી ગાયે હાલરાં,
નથી નથી એનાં ભાગ્યતણો કંઈ પાર. માતા જ૦ ૧૦
વૃજવાસી સૌ સરવેથી સુભાગી ઘણાં,
તેથી નંદ જસોદા કેરૂં ભાગ્ય વિશેષ;
તે સરવેથી ગોપી જનનું ભાગ્ય અતીઘણું,
જેની કરે પરિક્ષા બ્રહ્મા શિવને શેષ. માતા જ૦ ૧૧
ધન્ય ધન્ય વૃજવાસી ગોપીજન નંદ જશોમતી,
ધન્ય ધન્ય વૃંદાવન હરિ કેરો જ્યાં છે વાસ;
સદા જુગલ કિશોરે ત્યાં લીલા કરી,
સદા બલિહારી જાય છે દયારામ દાસ. માતા જ૦ ૧૨

( ૧ )

## રાધિકાનું સ્વપ્ન.

### ગીત.

માતાજીરે આજ આનંદ મારે અંગેરે, શ્રી કૃષ્ણ પરણ્યા મારે સંગેરે. ટેક.
માતાજીરે આજ સ્વપ્ન એવું દીઠું રે, અમૃતથી લાગે મુજને મીઠું રે; આજ. ૧
માતાજીરે જાણે વૃષભાન મુજ તાતે રે, બ્રાહ્મણ મોકલ્યો પરભાતે રે; આજ. ૨
માતાજીરે તમે જાણે નંદઘેર વીવા કીધા રે, મેં જાણે હરિવર માગી લીધો રે આજ, ૩
માતાજીરે રૂપનો ગુણનો હું નરખું રે, હૈડામાં એને જોઈ હરખું રે; આજ. ૪
માતાજીરે તમે જાણે જમાઈ તેડ્યો જમવા રે, હું દેખી લજવાણી ગઈ રમવારે;આજ.૫
માતાજીરે તમે જાણે લગન મારાં લીધાં રે, સગાં સંબંધી ભેળાં કીધાં રે; આજ. ૬
માતાજીરે બારણિયે તોરણ બંધાય રે, માનની મંગળ ગાય રે; આજ. ૭
માતાજીરે સગાં સંબંધી મળી આવ્યાં રે, લાડકા લાડુ સરવે લાવ્યાં રે; આજ, ૮
માતાજીરે જાણે નટવર ચઢિયા વરઘોડે રે, આવીને ઉભા તારે ટોડે રે; આજ. ૯
માતાજીરે તમે પોંખી પધરાવ્યા પ્રીતે રે, માંડવો શોભ્યો રૂડી રીતે રે; આજ. ૧૦
માતાજીરે મને જાણે હરિ સંગે પધરાવી રે, મેં જાણ્યું માયરામાં હું આવી રે;આજ.૧૧
માતાજીરે કંયે કંસાર જમાડ્યો રીતે રે,મેં પણ પરભુજિને જમાડ્યા પ્રીતે રે ;આજ.૧૨
માતાજીરે વૃષભાનજી મુજ તાતે રે, પેરામણી આલી ભલી ભાતે રે; આજ. ૧૩
માતાજીરે તમે જાણે કુળની રીત કરાવી રે, મુજને સાસરિયે વળાવી રે; આજ. ૧૪
માતાજીરે જસોદા સાસુને પાયે લાગી રે, એટલે હું ઝબકીને જાગી રે; આજ. ૧૫
લાડકીરે તારૂં સ્વપ્ન જે કોઈ ગાશે રે, દયાનો સ્વામી પરસંન થાસે રે; આજ. ૧૬

# રાધીકાનાં વખાણ.

## ધોળ.

રાણી કીરતિજી પુછે રે કુંવરી ક્યાં ગઈ રે;
મારી લાડકડી ક્યાં લાગી આવડી વાર; મારી લાડસઘેલી લાડણીરે.
હુ તો તુજપાખે ઘર આંગણુંનું કરતી હતી રે;
મારી રાધા મારા લોચનનો સણગાર; મારી લાડસઘેલી. ૧
તારી વેણુ જોતાં વાસુકી પાતાળે પેઠા રે;
તારૂં ભાળ જોતાં ભાગે દુખ પરચંડ; મારી લાડસઘેલી.
કીર ચંચુને લજાવે તારી નાસિકા રે;
તારી ભ્રકુટી લજાવે છે કોદંડ; મારી લાડસઘેલી. ૨
તારાં મુખડાં ઉપર વારૂં કોટિક ચંદ્રમા રે;
તારાં નેત્ર ઉપર વારૂં મૃગ ને મીન; મારી લાડસઘેલી.
તારા અધર પ્રવાળ બિંબ ફળ જેવા રે;
તારો કંઠ સુણી કોકીલા થઈ દીન; મારી લાડસઘેલી. ૩
તારૂં હસવું જાણે વરસે મીઠડાં ફુલડાં રે;
દીપે કુંદ-કળી સરખા તારા દંત; મારી લાડસઘેલી.
તારૂં ગળસ્થળ સહુ શોભાનુ સદન છે રે;
ચારૂ ચિબુકનું ટપકું ચોરે ચંત. મારી લાડસઘેલી. ૪
તારી ગ્રીવાયે કપોત કંબુ રેખા રાજે રે;
તારૂં ઉદર જાણે પોયણીનું પાન; મારી લાડસઘેલી.
હસ્ત મ્રનાળને ચંપકળી આંગળી રે;
તારી કટી જાણે કેસરી સમાન; મારી લાડસઘેલી. ૫
જંઘા કદળી સ્થંભ સરખી જાણે સોભતી રે;
પરમાનંદ-કંદ પાવન પંકજ પાય; મારી લાડસઘેલી.
તારી નખશીખ શોભા તે શી વરણવું રે;
તારી સમોવડ કોઈયે નવ કહેવાય; મારી લાડસઘેલી. ૬
ત્રયીલોક સુંદર વપુ ચંપક વરણછે રે;
કોની ઉપમા આપું સોમાં દીસે ખોડ; મારી લાડસઘેલી.
ગુણ રૂપનો સમુદ્ર મારી રાધીકા રે;
નથી વિશ્વ મધ્યે વર કોઈ તારી જોડ; મારી લાડસઘેલી. ૭
મુજને એ ચિંતા છે મોટી મારા મન મહી રે;
તારી તુલ્યનો દેખું વર તો હરખે મન; મારી લાડસઘેલી.

એવું સુણી બોલ્યાં દાસ દયાનાં શામની રે;
હસતાં સરખાં થઈ ગર્ભિત વચન; મારી લાડસઘેલી. ૮.

(૨)

## રાધિકા પોતાની માતાને કેહેછે.

ઘોળ. ૩ જુ.

હું તો આજ સખીઓસંગે રમતી ગોકુલ ગઈરે;
ત્યાં મે દીઠો રૂડો નંદનો કુમાર; માતા પ્રત્યે રાધા એમ બોલીયાંરે
માડી સ્વરૂપ તે તેનું તુજને શું કહુંરે;
ઘણો ચતુરશીરોમણિ ગુણભંડાર; માતાપ્રત્યે ૧
માડી મુખડું જાણે શરદનો ચંદ્રમારે;
ભાગ્યશાળી મોટું દીસતું કપોળ; માતાપ્રત્યે.
માડી રતનાળી રઢિયાળી મોટી આંખડીરે;
એના અધર અરૂણ રંગ ચોળ; માતાપ્રત્યે. ૨
દીપકશીખા સરખા દીપે નિર્મળ નાસિકારે;
દંતપંકતી જાણે દાડમનાં છે બીજ; માતાપ્રત્યે.
ચારૂ ચીબુક ઉરસ્થળ અનુપમ અતીરે;
કુરકટપદ જોતાં ઉપજે રીજ, માતાપ્રત્યે. ૩
ઘનશ્યામકાંતી રવિ શશી કરતાં ઘણી રે;
કોટી કંદ્રપ લજાવે નટવરવેશ; માતાપ્રત્યે.
મોઢા અમૃત ઝરતાં વચન સોહામણાં રે;
ઘુઘરવાળાં મુખ ઊપર ઉપર ઝુંબ કેશ; માતા પ્રત્યે. ૪
મનમોહન છબીલી છબી છેલડી રે;
એનાં સામું જોતાં સેજે ઉપજે વ્હાલ; માતા પ્રત્યે.
એવો જસોદાનાં આંગણિયામાં દીઠડો રે;
મુજને દેખી સંગે રમવા આવ્યો લાલ; માતા પ્રત્યે. ૫
રમતાં રમતાંમાં પરસ્પર પ્રેમ ઊપનો રે;
મુજને ઘણો વ્હાલો લાગ્યો એ ગોપાળ; માતા પ્રત્યે.
એની કંઠે મેં પેરાવી સુવરણ સાંકળી રે;
એણે મુજને આરોપી મોતી માળ; માતા પ્રત્યે. ૬
એવું જોતાં જસોદાયે અમને ઘરમાં તેડ્યાં રે;
બન્યો બેસાડ્યાં છે પોતાને ઉછંગ; માતા પ્રત્યે.
નંદજીને કહ્યું જુઓ જોડી કેવી શોભે રે;

નંદે નીરખ્યાં હમને રાખ્યો બેઉને સંગ; માતા પ્રત્યે. ૭
રોહિણીજી આદે આડોશી પાડોશી સહુ આવ્યાં રે;
સહુ કયે એ કહાનને કંન્યા જુગતી જોડ; માતા પ્રત્યે.
ઉપનંદે કહ્યું કહાવો વૃષભાનને રે;
ઘટીત છે એ વાત રખે કરતાં મોડ; માતા પ્રત્યે. ૮
નંદરાણીયે રૂપાશું અમને આંપાયાં રે;
મેવા મિઠાઇ આપી જોઇ મારા હાથ; માતા પ્રત્યે.
રોહણીજીયે મા મુજને હેતે ચુંબન કીધું રે;
વળિ હું અહિ આવી સખિયો મારી સાથ; માતા પ્રત્યે. ૯
એવું સાંભળીને કીર્તિ વૃષભાન તેડયા રે;
સાંભળો આ સહુ માંડી કીધી વાત, માતા પ્રત્યે.
વૃષભાને કહ્યું મુજને પણ એતો ગમ્યું રે;
નંદજીને હું બે સમોવડ વિખ્યાત; માતા પ્રત્યે. ૧૦
વર્ષ બે એક રાધા છે મોટી એટલું રે;
બાકી તો છે સઘળી હળતી મળતી રીત; માતા પ્રત્યે.
કીર્તિજી કહે તેની નહિં ચિંતા આવી મળશે રે;
પણ છે પુત્રીની દયાપ્રીતમશું પ્રીત; માતા પ્રત્યે. ૧૧
( ૨ )

## પંદરતિથિ.

પડવે પ્રાણજીવન પાખે, ધીરજ નવ રેહે રાખે,
અનુભવી લહે ન બાણે પાખે. મધુપ શ્રી માધવને કેહેજો. ૧
બીજે સહુ બ્રીજની બાળી, તલપે ત્રિભંગ લલિતે ટાળી;
પ્રીત કરી દીધી પાળી, મધુપ શ્રી માધવને કહેજો. ૨
ત્રીજે તાપ ઘણો તનમાં, વ્રેહજ્વાળા પ્રગટી મનમાં;
કળ ન પડે રજ નીશદિનમાં. મધુપ શ્રી માધવને કહેજો. ૩
ચોથે ચિત ભુધરમાં ભમે, અન્યનું બોલ્યું પણ ન ગમે;
એ દુઃખ ઓષધથી ન સમે. મધુપ શ્રી માધવને કહેજો. ૪
પંચમી પેર ન સુજે કશી, જેહેરી નટવર નાગે ડશી;
લહેર મદન રોમ રોમ વશી. મધુપ શ્રી માધવને કેહેજો. ૫
છઠે છળ છબીલે કીધો, ગતલખ બાંધી દગો દીધો;
પારધીની પેરે પ્રાણ લીધો. મધુપ શ્રી માધવને કેહે જો. ૬
સાતમે સોકલડી સંગે, નિત્ય રમે રસિયો રંગે;

તે અગ્ની લાગે અંગે. મધુપ શ્રી માધવને કેહેજો. ૭
અષ્ટમી અંતર દુઃખ શાલે, કોનું મન કોઇ સુખ મ્હાલે ;
હ્રદિયે બોલી કાંઈ નવ બોલે. મધુપ શ્રી માધવને કેહેજો. ૮
નોમે નંદનંદન ના આવ્યા, યોગના સંદેશા કહાવ્યા ;
ભોગ તો કુબજાને ભાવ્યા. મધુપ શ્રી માધવને કેહેજો. ૯
દશમે દાવાનળ પ્રગટ્યો, વાયદા કરી દીન વટ્યો ;
ના આવ્યા એ લાલ લટ્યો. મધુપ શ્રી માધવને કેહેજો. ૧૦
એકાદશી એક દીન હતી, પાસે હતા જ્યારે પ્રાણપતી ;
કામ પ્રગટ કહું છું ડગતી. મધુપ શ્રી માધવને કેહેજો. ૧૧
દ્વાદશી સુરજ તણો તડકો, તે વ્રેહ તાપતો નહીં કડકો ;
તેથી અનીક મુજ ઉર એ ભડકો. મધુપ શ્રી માધવને કેહેજો. ૧૨
તેરસ રાત ક્યાંહાં હાવાં, કુંજ સકે ન કરી જાવા ;
ક્યાંહાં તે અધરામૃત પાવા. મધુપ શ્રી માધવને કેહેજો. ૧૩
ચોદિશ સુખ નોતું લેખું, નહિં તે દિસ દુખડું દેખું ;
કારણ એ પીયુ નવ પેખું. મધુપ શ્રી માધવને કેહેજો. ૧૪
શરદ પુનમ આવી સુખરાશી, વેહેલા આવો ઘેર વ્રજવાસી ;
રાસ રમો સંગ લેઇ દાસી. મધુપ શ્રી માધવને કેહેજો. ૧૫
પંદરે તિથ્ય ગાણી પ્રીત્યે, સ્નેહ સંધેસાની રીતે ;
દાસ દયે ગાઇ ગીતે. મધુપ શ્રી માધવને કેહેજો. ૧૬
( ૧–૨ )

## રાધાજીનો વેવાખેલ.

એક સમે વ્રજકન્યકા, મારા રાજ; હોજીરે શ્રી રાધાજી છે માંહિં કે હું
બલીહારીરે મારા રાજ. ૧.
રમતાં આવે વૃંદાવનમાં મારા રાજ, હોજીરે શ્રીકૃષ્ણ બિરાજે જાંહિં; કે હું. ૨
હરીએ દડુઓ દોડાવીઓ મારા રાજ, હોજીરે આવ્યો રાધાજીને હાથ; કે હું. ૩
માગે ગોવીંદ ગોપી ના કહે મારા રાજ, હોજીરે પામો જો રમો હમસાથ કે હું. ૪
બોલી લલીતા લાલસું મારા રાજ, હોજીરે રચીએ વેહેવાનો ખેલ; કે હું. ૫
કન્યા રંગીલી રાધીકા મારા રાજ, હોજીરે વર થઇ કરો તમો કેલિ; કે હું. ૬
સુણતાં મોહન મન માનીયું, મારા રાજ, હોજીરે સરવે થયા રસરૂપ કે હું. ૭.
સમજી સખા સરકી ગયા મારા રાજ, હોજીરે સખીઓએ માંડી ધામધુમ કે હું. ૮
મનોહર મંડપ બાંધીઓ મારા રાજ, હોજીરે રચ્યો વેહેવાઇનો ધામ કે હું. ૯
કોઇ કીરત વૃષભાન થઇ, મારા રાજ, હોજીરે કોઇ જસોદા નંદ નામ, કે હું. ૧૦

વણુપગણી બહુ અબળાસાથે રંગે પણ રમિયો;
વ્યભિચારી વ્રજનાથ રઘુવર એક પતિ પણિયા. કાઇ૦ એ૦ ૬
મુજ પતીને બહુ સ્ત્રી પણ સહુને સુખલીલા દાખી;
ત્હારા પતીને એક પ્રેમદા પણ ન શકયો રાખી,
રઘુનંદન રામનો રમિયો નથિ તેં પણ જોયો;
મ્હેલાં માટ હેસીતે હેસીતે કરી રોયો;
મોટો અધરમ વણવાંક વાળી વાનર તાડયો;
ક્ષત્રી થઇ બ્રાહ્મણની વિનતાને પગ અરકાડયો;
બ્રાહ્મણકેરૂ દૈવત લીધું એમાં શું રળિયા. કાઇ૦ એ૦ ૭
ત્હારે કૃષ્ણે સહુનાં આભ્રણ ઊતરાવી લીધાં;
વ્યંડળનો રથ હાંકયો પાંડવદાસપણાં કીધાં;
શિશુપાળની ગાળો ખાધી પરાક્રમી પુરા;
કાળયવનથી રણમાં નાઠા જાણ્યા બહુ શુરા;
ત્હેની આજ્ઞા હું નહી માનું એમ કહ્યું જ્યારે;
પ્રેર્યો દુત પ્રભુનીપાસે વીહંગપતિ ત્યારે;
શ્રીકૃષ્ણે કહાવ્યું રામ આણ દો દેતામાં ઢળિયા. કાઇ૦ એ૦ ૮
હરીશ કહે શ્રીરામ કયહાં છે મુજને દરસાવો;
વીહંગમ કહે દ્વારામતીમાં મુજસંગે આવો,
જદુનાયક રઘુનાથ થયા રૂકમણિ જાનકિ જોડ;
પવનપુત્ર પરણામ કરીને સ્તવન કરે કોડ;
એજ કૃષ્ણ શ્રીરામ થઇ માર્યો લંકાભુપ;
જુગલ નામ પણ જાતાં દીસે ઊભય એકરૂપ;
હળ્યા મળ્યા હનુમાન ગરૂડ સંદે સહુના ટળિયા. કાઇ૦ એ૦ ૯
એ વાણીવીલાસ કર્યો નથિ. નીંદા ઊચારી;
ઊર અવળું ભાસે અંતર જોતાં છે સ્તુતિ ભારી;
ઊપાસનાનો ટેક બતાવી નથી ગાયુ અવળું;
ભકતવત્સલનો ભેદ સમજશે તે લ્હેશે સવળું;
એ રામ કૃષ્ણ મુજને પ્રિય હોજો પ્રાણજીવન મ્હારો;
સદૈવ એના નિર્મળ જસ મુજ વદન વહે ધારા;
દાસ દયાના-પ્રીતમ શ્રી સીતાવર સામળિયા. કાઇ૦ એક૦ ૧૦

## શ્રીરોશસાઇનું વોળ.

શ્રી નમદાજીતટ ઊપરે, ચારૂ ચંડીરે ગ્રામ ;

મહિમા વખાણું સ્થળતણો, સમોવડ વૈકુંઠ ધામ. ૧
એક સમે સુર વીનતી, સાંભળીનેરે શ્રીનાથ;
ક્રોધ કરીને છેદિયા, ચક્ર ધરી નિજ હાથ. ૨
તક્ષમેધ અસુરને મારિયો, કેડ્યો દુષ્ટનો ઠામ;
ચક્ર સુદર્શનનું વધુ, તેથી દીઠું રે શ્યામ. ૩
શાંખલી સલિલ શુચી થયું, આવી પખાળ્યું તે માંહિં;
ચક્રતિર્થ તે દિવસ થકી, સહુ કોઈ કહે છે રે ત્યાંહિ. ૪
તે દિનના દીનાનાથ, બીરાજે છે ચંડીરેપુર;
નિજ જનને સુખ આપવા, દુઃખ અઘ કરવાને દુર. ૫
શોભા શી વરણું શ્રીઅંગની, નખ શીખ સુંદર રૂપ;
શંખ ચક્ર ગદા પદ્મ ધરી, પોઢ્યા ભવનારે ભુપ. ૬
મસ્તક જરકસી ઢલકતી રે, પાંપણુ ઊપર પાઘ;
કેસરી તિલક સોહામણું, ઊર ભૃગુલાંછન ડાઘ. ૭
નાસિકાએ નથ વેસર, કુંડળ ઝલકેરે કાન;
ચીબુક ચારૂ ને વારૂ વેળીયું, શોભે છે ભીનવેવાન. ૮
શોભે ગળે ગળુબંધ ને, હેમ મુક્તાફળ માળ;
બાંહે બાજુબંધ બેરખા, કનક કડાં છે રસાળ. ૯
પીતાંબર કટી મેખળા, નેપુર રાજે રે પાય;
અંગોઅંગ અતી માધુરી, મનમથ મન લોભાય. ૧૦
ચરણ સેવા કમળા કરે, શેષ ઉપર કર્યું સેન;
શાંત સ્વરૂપ શ્રી નાથનું, કરૂણા ભરેલાં બે નેન. ૧૧
શ્રી શેષશાઈ જલશાઇ, નારાયણ એમનું નામ;
લોકપિતા શ્રી મહાલક્ષ્મિ પતી, શ્રી હરિ પુરણકામ. ૧૨
નટવર નંદકુંવર, પુરૂશોત્તમ શ્રી વ્રજરાય;
નિર્મળ યશ એહવા નાથના, જન દયાશંકર આય. ૧૩

(૩)

## શ્રી નાથજીનું વરણન.

### ગરબો.

મોહન મથુરાકન શ્રીનાથજી, નટવર નંદકુમાર;
મોહ પામે સહુની મતી શ્રીનાથજી, નિજ જન પ્રાણ આધાર. ૧
મોર મુગટ મણીએ જડ્યો શ્રીનાથજી, કુંડળ સળકે કાન;
મનોહર મોતી વેસરતણું શ્રીનાથજી, શોભે છે ભીનવાન. ૨

મન મોહન મધુરા કૃતી શ્રીનાથજી, નટવર નંદ કીશોર;
મોહ પામે સહુની મતી શ્રીનાથજી, ચાતુર ચિતના ચોર. ૩
લલીત ત્રીભંગી છેલડા શ્રીનાથજી, મદન મનોહર રૂપ;
આનંદઘન અલબેલડા શ્રીનાથજી; અખિલ ભોવનના ભુપ. ૪
જીવન ગોપીજન તણુ શ્રીનાથજી, રસિયા જનના રાય;
નિરખે સુખ પામે ઘણુ શ્રીનાથજી, મન મોહે લોભાય. ૫
મોર મુગુટ મણીએ જડયો શ્રીનાથજી, પ્રભા લજાવે હંસ;
ઢળક અલક ભૃગુટી અડયા શ્રીનાથજી. મુકતાફળ અવતંસ. ૬
તિલક સુભગ કેસર તણુ શ્રીનાથજી, કુંડળે લળકે કાન;
મનોહર મોતી વેસર તણુ શ્રીનાથજી, સોભે છે ભીનવાન. ૭
શોભા સલુણા વારિજવદનની શ્રીનાથજી, વારૂ શરદ શશી ક્રોડ;
કાંતિ લજાવે કોટી મદનની શ્રીનાથજી, નહી જુગમાં કોઇ જોડ. ૮
તે ઉપર લટકે લટ અલકની શ્રીનાથજી, માહા સરોજ અળીબાળા;
મોહની ઘણી છે મધુર મલકની શ્રીનાથજી, અધર અરૂણુ છે રસાળા. ૯
ભૃગુટી કમાન બાણુ નેન છે શ્રીનાથજી, મોહ પામે રતિરાજ;
કિંવા સારંગ રસ અંત છે શ્રીનાથજી, પામે કમળદળ લાજ. ૧૦
નિરમળ કાંતિ કપોળમાં શ્રીનાથજી, કુંડલનાં પ્રતિબિંબ;
દસન વસન લાલ ચાળમાં શ્રીનાથજી, અડીખનુ મુકત ફલ બિંબ. ૧૧
કીર ચંચુસમ નાસિકા શ્રીનાથજી, ભમે ગ્રહુ જાણે ભક્ષ;
હીરકણી ચિબુકની વાસિક શ્રીનાથજી, ઊશાતા ઉદયો પ્રત્યક્ષ. ૧૨
દંતપંગત કુંદની કળી શ્રીનાથજી, તાંબુળ કોઇ એક અરૂણુ;
કંઠ કંબુશી રેખાવળી શ્રીનાથજી, ચીત ચળાવતી પુન. ૧૩
હસવું મંદ મદનફંદ છે શ્રીનાથજી, રશિયા જનચિત ચેર;
મધુર વચન મોહફંદ છે શ્રીનાથજી, હરમદ ધીરજ જોર. ૧૪
કંઠ કૌસ્તભમણી ઊદીતી ઘણી શ્રીનાથજી, ક્ષીર ભમ ભ્રુચ્છન વામ;
કંચનમાળ મોતી રતી બની શ્રીનાથજી, વૃંદાવન અભિરામ. ૧૫
પીતાંબર કટી મેખળા શ્રીનાથજી, શોભા નહિં કોઇ તુલ;
વળે અંગદમણી નીરમળાં શ્રીનાથજી, મુદ્રિકા જડીત અમુલ. ૧૬
મોહના મોરલી કર ગ્રહી શ્રીનાથજી, તીલ કમળ એક હસ્ત;
વૃજવનિતા મોહવાઇ રહી શ્રીનાથજી, સ્વરૂપાનંદ મન મસ્ત. ૧૭
નેપુર ચપળ ચારૂ ચરણમાં શ્રીનાથજી, ઘુઘરીનો ઘમકાર;
લાભ ઘણો છે એનાં શરણમાં શ્રીનાથજી, પરમાનંદ ભંડાર. ૧૮
અષ્ટદંશ ચિન્હ પાદ તળવિશે શ્રીનાથજી, પ્રગટ કહુ સુણુ નામ;

બિરાજે ચિત નિરમળ વિશે શ્રીનાથજી, જન મન પુરણ કામ. ૧૯
રક્ત શત કોણ જાંબુજન પતીત શ્રીનાથજી, ઉરધરેખા દેખાય;
ધ્વજ અંકોશ કમળ કરી કહે શ્રીનાથજી, એ નવ લક્ષણ પાય. ૨૦
મચ્છ ત્રિકોણ ધનુષ ઈંદ્રનું શ્રીનાથજી, કમળ આકાશ અભિરામ;
બિંદુ ષટદહર બિંબ ચંદ્રનું શ્રીનાથજી, એ સાતે પદવામ. ૨૧
જામો જરી પટકો ભરજરી શ્રીનાથજી, અલ્પણ અંત અનુપ;
પ્રતી અંગે ચિત માધુરી શ્રીનાથજી, સ્વરૂપ તણુંજ સ્વરૂપ. ૨૨
તેનાં વામ અંગે ભાનુનંદની શ્રીનાથજી, શ્રી રાધા શુભ નામ;
વરતુના આગુણચંદની શ્રીનાથજી, શ્રીવીઠલ પ્રીયપ્રાણ. ૨૩
વલ્લભ શ્રીવલ્લભતણા શ્રીનાથજી, શ્રીવિઠલ પ્રીયપ્રાણ;
પુષ્ટીમર્ગીને પ્રિય ઘણા શ્રીનાથજી, જેમ રતીને પંચબાણ; ૨૪
નિત્ય કરે મન નિરમળે શ્રીનાથજી, ચેતન ચંદ્રિકાનું ગાન;
તેહને ત્રિતાપમથી ગળે શ્રીનાથજી, સદા રહે ઉર ધ્યાન. ૨૫
પાપ પરિતાપને પ્રલે કરે શ્રીનાથજી, પુર્ણ કરે મનકામ;
અખિલ અમંગળને હરે શ્રીનાથજી, વસતા દે નિજ ધામ. ૨૬
ધન સરવરત ભક્ત જન તણા શ્રીનાથજી, લોચનના શણગાર;
દયા પ્રીતમજી સોહામણા શ્રીનાથજી, જીવન પ્રાણ આધાર. ૨૭

( ૨ )

## વ્હાલાજીના મહીના.

કારતગમાસે, મુંકી ગયા કંથરે, સખી મુને;
હું તો જોઉછું પીયુજીનો પંથરે, પળે પળે.
પ્રેહ વાધે ગાતાં ગુણગ્રંથરે, રાધા કહે;
સહિયર માહારીરે, વાલમજી ઘેરના આવ્યાજી, સખી૦ ૧
માધસરમાસે મંદિર ખાવા ધાયરે, સખી મુને;
મુને કયહુએ કશું ન સોહાયરે, વાહાલાવિના;
માહારે પલક કલપસમ થાયરે, કોને કહું. સખી૦ ૨
પોષ માસે પીયુજી પરદેશરે, સખી માહારા;
હું તો એકલડી કયમ રેહેશરે, આ રત્યમાં;
માહારૂ જોબન બાળેવેશરે, ફુલ્યું જોની, સખી૦ ૩
માહે મન મળવા અકળાયરે, અલબેલાને;
હૈડું ધીકે કાળજ નાં કહેવાય; દુખ કોઈનેરે;
માહારાં રાત દીવસ રોતાં જાયરે, વાહાલાવિના. સખી૦ ૪

ફાગણ અબીલ ગુલાલે રંગ રોળીરે, કેસર ભીડે;
સામળીયાવિના સુની પડે ટોળીરે, સાહેલીની;
માહારે હૈયે પ્રગટી છે હોળીરે, વ્રેહ અગ્નીની, સખી૦ ૫
ચૈત્રે ચંદ્રચંદ્રિકા ફુલી રહીછેરે, વૃંદાવનમાં;
વેલ વૃક્ષલતા રહી ઝુલીરે, જમુનાજીમાં;
માહારે જોવાનું સુખ ગયું ભુલીરે, પ્રીતમપાખે; સખી૦ ૬
વૈશાખે વૃજ સુંનું સહુ લાગેરે; વ્હાલાવીના;
મુને વ્રેહનાં બાણ ઉર વાગેરે, કોને કહું.
માહારૂં એ દુઃખ કોઇથી ન ભાગેરે, કૃષ્ણવિના. સખી૦ ૭
જેઠમાશે જ્વાળા ઘણી લાગેરે, કાળજડામાં;
વ્હાલાજીએ સોક્ય કરી છે સોભાગેરે. સુણતાં સખી;
આપણે સર્વ ઠર્યાં નિર્ભાગીરે, નટવરવિના, સખી૦ ૮
આષાડ માસે ગગન ઘન ગાજેરે, સરવ સુણો,
મોહન પાખે માહારૂં મન દાઝેરે, કોહોને કહું;
હું પીડાઉં પ્રભુ નવ લાજેરે, વૃષારતુ. સખી૦ ૯
શ્રાવણ માસે સરવડે વરસેરે, સખી માહારૂં,
મન મળવા તે ઘણું તરસેરે, મોહનજીને;
દોહોદરા ન્યાહાળું ક્યયું નવ દીસેરે, દામોદરજી. ૧૦
ભાદરવે ભલી વિજળી ચળકેરે, સખી જોને,
શોભા જોતાં આંસુડાં ઢળકેરે, કાળજ ધીકે;
જાણે પ્રભુનું પીતાંબર ઝળકેરે, એવું દીસે. સખી૦ ૧૧
આશ્વન માસે તો રમવાને રાસરે, વ્હાલા આવ્યા,
વાહાલે પુરી સહુ પ્રેમદાની આસરે, આનંદ વાધ્યો;
ગુણ ગાય દયો કૃષ્ણનો દાસરે, જોડી કર;
સૈયર માહારીરે વાલમજી ઘેર આવ્યા. સખી૦ ૧૨

( ૧-૨ )

## રાસલીલા.

### ગરબી.

વાગે વૃંદાવનમાં વાંસળીરે, ઊભા ઉભા વગાડે કાહાન;
નાદે વેધી મુનીવર પાંસળીરે, નવ રહી કોને સાન. વાગે૦ ૧
તરૂની સાખાઓ ઝુકી રહીરે, ચરણે નમવાને કાજ;
વેલી વૃક્ષ સાથે ઝુમી રહીરે, ભાગ્ય હમારાં આજ, વાગે૦ ૨

જમનાનાં નીર ચાલે નહીરે, મૃગને મન મોહ થાય;
પંખી માળામાં આહારે નહીરે, નાદ સુણી ન રેહેવાય. વાગે૦ ૩
વાછરૂ કાન દઈને સાંભળેરે, કરે નહી પય પાન;
ગાયો ગાળા તોડી તાંહાં બળેરે, નાદ સુણવાને કાન. વાગે૦ ૪
ફુલ્યાં કમળ જળ ટાટડીરે, દીસે ઉદિયો છે ભાણ;
શંકર સમાધ મેહેલી રહ્યા રે, થયું જગતને જાણ. વાગે૦ ૫
કાને પડિયો તે વૃજની નારને રે, વાહાલાજીનો રે નાદ;
તારૂં પદ પામે નિજ ધામને રે, ધાઈ ગયાં સહુ સાદ. વાગે૦ ૬
એક નેપુર કાને ઘાલિયું રે, ચરણે પેહેરી છે ઝાલ;
એક કંકણ માથે ઘાલિયું રે, એવી થઇ છે બેહાલ. વાગે૦ ૭
એક કુંઅકુમ કાજળ રોળિયું રે, ટપકું કીધું છે ગાલ;
એક બાળું ઘાલ્યું અંચળે રે, જોવા દીનદયાળ. વાગે૦ ૮
એકના કરમાં કોળિયો રે, પીતી ચાલી એક નીર;
એક છોરૂ રડતાં મેહેલી ગઈ રે, ચાલી જમનાને તીર. વાગે૦ ૯
એકના સ્વામીને મન આગળોરે, જાવા દીધી નહી નાર;
કરજોડી કહે છે કામનીરે, મને જાવા દો નીરધાર. વાગે૦ ૧૦
સંગમાંની પાંતી સરવે ભામની રે, પછી બેઠા ઘસવા હાથ;
રીસ તજીને રીસાળવેરે, દીન ગઇ દીનાનાથ. વાગે૦ ૧૧
સરવે પેહેલી જઈ તે મળીરે, તેની દેહ પડી ઘરમાંહે;
મોહનજીનાં અંગમાં જઈ મળી રે, થાય અચરજ સહુ ત્યાંહે. વાગે૦ ૧૨
કુળનો ધર્મ નથી આ નારીઓ રે, જાઓ પોતાને ઠામ;
ધન્ય ધન્ય તમારી રીતને રે, સેહેલાં ઘરનાં તે કામ. વાગે૦ ૧૩
આપણ ઘરનાં તે કાજ ન મુકીએરે, આવી કરીશું કાલ;
વચન વાહાલાજીનું સાંભળી રે, ગોપી બોલ્યાં સહુ વ્હાલ. વાગે૦ ૧૪
હાવાં કેમ જઇએ મંદીર ફરીરે, હમે તજીશું તંન;
દેખી ગોપી જનની પ્રીતસુંરે, હરખ્યા શ્રી ભગવાન. વાગે૦ ૧૫
હાવાં આવો આપણ સહુ મળીરે, રમીએ રૂડો રાસ;
એકએક ગોપી વચ્ચે નાથને રે, નીરખે રૂડી પેરે પાસ. વાગે૦ ૧૬
માંહોમાંહે ભરાવી બાથને રે, કોહો કેમ જઇએ ઘેર;
વગમાં સીધા છે વળી નથને રે, રૂપ જુવે રૂડી પેર. વાગે૦ ૧૭
વગાસે સ્યામાને સ્યામની રે, ઉરની તુટી છે માળ;
વાધી શરદપુનમની રાતડીરે, કીધી શ્રી રે ગોપાળ. વાગે૦ ૧૮
લીલા દેખી કુંજસામની રે, પવન થયો ગતીભંગ;

દેવતા વૃષ્ટી કરે-પ્રસંન થઈ રે, દેખી વૃજનો ઉમંગ. વાગે૦ ૧૯
બ્રહ્માદિક જાણે જોઈએ જઈરે, લીલા ગોકુળચંદ;
જેમ અભ્રવિશે ઓપાયછે રે, તારાવચ્ચે જેમ ઈંદુ. વાગે૦ ૨૦
એ રાસલીલા જે ગાયને સાંભળે રે, તે પામે નીજધામ;
પાતક સરવે સમાવજો રે, કેહે જન દયારામ. વાગે૦ ૨૧

( ૨ )

## બાળલીલા.

### ગરબો.

સજ્જન સાંભળો રે, હરિની બાળલીલા કાંઈ ગાશું;
કોટી કલ્પના રે, પતિતપણાથી પાવન થાશું. ૧
ઇશ્વર અખિલતણા રે, જેહેનું કરે શેષ શિવ વંદન;
ભક્તવત્છળ પ્રભુ રે, માટે થયા નંદના નંદન. ૨
ગોકુળ ગામમાં રે, નીત્ય યશોમતી ઘેર આનંદ હેલી;
કાલાં તોતલાં રે, સુતનાં વચન સુણી થાય ઘેલી. ૩
મોહન મુરતી રે, રોહેજે દીઠથી મોહ લાગે;
તે હરિ હઠ કરી રે, મા મા કહિને માંખણ માગે. ૪
પાગે લંગરી રે, છમછમ કરતો છબ લો ચાલે;
લટકે લાડકો રે, રંગત લાડકલી કર ઝાલે. ૫
કટી કંદોરડો રે, ઘરાણું ધરંતા ખમખમ બોલે;
લટકે ફુંમતું રે, શોભા નહીં કોઈ તેહની તોલે. ૬
પોહોંચા સાંકળાં રે કરમાં કંચન કંકણ શોભે;
પાંહાંચી પેહેરખાં રે, બાજુબંધે બહુ મન લોભે. ૭
ઊરપર સાંકળું રે, સિંહનખ શોભે સુવરણ મઢીયો,
મણી મુકતાતણી રે, માળાઓ જઇ નાભી અડીઓ. ૮
મોહન મુખડું રે, શરદ પુનમ શશી થકી બહુ સારૂં;
નિરમળ નાશિકા રે મોતી લળકે મોહ્યું મન મારૂં. ૯
આંજી આંખડી રે, માજી ગાલ નજરિયું કીધું,
લિલવટ લાલનું રે, શોભે કુંમકુંમ બિંદુ દીધું. ૧૦
કુંડળ કાનમાં રે, પડ્યાં પ્રતિબિંબ કપોળે ઝળકે,
જુમણું વેળિયું રે, મોતી ભરિયું લટકે લળકે. ૧૧
મુખપર જુમતા રે, હરિને બિરડીઆળા કેસ,

છબિ ઘનશ્યામ છે રે, મનમોહન પ્રભુ બાળક વેશ. ૧૨
મુખ દધી લેપિયું રે, નિરખે ઉરભરી આવે વ્હાલ,
પરમ આનંદનો રે, સાગર શ્રી નવનીત પિયા નંદલાલ. ૧૩
એહવો લાડિલો રે, ઠમકે ચાલ ઠમકતી ચાલે;
મહીડું વલોવતાં રે, ગોવિંદ ગોળીને રવૈ ઝાલે. ૧૪
બોલે તોતળુ રે, ઠણઠણતો કાનડ થાય કાલો,
માડી ધવડાવતી રે, હઠ કરી કહેતાં લાગે વાહલો. ૧૫
માહનો ઉભરશો રે, ઓકા દૈને કંઠ લપટાવે,
શિરશુદ્ધી કરી રે, ઊછંગે લઈને ધવરાવે. ૧૬
ગોવિંદ ઘુટડે રે, દુધ પીયે જસોદા મુખ જુએ,
પુચકારી કરી રે, જનુની આંખનાં આંસુ લુએ. ૧૭
ત્રાા થયા પછે રે, માજી વિવિધ રમકડાં આપે;
ખેલે આંગણામાં રે, ગોપીજન લઈ હૃદયે ચાંપે. ૧૮
બાળક વેશ છે રે, પણ સુખ છાનું સહુને આપે,
કોઈને કહે નહીં રે, અળળા જન આનંદ ઉર વ્યાપે. ૧૯
લેતી ભામણાં રે નિરખે શિશુ મારે મુખ ચુમે,
ઘેર જવાય નહીં રે, લલરયું લાલ વિસે મન ઘુમે. ૨૦
રમતાં આંગણે રે, કરદમ વળગ્યો છે શ્રી અંગે;
બોહોડે બરાસથી રે, ઝાંઝી ફેલી છે હરી સંગે. ૨૧
એહવા રજ ભર્યા રે, વછનું પુંછ ગ્રહી ફરે પુંઠે,
પડી જવાય છે રે, ગોપી હસી પડે વળી ઉઠે. ૨૨
વ્રજની સુંદરી રે, લાલચ માખણ તણી બતાવે,
અંતર પ્રેમથી રે, પ્રભુને થૈ થૈ થનક નચાવે. ૨૩
બાળ ચરીત્રનો રે, આનંદ એવો વ્રજજન માણે;
વ્રજવાસી તણાં રે, ભાગ્યનો પાર કોઈ ન જાણે. ૨૪
નેતી નિગમ કહે રે, અગમ અગોચર સહુથી અળગો;
તે પ્રભુ પ્રેમથી રે, આહિરડાંને આવી વળગ્યો. ૨૫
ક્રીડા અવતાર ઘણો રે. શિરોમણી વ્રજલીલા વ્રજરાણી,
દાસ દયાતણો રે, પ્રાણજીવન ધન એ પ્રભુ જાણો. ૨૬

(૧—૨)

---

મુકુંદ.

ભગવાન્નામાવળી.

શ્રીગુરૂદેવ શ્રીમદ્વલ્લભવર વાગધીશ મહાપ્રભુ પુરૂષોત્તમ શ્રીગોસ્વામી વિઠ્ઠલેશ શ્રીકૃષ્ણચંદ્ર ગોપીજનવલ્લભ વ્રજેંદ્ર વ્રજજીવન વૃંદાવનચંદ રસિકવર શ્રી ગોવરધનધરનધીર બળભદ્રવીર કંદર્પ કોટિ લાવણ્યકળાનિધિ પુરણબ્રહ્મ પુરણાનંદ પરમાનંદકંદ હરિ લલિત ત્રીભંગી સદ્‌ગુણ સાગર નટવર નાગર સરસ સનાતન સદાનંદ સચ્ચિદાનંદ આનંદઘન અનુપમ અનંત કોટિ બ્રહ્માંડભુપ રસરૂપ રાધિકારમણ રાસરસમગ્ન મનોહર મદનમાનમર્દનવર ત્રિલોકસુંદર હરિઈશ્વર ભગવાન ભક્તવત્સળ સર્વેશ્વર કેશવ કમળનયન કમળાવર યમુનાપ્રાણ પ્રેમલલીતાદીક લલના પ્રાણજીવનધન ચંદ્રાવલિ મુખચાર ચંદ્રગા ચકોર વ્રજજીવન વનમાલી મરદનકાળી નંદકિસોર યશોદા નંદન મુરલીધર રૂષીકેશ રામ પ્રિય દેવકી નંદન વસુદેવાત્મજ વાસુદેવ વરદ રાજ અચ્યુત નારાયણ પ્રભુ અનંતવિભુ ગોવીંદ ગદાધર ગરૂડધ્વજ ગોપાળ ગોકુલાધીશ ગોપીકા પ્રાણનાથ પુંડરીકાક્ષ માધવ દામોદર પદમનાભ મધુસુદન મુરારી મુકુંદ શ્રીજી પીતાંબર વૈકુંઠ વંશધર વિશ્વંભર વૈકુંઠનાથ જગદીશ જનાર્દન જગંનાથ શ્રીપતિ સર્વોતમ વિષ્ણુ વિશુગુપર તુલસીવલ્લભ બાળકૃષ્ણ ધરાણીધર ધરગી દીનાનાથ શરણાગતવત્સલ પતીતપાવન અધમોદ્ધારણ દીનબંધુ સ્મૃતિમાત્રસકલસંતાપપાપહર અવનાશી આનંદરૂપ શ્રીરામચંદ્ર શ્રીઘનશ્યામ સુંદરવનિતપ્રિય મથુરાધીપ વિઠ્ઠલેશરાય શ્રીદ્વારિકેશ ગોકુલેશ ગોકુલચંદ્ર મદનમોહન નાથ હરિ અનાથબંધુ કરૂણાસિંધુ અતિ ગંભીર ઉદાર અકળ અજ અપાર અંતરયામી પ્રાણપતિ પરમદયાળુ મહાપતિ પ્રવીણ સર્વ શિક્ષપતિ સર્વાત્મા પ્રભુ પુષ્ટીપથેશ્વર શ્રીકૃષ્ણચંદ્ર તવદાસોહં પાહિ પાહિ પ્રભુ નમો નમો જય દયાનાથ ત્યાં જય જય જય જય જય ૧.

(૨)

ગરબી.

મહિયારી મળીરે ચાલી મહિ વેચવા,
મધ્ય શ્રીરાધા, રૂપતણા ભંડાર જો;
ગોપીજંન કોણ કોણ સંગે હતાં,
તે સરવેનાં નામ કહું ઉચાર જો મહિયારી. ૧.
લલિતાજી ચંદ્રભગા ચંદ્રાવાલી,
ચંપકલતા વિશાખા વિરજા વૃંદાજો;

રત્નપ્રભા વિમળા ને વ્રજમંગળા,
નૃત્યકળા ને રત્ના નાગરી નંદાજો. મહીઆરી૦ ૨.
રતીકળા રસિકા રસિયા નારજો,
ભદ્રા શ્યામા કાવેરી ને હીરાં જો;
છબીધામાં કલહંસા મધુમાધવી,
માલતી મોહન કેતકી ને રતધીર જો; મહીઆરી૦ ૩
સુચરિતા કૃષ્ણા કમળર સુરભી,
ચિત્રાંગણી વિકુંડલા સુંદરી રંગા જો;
કુમોદની હંસાળી ને મનોરમા.
મધુરક્ષણુ ને વીણા પ્રેમદા ગંગા જો. મહીઆરી૦ ૪
એ આદી સખી ચાલી સહુ સમજણી,
મનમાં મોહન મળ્યાતણો વિચારજો;
કોહો સજની કેમ કરવું કાંહાં ચાલવું,
કોહો આજ કાંહાં મળશે નંદકુમારજો. મહીઆરી૦ ૫
કોઇ કહે દાણઘાટીમાં દેખશું,
કોઇ કહે હમે કદમખડી ભેળાં થઇશું જો;
કોઇ કહે શ્યામ ધાટ હશે શામળો,
કોઇ કહે આજ બંશીબટમાં જઇશું જો, મહીઆરી૦ ૬
એવામાં શ્રી ગોવરધનની તળેટીમાં,
અંતર જામીએ કીધો મોરલી નાદજો;
ગાય ગીરી ગીરી ચડ્યા ગોપાળજી,
રામજણ પડતા લાખો કીધો સાદ જો, મહીઆરી૦ ૭
દુરથકી સુણી વાલમની વાંસળી,
લાગી તાલાવેલી ટળ્યું સરવનું ભાન જો;
સરવ સખી તસારે ગોવરધનગીરીભાગી,
મનમાં આતુરતા ને પ્રગટ્યું ગુમાન જો. મહીઆરી૦ ૮
આવી તાંહાં સહુ જ્યાંહાં અલબેલાજી હતા,
સામાસામી મલ્યા નેહનાં નેણ જો;
મંદહસે મન મોહ્યું વનિતાનું,
રસ વધવાને બોલ્યાં વાંકાં વેણજો. મહીઆરી૦ ૯
પ્રભુ બોલ્યા સાંભળજો સહુ ગોપીકા,
સાંભળ શ્રીવૃષભાનસુતા અલબેલી જો;
રેહે ઉભી લાગુ લાગે આહીં દધીતણું,

ગરબી.

ઓરો આવની સલુણા પ્રભુ શામળાજો;
શિખ્યો આવડી કાહાં સ્નેહ શાસ્ત્રની કળા જો. ઓ૦ ૧
મંત્ર મોહની રાખી છે તાહારી વેણમાં જો;
વશીકરણવિદ્યા વસાવી છે નેણમાં જો. ઓ૦ ૨
મંદ હસવું તારૂ કામણ ટુમણનુ ભરયું જો;
ચટકવાળી ચાલ તેણે મારૂ મન ઠરયું જો. ૩
ભુરકી નાખવાની વિદ્યા ભ્રગુટીમાં ભરી જો;
તાહારી કટાક્ષ કટારી પડે સાંસરી જો. ઓ૦ ૪
જુલમી જાદુવાળું રૂપ રસીક તાહારૂ જો;
જોતાં અંગ સીતળ થાયે માહરૂ જો. ઓ૦ ૫
માંહરો પ્રાણ તુંમાં પ્રોવાયો નિશદિન રહે જો;
માહરા કાળજડાનુ દરદ કાં તું નવ લહે જો. ઓ૦ ૬
માહરાસમ તુંને દેખું તારે જીવતી જો;
તાહરા વીજોગનું ભાન મુને રેહેતું નથી જો. ઓ૦ ૭
એથી અધિક તો તને હવે શું કહુ જો;
માહરૂ ચાલે તો મંદીરમાં રાખી રહું જો. ઓ૦ ૮
અબળા આતુર બોલાવે દોડી તને જો;
ચતુર હોય તે તો પળમાં પરખે પ્રીતને જો. ઓ૦ ૯
તું થા માહારો પ્રીતમ હું થાઊ તાહેરી જો;
વાહાલા વાત કરતો રખે એ બાહેરી જો. ઓ૦ ૧૦
આપણ સમાણાં માટે સંદેહ આવે કોઇને જો;
ચાલતાં લગી તો ડગલાં ભરીએ જોઈને જો, ઓ૦ ૧૧
અભિલાખ એહવો ઉપજ્યોછે મુજને જો;
નવલ જોબન આ લે આપ્યું તુજને જો. ઓ૦ ૧૨
રસિક વચન શુણી પ્રેમ પ્રગટ્યો નાથને જો;
નેત્ર નચાવીને તાળી લીધી હાથમાં જો. ઓ૦ ૧૩
હું તું માટે તલપુ છું સદા સુંદરી જો;
તું તો પ્રાણપ્યારી ચંતા મારી તેં હરી જો. ઓ૦ ૧૪
પરસ્પેર બંને આતુર હરખ્યાં ઘણાં જો;
જુગલ રૂપનાં લે દાસ દયો ભાંમણાં જો. ઓ૦ ૧૫

ગરબી.

સાચુ માનની રૂપાળી રાધીકા જો,
સકળ સદગુણનું ધામ રહિત બાધિકા જો. સાચું માનની. ટેક
તાહારા કહ્યા પછી કહુ છુ મનની વાતડીજો.
મારે ઠરવાનો એક ઠામ તાહારી જાતડીજો. સાચું માનની. ૧
રાત્ર દીવસ ધ્યાન તારૂં મારા મનમાંજો;
નિંદ્રા થતાં તને દેખું છું સ્વપનમાંજો. સાચુ માનની. ૨
મારી રાધા રટણ મુકતી નથી જો,
તારે રૂપે મારૂ મનડુ લીધુ છે મથી જો. સાચું માનની ૩
મદન મનોહર હું મુજ ચિત્ત તું ચોર છે જો;
લોચન તારાં વદન ચંદ્રનાં ચકોર છે જો. સાચું માનની. ૪
તારૂં સર્વ મીઠું લાગે મુને માનની જો;
હું જગજીવન મુજ જીવન સુતાવ્રખભાનનીજો. સાચું માનની.૫
પીત વર્ણ તારો માટે પીતાંબર ધરૂંજો,
શ્યામા માટે તારા અંજનનું ચિંતન કરૂં જો. સાચુમાનની. ૬
કમળ ધરૂં તારા મુખનાં થવા ધ્યાનનેજો,
રાખુ વાંસળી કરવા તારા ગુણ ગાનનેજો. સાચુ માનની. ૭
તારા નેત્રના સમ નિરખવાના સુખનેજો,
આતુર થયો ઘણું મોહો તારા મુખનેજો. સાચું માનની. ૮
મકરકુંડળ ચપળ કુંઇક તારાં નેત્ર સાંજો;
શંખ ચક્ર ગદા કંઠ કંકણ કરજસાંજો. સાચું માનની. ૯
એવો દુર્લભ છું મળતો નથી કોઇનેજો,
તારે આધીન થયો જીવું મુખ જોઇનેજો. સાચું માનની ૧૦
એવી વ્હાલિ છાં પણ કહેતાં આવડતું નથીજો,
વાણી કાળજડાંની અંતે કહુ છું કથીજો. સાચું માનની. ૧૧
મારો તારો મળી એનો એક પ્રાણ છેજો;
જુઠું કહેતો નથી વેદમાં પ્રમાણ છેજો. સાચું માનની. ૧૨
ભુશણ જગતનું હું મારો સણગાર છે,
આપણ એનો દાસ દયાને આધાર છે. સાચુ માનની. ૧૩

(૧—૨)

સાંભળ વચન મારૂં કૃષ્ણ કહે કામનીજો,
તેં તો મંન મારૂ ભગાડ્યું છે ભામનીજો સાંભળ વચન. ટેક.

બધી વિશ્વને નમાવે છે તું માહરીજો,
મને પીડે પ્રેમરૂપી માયા તાહરીજો. સાંભળ વચન. ૧
શેશ શંકર સરવ માયામાં વશી રહ્યાજો,
તારા પ્રેમમાં ઠહવાયો હું તો સર્વથા જો. સાંભળ વચન. ૨
વ્હારા સ્નેહ આગળ તું મુજને દેખે નહીજો;
જેમ શુર સામો સુર ન દેખે સહીજો. સાંભળ વચન. ૩
તું તો રાત દીવસ વિસરતી મને નથીજો;
મ્હારા હૈયાનું દુખ કોની આગળ કહું કથીજો. સાંભળ વચન. ૪
નિંદ્રા નાંવે મને ભોજન નથી ભાવતુંજો,
દુઃખ પ્રેમિની આગળ કરૂં છું છતું જો. સાંભળ વચન. ૫
માતા જસોદા કહે છે જમતો નથી જો,
બાપ શું છે તંને દુઃખ મને કહે કથીજો. સાંભળ વચન. ૬
એવું સાંભળી હું તેના સામુ જોઇ રહું જો;
મારી માત આગળ હૈયાનું હેત કયમ કહું જો. સાંભળ વચન. ૭
ત્હારા જેવી બીજી જુગમાં કો નવ મળેજો;
સત્ય માનજે તું મારૂં કહ્યુ નવ લહેજો. સાંભળ વચન. ૮
પરમેશ્વરે રૂપ તુજને શીદ આપિયુંજો.
આપી તંનડુ હમારૂં સંતાપિયુંજો. સાંભળ વચન. ૯
ત્હારૂં વદન જોઈ ભમ્યો હુંતો ભામનીજો;
મોહ પમાડયો તેં મુજને ગજગામનીજો. સાંભળ વચન. ૧૦
દયા આણીને નમેરા નવ થઇયેજો;
ચતુર હોય તેને ઝાઝું મુખ સું કહિયેજો. સાંભળ વચન. ૧૧
વિધાત્રીએ એવું મુજને શીદ આપિયુંજો;
તારા રૂપમાં ત્રૈલોક નથી વ્યાપિયુંજો. સાંભળ વચન. ૧૨
મનમાં જાણેછે કેમ મનાવે મુજનેજો;
એવો રિસાવીશ જે પગે લગાડીશ તુજનેજો. સાંભળ વચન. ૧૩
પ્હેરી નવનવા સણગાર સાથ હિંડિએજો;
ડાહ્યા થઈને હમોને નવ પીડીએજો. સાંભળ વચન. ૧૪.
ત્હારાં ચરિત્ર તે સર્વ મુને જાણછેજો;
પ્રાણ બે જુદા તે એક સમાનછેજો. સાંભળ વચન. ૧૫.
તું તો ઘણી સારી લાગેછે મુને પ્રેમદાજો;
જુદાગીરી તું રખે કરે હુથી સદાજો. સાંભળ વચન. ૧૬
એવું સાંભળીને રાધાજી ચરણે નમ્યાજો;

રસિક વચન બોલ્યાં નાથનાં મણાં ગમ્યાંજો. સાંભળ વચન. ૧૭
મધુર વચન બોલે વ્હાલાને ગોપી હસીજો;
દયાપ્રીતમની પ્રીત રૂદેમાં વસીજો. સાંભળ વચન. ૧૮
(૧-૨)

ગરબી.

સુણો શામળા હું તમમાટે ઘેલી થઇજો;
માણસકેરી ઓળમાંથકી ટળી ગઇજો. સુણો સામળા ટેક.
મન વિચારમાં હું ફરકારી સરખી ફરૂજો,
બોલું ચાલું તેમાં ના ગળે કાંઇ પાધરૂજો. શુણો. ૧
સાસરેથી જાઉ પીયર ત્યાંથી સાસરેજો,
ચેટક લાગ્યુ હોય ત્યમ ચિત્ત કાંઇ નવ ઠરેજો. સુણો. ૨
એવી થઇ તોયે તમારા લેખામાં નથીજો,
એક ઓળખે ના એક તો મર મથીજો. સુણો. ૩
આવડા નમેરા થતાં નથી લાજતાજો,
ચઢ્યું બહુ ગુમાન આગળ આવા નવ હતાજો. સુણો. ૪.
નંદયશોદાને પણે તો નથી ગયાજો,
કોણ જાણે હાવા કોણ સરીખા થયાજો. સુણો. ૫
પરમેશ્વરથકી તો કાંઇ બીહીને ચાલીયેજો;
મ્હોટા થઇ ગુમાન આવડું ન ઝાલીયેજો. શુણો. ૬
વિધાત્રામાં પણ વિવેક દેખું ના કરોજો,
આપ્યો રૂપગુણ ભંડાર આવડો હસોજો. સુણો. ૭
પ્હેલાં કહેતા મને તું તો મારો પ્રાણ છેજો,
વ્હાલા વિચારો તે બોલનાર કોણજો. સુણો. ૮
પારકી શી પીડા અર્થ આપણો સરચોજો;
વીતી વેદના ને વૈદને કરચો પરોજો. સુણો. ૯
હું પણ જાણું છું ગીરધારી ગરજી છો ઘણાજો;
સ્વાર્થ સધતાં તો રાખતા નથી મણાજો. સુણો. ૧૦
હુંએ રીસાવું પણ મન નથી રીસાવતુંજો;
માટે તમો થકી વઢતાં નથી ફાવતુંજો. સુણો. ૧૧
હોય મારવી તો મારો મુને હાથથીજો,
વ્રહાગ્નિમાં બાળિ મારો તે ઘટતુ નથીજો. સુણો. ૧૨
એવું સાંભળીને મદન મોહનજી હસ્યાજો,

આતુર જાણી સાચું હ્રદય ભીડવા ધસ્યાજો, સુણો. ૧૩
આવ્યો સુખ તણો સમુહ દુઃખ ટાળિયુંજો,
પોતાની કરીને પરેમ દ્રષ્ટે ભાળિયુંજો. સુણો. ૧૪
ઈચ્છાથી અધીક સુખ મળ્યું પાયે નમાંજો,
દયાના પ્રભુ પ્રસંન્ન થયા શી કમીજો. સુણો શાંમળા. ૧૫

(૨)

## ગરબી.

સાંભળરે તું સજની મ્હારી, રજની ક્યાં રમીઆવીજી,
પરશેવો તને ક્યાં વળ્યો, તારી ભમર ક્યાં ભીજાંણી. સાચું બોલોજી.
વનમાં હું તો ભુલી પડીને; અતીસે મુઝાણીજી,
પરસેવો મને તાં વળ્યો, મારી ભમર ત્હાં ભીજાંણી. સાંભળ સજનીજી. ૨
કાલ મેં તારી વેણ ગુંથીતી, છુટી ક્યમ વિખરાણીજી,
એવડી ઊતાવળ શી પડીજે, ઝુલડી નવ બંધાણી. સાચું બોલોજી. ૩
કાળો તે ભમરો શીરપર બેઠા, ઊરાડતાં શેર છુટોજી,
જયમ ત્યમ કરીને બાંધતાં, વચમાંથી નાડી તુટી, સાંભળ સજનીજી. ૪
આ ચોળી અતલશની પેરી, સઈએરે વખાંણીજી.
ચોળીની કસ કહાં તુટી, તું આવડી કહાં ચોળાંણી. સાચું બોલોજી. ૫
હૈયું મારૂ દુખવા આવ્યું, વાએ કરીને કાંખ્યુંજી,
પીડા ટળવા કારણે, મેં કળે કરી દબાણું. સાંભળ સજનીજી. ૬
આવડાં પુષ્પ કહાંથી વાટે, તુજને કોણે આપ્યાંજી,
એવો રંગરસિયો કુણ મળિયો, પ્રેમેકરીને થાપ્યાં. સાચું બોલોજી ૭
સુરજ કળાએ હું જાતી હતી, વાટે મળ્યા વનમાળીજી,
સમખાઈને મુને તેણે આપ્યાં, તેની પ્રતીજ્ઞા પાળી. શાંભાળ સજનીજી
અવળો ચણિયો કેમ પેરયોછે, જેમ તેમ વીંટા સાડીજી
સજક થઈને સુંદરી હાવાં, વસ્ત્ર ખ્હેરોની વાળી. સાચું બોલોજી. ૯
સાથ ના સૈયરે કીધો, ઉતાવળો વેગે ચાલીજી,
અવળો ચણીયો પ્હેરી દીધો, હવે વસ્ત્ર પ્હેરીશું વાળી. સાંભળ સજનીજી. ૧૦
નીકળી હતી તું સઊથી પ્હેલી, સાથ અમારો મેલીજી;
પછવાડેથી ક્યાંથી અંબીકા, જઈને તું બેડી. સાચુ બોલોની. ૧૧
નિકળી હતી હું સહુથી પ્હેલી, સાથ સૈયરનાં મ્હેલીજી;
વાટે હું ભુલી પડીગઈ, ત્યાંહાં જઈ બેઠી એહેલી. શાંભળ સજનીજી. ૧૨
કસ્તુરી અંગે બહેકેછે, આ વનમાં કોણ આલેજી;

સરવે શરીરે તારે વ્યાપીરહીછે, તે કેમ જાએ ઢાંકી. સાચું બોલોજી. ૧૩
મૃગશાળાએ મૃગલો બેઠા, તેને જઇ મેં ઝાલ્યોજી;
તેની વાસના મારા અંતરમાં પેઠી, તે નથી રેહેતી ઢાંકી. સાંભલ સજનીજી૧૪
અધુર દંત બેઠા દીસેછે, છાતીયે નખ વાગ્યાજીરે;
તારૂણી તારા તનડામાં પેઠી, કામણાંણુ ક્યાંહાં વાગ્યાં સાચું બોલોજી ૧૫
મધુરાં વાયક પોપટ બોલ્યાં તેને મેં જઇ ઝાલ્યોજી,
ચંચળ ચાંચ ભરીને નાઠો, તતક્ષણ ત્યાંથી છુટો. સાંભળ સજનીજી
શ્યામસુંદર તને મળ્યા દીસે છે, તે આગે તું પસરાઇજી;
જે જે પુછું તેના ઊત્તર આપે, એ બધિતુજ ચતુરાઇ. સાચું બોલોની. ૧૭
જે વારે હરિ મળિયા હોયે, તે વાટે નવ જાઉજી,
આજ પોરે હરિ મળિયા હોય, કહો તેના સમખાઉં સાંભળ સજનીજી ૧૮
મ્હારે એવી પ્રતિજ્ઞા જે,પર પુરૂપ ભાઇ બાપજી;
દાસ દયાના સ્વામીને ભજતાં, ભવની ભાવટ જાય, સાંભળ સજનીજી, ૧૯

( ૨ )

ગરબી.

શ્યામ સલક્ષણા રોહો હું કહું છું, શિખામણ લો માનીજી;
મારગડે જાતાં મુજ અવણે, વાત કહી શીદ છાની, ડાપણ રાખોજી, ૧
અવળારે અબળા અવળું શું બોલે, જા તું સુની વાટજી;
કર્ણફુલના હાર તું નિર્ણદેખી, સેહેજે હમે જોયો બાટ. સુલટું ભાખોજી. ૨
કર્ણફુલ જોયું તે શું કેહે છો ? અવર કોઇ ઉપમ માનેજી;
પુરૂપને શું કામ સ્ત્રી સંગે, સમજાવોછો કહાંને. ડાપણ રાખોજી. ૩
સખી જેહેનાં મનમાં કપટ હોય તે, કપટતણી ગત જાણેજી;
જાતાં જાતાં થયું શું ત્હારે જે, આવડી વાત વખાણે. સુલટું ભાખોજી.૪
તમો છાના રોહો સાધુ છો હું જાણું, સાચાં બોલોછો વેણજી;
સાધુપણાની સાખ્ય પુરે છે, નાચંતાં બેઉ નેણ. ડાપણ રાખોજી; ૫
સખી નાચંતાં કે વણનાચંતા, તે મેહેણું શીદ દીધુજી;
જેહેવાં છે તેવાં હમ પાસે, કહે તાહારૂં શું લીધું ? સુલટું ભાખોજી. ૬
ઓ વ્હાલા મ્હારૂં તો સર્વસ્ત લીધું છે, હું અબળા કહેતી લાજુંજી;
તનમનધન લુંટીને લીધું, હવાં શું લેશો ઝાઝું ? ડાપણ રાખોજી. ૭
સખી હું તો બાળક કાંઇ ન સમઝું, કહેવું હોયે તન મંનજી;
ઉપમ કરચો તેં મુજને મ્હોટો, એમ બોલ્યા જગજીવંન. સુલટું ભાખોજી૮
તમો નંદકુંવર મેં નિરખ્યા નહાના, ગુણ મોટા ગંભીરજી;

વડા જાણવી વત્તો પીડે જયમ, નાહાનો નાવક તીર. હાપણુ રાખોજી ૯
સખી કાયર થઇ એમ કંપેછે ને, વાત શુરાની વખાણીજી;
નાવક બાણુ તણી ગત ન્યારી તું તો, રેણુ વણુ દીઠ કેમ જાણી. સુસદુ ભાખોજી. ૧૦
દાસ દયાના પ્રભુ દુઃખ રખે ધરતા, હું દુરીજન માટે કહું છુંજી;
એ સુખડાંને કાજે હરિ હું, બોલ લોકના સહું છું. હાપણું રાખોજી ૧૧
(૩)

ગરબી.

સમે સમો તમો સમજો નહિં ને, કરતા હિંડો આળજી;
લોક શું જાણે જે ટેવ પડી છે, મુકે માથે ગાળ. પેર ન જાણોજી ૧
સાસુ હમારી સાંભળતાં મુને, શીદ કરોછો સાદજી;
આપણુ બેન બોલતાં દેખી માશે, પરણ્યો કરે છે વીખવાદ. પેર ન જાણોજી ૨
મારાં આંગણુલાં સામું આવીને કાલે, શાને કીધી સાનજી;
મારી નણુદી મર્મનાં વચન બોલી,ભાભી જાઓ તેડે છે કહાન.પેર ન જાણોજી ૩
આતુર જન તો દીઠા અતિ પણ, તમથી આડો આંકજી;
કહેવા સરખું આપણુ કરિયે ત્યારે, દુરિજનનો શો વાંક. પેર ન જાણોજી ૪
ગાળ પોતાનો પુણુ ખાઇયે, કરિયે દીઠા અદીઠાજી;
પ્રગટ કરી બજારે બેઠાંશું, લાગે છે અતિ મીઠા. પેર ન જાણોજી ૫
જે દહાડાની પ્રીત બંધાણી, તે દહાડાની ચરણે વળગીજી;
દાસ દયાના પ્રભુ મનમાં સમજો, હું નથી તમથી અળગી; પેર ન જાણોજી ૬
(૨)

ગરબી.

વશકરણી છે શ્રીજનારનેજીરે, વશકરણી છે તારી વાંસળી. ટેક.
સ્વર સુણતામાં હું તો સુધ બુધ વીસરી,
દરદમાં ગરદ ગઇ છે મળી. હોજીરે વશકરણી. ૧
સુધાથકી સ્વાદ છે એનો અતિ ઘણો,
મુને લાગેછે સાકર કરતાં ગળી. હોજીરે વશકરણી. ૨
ચટકો લાગો તે જેરી ડંખથી ન ઉતરે,
જેરી ઝાઝિ છે તે કરતાં વળી. હોજીરે વશકરણી. ૩
ઘરકારજ મુને કાંઇ નવ સુજે,
લોક કહેછે ચિત્તથી ગઇ ચળી. હોજીરે વશકરણી. ૪
દાસ દયાનો સ્વામી એમનો પયોધી મળ્યો,
પ્રીતલડી પુરવતણી ફળી, હોજીરે વશકરણી છે તારી વાંસળી. ૫

ગરબી.

વાંરૂંછું વાલમ વળી વળી, હોજીરે વેણુ મા વાસો મારે આંગણે. ટેક.
મુજ સાસુ કહે છે વહુઅર જાગો વેણુ વાગી,
મારી નણંદ જેઠાણી વાંકુ ભણે, હોજીરે વેણુ મા વાયો. ૧
નિર્લજ હોય તેને લાજ નવ લાગે,
પણ મુજને તો લોક ઘેલાંમાં ગણે. હોજીરે વેણુમા વાસો. ૨
ખીજવે સરવ મુને કહાન આવ્યા કહીને,
મ્હારો ભાર ગયો સંગ તગતણે. હોજીરે વેણુમા વાસો. ૩
દાસ દયાના પ્રભુ પ્રીછજો તમારે મ્હારે,
એમ કરો ત્યારે કેમ ખણે. હેજીરે વેણુ મા વાસો. ૪

ગરબી.

માને તમારૂં તે તો ઘેલડી, છબિલા, કહ્યું માને તમારૂં તે તો ઘેલડી. ટેક.
શાનેકાજે મને કહાવ્યું દુતી સાથે, શોધતી હતી જયારે છેલડી. છબિલા કહ્યુ. ૧
હું શું જાણું જે મોડ મીઠા હૈયે જુઠા, જાણે જે હોય મન મેલડી. છબિલા કહ્યુ. ૨
ખરે પ્રભાતે મારે દ્વાર શીદ ઊભા, આઘા રોહો દેખશે સાહેલડી છબિલા કહ્યું. ૩
વણજ વીના શીદ જોખમ જોઇએ, જાઓ જયાં કીધી રંગરેલડી. છબિલાકહ્યું. ૪
અધઘડીનો પણ અંતર પડશે, વળગાડી લાવ્યા શેં ન ઐલડી. છબિલા કહ્યું ૫
શીંચવી ન્હોતી ત્યારે રોપી શીદ રસિયા, પ્રથમ થકી વ્હાલવેલડીછબિલાકહ્યું ૬
આજ પછી કાંઈ કહેવું નથી માહરે, સુખે કરો કસોલી કેલડી. છબિલા કહ્યુ. ૭
દયાના પ્રીતમજી ઘણું કહેવાઓછો ચતુરપણું, ઓળખો નહી એરંડો સેલડી. કહ્યુ. ૮

( ૨ )

ગરબી.

વાંકું મા જોશો વરણાગિયા;
જોતાં કાળજામાં કાંઈ કાંઈ થાયછે જીરે. વાંકું મા જો૦ ટેક.
અણિયાળી આંખે વાલમ પ્રાણ મારો પ્રોયોછે,
મોહન મુખડુ જોઇને મનડુ મોહાય છે જીરે. વાંકું મા જો૦ ૧
મંદ મીઠી હંસણી તે તો મોહનીના ફંદ છે,
તેમાં પડ્યા પછી કેણે નીકળાય છે જીરે. વાંકુ મા જો૦ ૨
નખશીખ લગી રૂપરસિક મધુર મનોહર,
જયાંહાં જોઇએ ત્યાં આંખ ઠરી જાય છે જીરે. વાંકુ૦ ૩
નાસીકાનુ મોતી ઝુમી રહ્યું છે અધરપર,

તે તો મનડા મારામાં ઝોકાં ખાય છે જીરે. વાંકુ૦ ૪
અબળા જન મ્હોય તે તો કૌતક કહેવાય નહી,
તેમાં કામ જેવા પુરૂષ ઠ્હેવાય છે જીરે. વાંકું૦ ૫
નટવર નાગર રસિક મુગટમણી,
જગત મોહન રૂપ શાસ્ત્રમાં ગાય છે જીરે. વાંકુ. ૬
દયાના પ્રીતમ મીઠી મોરલી સુણીને હવે,
વણ મુલે સરવ વેચાયછે જીરે. વાંકું મા૦ ૭

( ૧—૨ )

ગરબી.

આવોની લાલ વરણાગિયા, હોજીરે,
આવોની લાલ વરણાગિયા. ટેક.
રાતાં રાતાં લોચન દીસેછે રસીલાં,
કેઇ સોહાગણ સંગ જાગિયાજી રાજ. આવોની. ૧
મંનની માનીતીને મળીરે આવિયા,
આજ થયાછો શોહાગિયા હોજી રાજ આવોની. ૨
ઘાયલની પઠ ઘુમો છો તેહેનાં,
નેનતણાં સર વાગિયાહોજી રાજ. આવોની. ૩
માન મુકાવ્યું છે પાગ પડી તેના,
ઓસતાના ડાઘ ભાલે લાગિયાહોજી રાજ. આવોની. ૪
દયાના પ્રીતમ મ્હારા મંનના સંદેહ સહુ,
ખરેખરા આજ ભાગિયા હોજી રાજ. આવોની. ૫

( ૩ )

ગરબી.

પ્રેમની પીડા તે કોને કહિયેરે, હો મધુકર, પ્રેમની પિડા તે. ટેક.
થાતાં ન જાણી પ્રીત જાતાં પ્રાણ જાયે,
હાથનાં કીધાં તે લાગ્યાં હઇયેરે. હો મધુકર. ૧
જેને કહિયે તે તો સરવે કહે મુરખ,
પસ્તાવો પામી સહિ રહિયેરે. હો મધુકર. ૨
ધીકીયે ઢાક્યાં રાત દિવસ અંતરમાં,
ભુખ નિંદ્રામાં નવ લહિયેરે. હો મધુકર. ૩
દાઝા ઉપર લુણ દીધું એ કામોદરે,
સોકલડી સુણિને કાળજ દહિયેરે. હો મધુકર. ૪

અબળાનો અવતાર તે પરાધીન,
રંક કલ્પીયે પણ કહાં જઇયેરે. હો મધુકર. ૫
સ્નેહનો ડઝાડયો ઘણો મર્ણથકી માઠો,
શું કરિયે વાળ્યાં તે વહિયેરે. હો મધુકર. ૬
દયાપ્રભુ આવે તો પ્રસિદ્ધ સુખ થાયે,
દુઃખ દીધુ નંદજીતે છૈયેરે. હો મધુકર. ૭
(૧-૨)

ગરબી.

પ્રીતડીની રીત અતી અટપટી, ઓધવજી છે, પ્રીતડીની રીત. ટેક.
થાવાનો ઊપાય પણ જાવાનો જડે નહી,
વજ્રે રેહેણે જટી તે જટી. ઓધવજી છે, પ્રીતડીની. ૧
પ્રીત ના કહેવાય તે તે સ્વારથ સમજવો,
ચાર દિવસ પ્રગટી ને ગટી. ઓધવજી છે, પ્રીતડીની. ૨
પીડાની ભરેલી પ્રીત તોયે કરે પંડિત;
દુઃખ પામે તોય રહાય ના ઘટી. ઓધવજી છે, પ્રીતડીની. ૩
કહ્યું સમજ્યામાં ન આવે એ વસ્તુ તો;
જાણે જેને હોય વીતની વટી. ઓધવજી છે, પ્રીતડીની. ૪
દયાના પ્રીતમવીના પ્રીત તેજ પીડા;
ધરમ લાજ ખોય ને ગરે ખટી. ઓધવજી છે, પ્રીતડીની. ૫
(૨)

ગરબી.

શ્યામરંગ સમીપે ન જાવું, મારે આજથકી શ્યામરંગ. ટેક.
જેમાં કાળાસ તે સહુ એકસરખું;
સરવમાં કપટ હરી આહવું. મારે આજ થકી શ્યામરંગ૦ ૧
કસ્તુરીની ખીંદી તે કરૂં નહીં;
કાજળ ના આંખમાં અંજાવું. મારે આજથકી શ્યામરંગ૦ ૨
કોકીલાનો શબ્દ સુણું નહીં;
કાગવાણી શકુનમાં ન લાવું. મારે આજથકી શ્યામરંગ૦ ૩
નીલાંબર કાળી કંચુકી ના પેહેરૂં;
જમનાનાં નીરમાં ન ન્હાવું. મારે આજથકી શ્યામરંગ૦ ૪
મરકટ મણી ને નેત્ર દ્રષ્ટે ના જોવાં;
જાંબુ વંતાગ ના ખાવું. મારે આજથકી શ્યામરંગ૦ ૫

દયાના પીતમ સાથે મુખે નીમ લીધો;
પણ મન કહેજે પલક ના નીભાવું. મારે આજથકી શ્યામરંગ૦

(૨)

ગરબી.

આવોની માહારે ઘેરમાણવા હોજી, રાજ આવોની માહારે ઘેર૦ ટેક.
પ્રેમરશ પ્યાલો તે પીવા ને પાવા,
જોબન તુરીને પલાંણવા હોજી, રાજ આવો૦ ૧.
પડતી રાતે પધારજો પ્રીતમ.
કોઇ નથી બેઠું જાણવા હોજી, રાજ આવો૦ ૨
માહારી શેહેરીના છે સંત સાધુ,
પરની ન વાત બેશે છાણવા હોજી, રાજ આવો૦ ૩
પ્રભાતે જાતાં કોઇ પુછશે તો કહીશું,
તેડચાતા વલોણું તાણવા હોજી, રાજ આવો૦ ૪
સર્વ તજે પણ સમો સંભાળે,
રસીયા તે પરમાણવા હોજી, રાજ આવો૦ ૫
રાજની રૂપાળી છબે ચિત્ત માહારૂ ચોરયું,
સમરથ નથી વખાણવા હોજી, રાજ આવો૦ ૬
ઘણા દીની આશ મારા મનમાં દયાપ્રભુ,
મ્હારે મ્હોને એકવાર આણવા હોજી, રાજ આવો૦ ૭

(૨—૧)

ગરબી.

કીએ ઠામે મોહની ન જાણીરે, મોહનજી કીયે. ટેક.
ભ્રગુટીની મટકમાં કે ભાળવાની લટકમાં,
કે સું મોહની ભરેલી વાણીરે. મોહનજી, ૧
બિટલિયાળા કેસમાં કે મદન મોહન વેસમાં,
કે મોરલી મોહનની છાણીરે. મોહનજી૦ ૨
મુખારવિંદમાં કે મંદહાસ્ય ફંદમાં,
કે કટાક્ષ સોહની વખાણી રે, મોહનજી૦ ૩
કે સું અંગઅંગમાં કે લલિતા ત્રીભંગમાં,
કે સું અંગ ઘેલી કરી સ્યાણી રે. મોહનજી૦ ૪
ચપળ રસિક નેનમાં કે છાની સેનમાં,

કે જોબનનું રૂપ કરે પાણી રે. મોહન૦ ૫
દયા પ્રીતમ પોતે મોહની સ્વરૂપ છે,
તન મન ધન હું લુટાણી રે. મોહનજી ૬

( ૧—૨ )

ગરબી.

શોભા સલુણા શ્યામની, તું જોને સખી શોભા૦ ટેક.
કોટી કંદર્પ લજાવે એહેનું મુખડું,
ફીકી પડછે કળા જામિની. તું જોને૦ ૧
સદ્‌ગુણસાગર નટવરનાગર,
બલીહારી એહેના નામની. તું જોને૦ ૨
કોટી આભુષણનું એરે ભુષણ,
સીમાં છે અભીરામની. તું જોને. ૩
જે એહેને જાણે તેને તો એ સાર સર્વનો,
બીજી વસ્તુ નથી કામની. તું જોને૦ ૪
અનુપમ એ અલબેલો રસીયો,
જીવનમુળી દયારામની. તું જોને૦ ૫

( ૩ )

ગરબી.

મુકને માહારાસમ માનુની, તું એહેવી હઠ મુકને માહારા. ટેક
જે રે સાચું તે તો નજરે રે દીઠું,
જુઠી તે વાત સુણી કાનની. તું એહેવી. ૧
આવડી આધીન તુને પ્રીત હોય પરથી;
આન માન વાત અનુમાનની. તું એહેવી. ૨.
પ્રસન થવાનું વેણુ સાંભળીશ જારે;
સુધિ પારો ધ્યાનપાનની. તું એહેવી. ૩
દયાનો પ્રીતમ કેહે હું સમપાઈ કહું છું;
તું વસ્તુ માહારા કામની. તું એહેવી. ૪

( ૩ )

ગરબી.

મર્મનાં વચન શું બોલે રે હો, માનુની તું મર્મનાં વચન સું બોલે. ટેક.
માહરે તો આ ગોકુળિયાંમાં, કોઈ નથી તાહારે તોલે. હો માનુ. ૧

જાણીજોઈને વાંકાં વચન બોલીને, માહારૂં કોમળ કાળજું શીદ છોલે. હોમાં. ૨
મન માહારૂં તુજવિના ત્રીભોવનમાં, કોઈને દેખીને ના ડોલેરે. હોમાં. ૩
રસની ભરેલી તાહારી આંખડી દેખું છું, ત્યારે પ્રાણ મારે છે ઝોલે. હોમાં. ૪
દયાનો પ્રીતમ કહે હું તાહારોને તું માહારી, હાવાં અંતરનો પ્રેમ સેંન ખોલે. હો. ૫

( ૩ )

ગરબી.

રાતલડી, કોહોની સંગે જાગ્યા,
ધાએલ છોજી નેનબાણ કઈનાં વાગ્યાં. રાતલડી. ટેક
વાંકલડું તમસામું કઇયે જોયું, મોહન છો કઇ મોહિનીયે મન મોહ્યું;
કેઇ પ્રાણપ્યારી કરી ચિતપ્રોયું. રાત૦ ૧
ભલા ભગવંત વચનના સાચા, કોહોની કાલે કેવી વધાતા વાચા;
તુરતના તુરત દેખાયા કાચા. રાત૦ ૨
જુઠાસું તંત ન કરવો ઝાજો, બોલ બોલી શકતા નથી કાંઇ સાજો;
જુઠા રામ ખાતા લગાર ન લાજો. રાત૦ ૩
હારનાં ચિન્હ દેછે ઉર દેખા, અધરપર દીસે છે અંજન રેખા;
મળી ગળી જાય છે નેત્રની મેખા. રાત૦ ૪
જેસું રમ્યા રજની લાગી અમોલી, ભુલે તેનું નામ જાય છે બોલી;
તેનાં રામ તમને કોહો દિલ ખોલી. રાત૦ ૫.
અભીત છો આલો લગારેક પોહોડો, પલોઠું પાએ મટે શ્રમ થોડો;
આંગણલે ઊભા આળસ શીદ મોડો. રાત૦ ૬
રાખ્યું મુખ પ્રશંન હ્રદેમાં દાધી, જેરો ખસી વસ્તુ અમુલિક લાધી;
સમજણી શ્યામા લીધું કામ સાધી. રાત૦ ૭
સામાસામી નેન નેહનાં મળિયાં, છુટયું માન સુખ સિંધુમાં ભળિયાં;
દયાના પ્રીતમ બેઉ પલંગે ઢળીયાં. રાત૦ ૮

(૧-૨)

ગરબી.

પ્રીતલડી જીવણજીની તોડી,
નટવર નવલી કોહો[illegible]; પ્રીતલડી. ટેક.
નેનમાંથી નાથજી [illegible] માંથી હેતલડાંરે ચોરાણાં;
મંનજી [illegible]

હૃદયામાંનું તુરત જણાયામાં આવે. પ્રિતલડી. ૨.
શાનેકાજે રાગ થાઓ ઓશિઆળા, હમે નથી કેહેતાં ગોરા કે કાળા,
જેવાં બિબાં હોય તેવા પડે છાપા. પ્રિતલડી. ૩.
જાણુછો જીવન રસની રીતી; પરાણે ન થાયે ઓહી તમ પ્રિતી,
દયા પ્રિતમ ભણે નીત નીતી. પ્રિતલડી. ૪

( ૨ )

ગરબી

કઇસંગે લપટાણા, વાલમજી કઇ સંગે લપટાણા. ટેક.
આજ કંઇ નેત્ર ઊજાગરો દીસે, લપટ થયા લાલ કો ભારે અતીસે,
કેમ્યાનું સુતા છો ભારે રીસે, વાલમજી કઇ સંગે લપટાણા. ૧
આજનાં એહેન દીસે કંઇ અંગે, રાતલડી રમ્યાછો પેલીની સંગે;
મારા સામું જોઇને હસોને ઊમંગે, વાલમજી કઇ સંગે લપટાણા. ૨.
મ્હોટા થયા જુઓને મંન વિચારી, ધુરતવિદ્યા જાણી મેં સરવ તમારી,
તમે વશ કીધી આ વૃજની નારી, વાલમજી કંઇ સંગે લપટાણા. ૩
હઠી નીત બોલ કોના કોના સહિયે, વ્રીજના લોકોને શું ઘણું કહિયે,
કહેછે કુળ લજાવ્યું નંદને છૈયે. વાલમજી કઇસંગે લપટાણા. ૪
જ્યારે હોય તમને ગરજ હમારી, ત્યારે ધાઇ આવો મંદિર ગીરધારી,
હમો નહીં લોભી ધુતારણ નારી, વાલમજી કઇસંગે લપટાણા. ૫.
સ્નેહ સંગપણથી હું તમને બોલાવું, વારેવારે કોને મળીને તેડાવું,
વ્હાલા માન ક્યાંથકી આવડું આવ્યું. વાલમજી કઇસંગે લપટાણા. ૬
હમો તમ સાથે કદી નહીં બોલું, અંતરની વાત કદાપી ન ખોલું,
નાથ રખે જાણો જે મુજ મન ભોળું. વાલમજી કઇસંગે લપટાણા. ૭
જાઓને ઘેર વાટ પેલી જુએછે. દેખી મારે અંતર ઉરગ ડસેછે;
ઉતર દયારાંમનો પ્રભુ કેછે, વાલમજી કઇસંગે લપટાણા. ૮

( ૨ )

ગરબી.

તાહારે પ્રેમે હું મોહ્યો રાધીકે, તારા સરખો પ્રેમ કંહીં ના જોયો;
માનની તારે પ્રેમે હું મોહ્યો. ટેક.
હજુપણ હેતરસ તારો મેં પીધો, અજીતછું તેંપી તેં જીતી લીધો;
અન્ય હતી પણ અર્થ કોઇનો ના સીધ્યો, રાધીકે૦ ૧
કહ્યામાં ન આવે રૂપ ખારી તાહારૂં, જેનાપર ઓટી રતીરૂપ વારૂં;
તાહારે રૂપે લોભી રહ્યું મન મારૂં. રાધીકે૦ ૨

જાણીજોઈને વાંકાં વચંન બોલીને, માહારૂં કોમળ કાળજું શીદ છોલે. હોમાં. ૨
મંન માહારૂં તુજવિના ત્રીભોવનમાં, કોઈને દખીને ના ડોલેરે. હોમાં. ૩
રસની ભરેલી તાહારી આંખડી દેખુંછું, ત્યારે પ્રાણ મારે છે ઝોલે. હોમાં. ૪
દયાનો પ્રીતમ કહે હું તાહારોને તું માહારી, હાવાં અંતરનો પ્રેમ સેંન બોલે. હો. ૫

( ૩ )

ગરબી.

રાતલડી, કોહોની સંગે જાગ્યા,
ધાએલ છોજી નેનબાણ કેઈનાં વાગ્યાં. રાતલડી. ટેક
વાંકલડું તમસામું કઇયે જોયું, મોહન છો કઇ મોહિનીયે મન મોહ્યું;
કેઇ પ્રાણપ્યારી કરી ચિતપ્રોયું. રાત૦ ૧
ભલા ભગવંત વચનના સાચા, કોહોનાં કાસે કેવી વણાતા વાચા;
તુરતના તુરત દેખાયા કાચા. રાત૦ ૨
જુઠાસું તંત ન કરવો ઝાઝો, બોલ બોલી શકના નથી કાંઇ સાજો;
જુઠા સમ ખાતા લગાર ન લાજો. રાત૦ ૩
હારનાં ચિન્હ દે છે ઉર દેખા, અધરપરં દીસે છે અંજન રેખા;
મળી ગળી જાય છે નેત્રની મેખા. રાત૦ ૪
જેસું રમ્યા રજની લાગી અમોલી, ભુલે તેનું નામ જાય છે બોલી;
તેનાં સમ તમને કોહો દિલ ખોલી. રાત૦ ૫.
શ્રમીત છો આવો લગારેક પોહોડો, પલોઠું પામે મટે શ્રમ થોડો;
આંગણુલે ઊભા આળસ શીદ મોડો. રાત૦ ૬
રાખ્યું મુખ પ્રશંન હ્રદેમાં દાધી, જરો ખસી વસ્તુ અમુલિક લાધી;
સમજણી શ્યામા લીધું કામ સાધી. રાત૦ ૭
સામાસામી નેન નેહનાં મળિયાં, છુટયું માન સુખ સિંધુમાં ભળિયાં;
દયાના પ્રીતમ બેહુ પલંગે ઢળીયાં. રાત૦ ૮

(૧-૨]

ગરબી.

પ્રીતલડી જીવણજીની તોડી,
નટવર નવલી કોહોની સંગાથેજોડી; પ્રીતલડી. ટેક.
નેનમાંથી નાથજી નીર સુકાણાં, હઇયામાંથી હેતલડાંરે ચોરાણાં;
કેસવરાય મંનજી કયાંહાંરે પોરાણા. પ્રીતલડી. ૧
ચતુર હોય તે ચતુરાઇ જણાવે; ઉપરથી વાત ચિઠીરે બતાવે,

હૃદયમાંનું તુરત જણાયામાં આવે. પ્રિતલડી. ૨.
શાને કાજે શોગ થાઓ ઓશિઆળા, હમે નથી કેહેનાં ગોરા કે કાળા,
જેવાં બિબાં હોય તેવા પડે છાપા. પ્રિતલડી. ૩.
જાણોછો જીવન રસની રીતી; પરાણે ન થાયે મોહી તમ પ્રિતી,
દયા પ્રિતમ ભણે નીત નીતી. પ્રિતલડી. ૪

( ૨ )

ગરબી

કઇસંગે લપટાણા, વાલમજી કઇ સંગે લપટાણા. ટેક.
આજ કંઇ નેત્ર ઊજાગરો દીસે, લપટ થયા લાલ કો ભારે અતીસે,
કેમ આણું સુતા છો ભારે રીસે, વાલમજી કઇ સંગે લપટાણા. ૧
આજનાં ચેહેન દીસે કંઇ અંગે, રાતલડી રહ્યાછો પેલીની સંગે;
મારા સામું જોઇને હસોને ઊમંગે, વાલમજી કઇ સંગે લપટાણા. ૨.
મ્હોટા થયા જુઓને મંન વિચારી, ધુરતવિદ્યા જાણી મેં સરવ તમારી,
તમે વશ કીધી આ વૃજની નારી, વાલમજી કંઇ સંગે લપટાણા. ૩
ઉઠી નીત બોલ કોના કોના સહિયે, વ્રીજના લોકોને શું ઘણું કહિયે,
કહેછે કુળ લજાવ્યું નંદને છૈયે. વાલમજી કઇસંગે લપટાણા. ૪
જ્યારે હોય તમને ગરજ હમારી, ત્યારે ધાઇ આવો મંદિર ગીરધારી,
હમો નહીં લોભી ધુતારણ નારી, વાલમજી કઇસંગે લપટાણા. ૫.
સ્નેહ સગપણથી હું તમને બોલાવું, વારેવારે કોને મળીને તેડાવું,
વ્હાલા માન ક્યાંથકી આવડું આવ્યું. વાલમજી કઇસંગે લપટાણા. ૬
હમો તમ સાથે કદી નહીં બોલું, અંતરની વાત કદાપી ન ખોલું,
નાથ રખે જાણો જે મુજ મન ભોળું. વાલમજી કઇસંગે લપટાણા. ૭
જાઓને ઘેર વાટ પેલી જુએછે. દેખી મારે અંતર ઉરગ ડસેછે;
ઉતર દયારામના પ્રભુ કરેછે, વાલમજી કઇસંગે લપટાણા. ૮

( ૨ )

ગરબી.

તાહારે પ્રેમે હું મોહ્યો રાધીકે, તારા સરખો પ્રેમ કંહીં ના જોયો;
માનની તારે પ્રેમે હું મોહ્યો. ટેક.
હજુપણ હેતરશ તારો મેં પીધો, અજીતછું તોપી તેં જીતી લીધો;
અન્ય હતી પણ અર્થ કોઇનો ના સીધ્યો, રાધીકે૦ ૧
કહ્યામાં ન આવે રૂપ પ્યારી તાહારૂં, જેતાપર કોટી રતીરૂપ વારૂં;
તાહારે રૂપે લોભી રહ્યું મન મારૂં. રાધીકે૦ ૨

સોચના શીદ કરેછે તું ઠાલી, ગોપી સહુ તાહારે સંબંધે વાહાલી;
તાહારે મેહેલે આવું તેડ્યાવીના ચાલી. રાધીકે૦ ૩
રૂપ માહારૂં યોગી-હૃદે નથી વસતું, તારૂં રૂપ મુજ મનથી નથી ખસતું;
મોટું સુખ દેખું વદન તારૂં હસતું. રાધીકે૦ ૪
આંખ અણીયાળી તારી ઉર સળકે, કાળજડું કોરાએ વચનને ભળકે;
કહું કેમ સુખ મંદ મધુર તું મળકે. રાધીકે૦ ૫
રાધે રાધે અચળ જપે મુજ વાણી, આતુરતા અંતરની ન જાએ વખાણી;
કેહેની વાહાલી છે કોઈથી જાએ ન જાણી. રાધીકે૦ ૬
અનંગવિષ મુજ તુજ સંગ હરેછે, લોચન મારાં તુજ મુખ દેખી ઠરેછે;
સ્મર્ણ તાહરૂં મન માહારૂં ન વિસરેછે. રાધીકે૦ ૭
તું તે હું ને હું તે તું વેદમાં વાણી, મોટા ભાગ્યવાળા શકે કોઈ જાણી;
જુગલ છબી દાસ દએ ઉર આણી. રાધીકે૦ ૮

( ૨ )

ગરબી.

શ્યામા તું તો સીદને રીસાવી રે, કાંઇએક કારણ મુજને કેહેની;
શીદ મૌન્ય ગૃહીને રહી છે રે, ઊત્તર વા પ્રતિઊત્તર દેની. શ્યામા૦ ૧
રીસે નેત્ર થયાં છે રાતાં ને, અધર હસે છે દંતેરે;
ભૃગુટી કમાન સમાન કરી છે, ક્રોધ કરે છે ચંતે. શ્યામા૦ ૨
શું વ્હાલે તુંથી વ્હાલ ઉતાર્યું કે, પ્રીત અવરસું કીધીરે;
કે કાંઇ તાહરૂં વચન ઉથાપ્યું, આવડી હઠ તેં લીધી. શ્યામા૦ ૩
કે કાંઇ વાંકુ વેણ કહ્યું કે, કીધી સમોવડ તાહારીરે;
આવડું માન ધરી તું બેઠી, સત્ય કહે સખી માહરી. શ્યામાં૦ ૪
પાણ જોડી પરણામ કરીને, બાઇ કહાવ્યુંછે ત્યારે કંથેરે;
જો તમો દુઃખ હમારે દાઝો તો, પગ ધરજો આ પંથે. શ્યામા૦ ૫
નયણે નીર ભરેછે નટવર, મુખે જપે રાધા જાપરે;
દયાના પ્રીતમને મળને માનુની, સમે સર્વ સંતાપ. શ્યામાં૦ ૬

( ૩ )

ગરબી.

હાવાં હું સખી નહીં બોલું રે, કદાપી નંદકુંવરની સંગે;
મુને શશીવદની કહી છે રે, ત્યારની દાઝ લાગી છે અંગે. હાવા. ૧
ચંદ્રબિંબમાં લાંછન છે વળી, રાહુ ગળે ખટમાસેરે;
પક્ષે વધે ને પક્ષે ઘટે કળા પુરણ, નિત્ય તે નવ પરકાશે. હાવા. ૨

તે કરનાં ચંદ્રવદની કહી, તો કર્યાં, હું ને ચંદ્ર એક રાસેરે;
ત્યારે મુજ મુખ પાખે શું અટક્યું, છે જોશો ચંદ્ર આકાસે. હાવાં. ૩
નહિં તો શિવને સમીપ રાખશો ને, ભાળે ચંદ્ર દેખાશેરે;
પ્રસન થઇ પાસે રેહેશો નહિં તો, કહેવાય નહીં બીજ દાસે. હાવાં. ૪
એવડો શ્રમ પણ શીદ કરે જુઓ, ચંદ્ર પોતાની પાસેરે;
વામ ચરણમાં ઇંદુ ઝળહળ છે, શીદ રેહે અન્યની આસે. હાવાં. ૫
દયાના પ્રીતમને કેહે રાખી જુઓ, શશીમુખ સરખું સુગ પાસેરે;
કોટી પ્રકારે હું નહીં આવું, એવા પુરૂષની ગડાસે. હાવાં૦ ૬

( ૧-૨ )

ગરબી.

લલિતો કહે સુણો સ્વામીરે, હઠિલિ હઠ ન તજે હું હારી;
કહ્યું એતો કોઇનું ન માનેરે, આપ મનાવો પોતાની પ્યારી. લલિતા. ૧
સામ દામ વિધિ ભેદ વાહાલામે, વિવિધ પ્રકારે કીધારે;
એકા વીધી માહારી નવ ચાલી, ત્યારે પગ પાછા મેં દીધા. લલિતા. ૨
હું પાગ પડી તૃણ દંત ધરીને, હરિ હરિ કહ્યું મેં જ્યારેરે;
વાંકું વદન કરી શરમાવે, વચન કહ્યું એક ત્યારે. લલિતા. ૩
ચંદ્રમુખી મને શીદ કહી કયમ, ચંદ્ર સમોવડ જાણીરે;
જો જાણી તો શીદ ઝુરોછો, ચંદ્રથી લો સુખ માણી. લલિતા. ૪
કહેતામાં કારણ મેં જાણ્યું જે, માનનો મર્મજ એહરે;
ચતુરશિરોમણી એની ઉપર, કરિયે ઘટે કાંઇ જેહ. લલિતા. ૫
કહ્યું કોઇનું એ નહિં માને, હાવાં કોટી પ્રકારેરે;
દયાના પ્રીતમ મુને એમ સુઝેછે, થાસે કારજ આપ પધારે. લલિતા. ૬

[૩)

ગરબી.

પ્યારી મનાવાને કારણરે, મોહને મનમાં મત્ય વિચારીરે;
પ્રભુજી પોતે પધાર્યારે, સુંદર રૂપ સુંદરિનું ધારી. પ્યારી. ૧
નવસપ્ત વરસમાં નૌતમ જોબન, સ્વરૂપતણો ભંડારરે;
અંગઅંગપ્રતિ અમિત માધુરી, શું વર્ણવું સણગાર. પ્યારી. ૨
પીળી પટોળી પેહેરી પ્રેમદા, માંહ્ય કંચુકી કાળીરે;
મુનીજનને મન મોહ ઉપજાવે, એવી આંજી આંખ અણીવાળી. પ્યારી. ૩
નખશીખ શોભા ક્યાંલગી વરણું, આભ્રણનો નહિં અંતરે;

અનુપમની ઉપમા શી આપું, પાર નાપામે અનંત. પ્યારી. ૪
એહવે અદભુત વેશે શામા, રાધાસમીપે આવ્યાં રે;
ચકીત થઈ ભૃખુભાનનંદની, ભાવસહીત બોલાવ્યાં. પ્યારી. ૫
ક્યાંહાં રેહોછો સખી ક્યાંહાં જાવુંછે, શું છે તમારૂં નામરે;
મુદ્દયાં સરીખાં શું શોધોછો, કોહો કોનું છે કામ. પ્યારી. ૬
સામળી સખી છે નામ અમારૂં, વસિયે અમો નંદગામરે;
જોવાનેઅર્થે જાશું અમો, નટવર સુંદરશ્યામ. પ્યારી. ૭
કામની કેહે કાંઈ કપટે હું ખાઉં, ને નહિં તો એ નિશ્ચે જારોરે;
મુજ કરતાં રૂપે છે રૂડી, દેખતાં લાલ લોભારો. પ્યારી. ૮
શ્યામા કેહે સખી એ કારજ તમો, ભુલે કદાપી ના કરશોરે;
મળતાં મોહન ભુરકી નાખશે, તે પુઠ પુઠ ફરશો. પ્યારી. ૯
આપણ સાચો સ્નેહ કીજીયે, લીજીયે પરસ્પર કોલ રે;
તમો કહો તે અમો કરૂં તમો, પાળો અમારો બોલ. પ્યારી. ૧૦
ફરી બોલ્યાના સમ ખાધાને, વચન પરસ્પર લીધું રે;
પોતપોતાનાં મનમાં ફુલે જે, ચતુરપણું મેં કીધું. પ્યારી. ૧૧
શ્યામ કહે સખિ માગું તમો, શ્યામસમીપે ન જાશોરે;
સખી કહે હું પણ એ માગું તમો, તે ઉપર મા રિસાસો. પ્યારી. ૧૨
ના કહ્યાના સમ ખાધાને, પાળો વચન થઈ રાજીરે;
એમ કહી નીજ રૂપ પ્રકાશ્યું, જોતાં જુવતી લાજી. પ્યારી. ૧૩
પ્રભુએ પ્રેમદા પ્રસન્ન કરીને, પ્રેમે આલિંગન દીધુંરે;
વિયોગતાપ ટાળ્યા અધરામૃત, બન્યો પરસ્પર પીધું. પ્યારી. ૧૪
છુટયું માન એકરસ થઇ પોઢયાં, આનંદ ઉર ન સમાયેરે;
એ દંપતીની દાસી થાવાને, દાસ દયો ગુણ ગાય. પ્યારી ૧૫.

(૨)

ગરબી.

વ્હાલો માહારો કુંજમાં વાય છે વાંસળી રે લોલ,
નાદે વેધી છે મ્હારી પાંસળીરે લોલ. ૧
હું તો સુણતાં ભુલી સહુ ચાતુરીરે લોલ,
મળવા થઇછું અતી આતુરીરે લોલ. ૨
તાલાવેલી લાગી છે માહારા તનમાંરે લોલ,
ગોઠતું નથી કંઈ ભુવનમાંરે લોલ. ૩
માહરૂં ચિત્ત ચોંટે નહીં ઘર કામમાંરે લોલ;

પેઠુંછે મન ઘનશ્યામમાંરે લોલ. ૪
સખી મુને મોહન લાગેછે ઘણો મીઠોરે લોલ;
અવર એહવો તો નથી દીઠોરે લોલ. ૫
સખી હાવાં તો મળો સુખ માહાલિએરે લોલ;
મહીડું વેચ્યાને ગસે ચાલિયેરે લોલ. ૬
ધન દહાડો તે અવતારમાંરે લોલ;
રમીયે શ્રી નંદકુમારમાંરે લોલ. ૭
વાહાલો મળતાં સહુ સુખ આપશેરે લોલ,
મેહજે સંતાપ સહુ કાપશેરે લોલ. ૮
સાંભળો સાગર ઊલ્લાસનોરે લોલ;
પ્રાણજીવન દયા દાસનોરે લોલ. ૯

( ૩ )

ગરબી.

શ્રી જમુનાજીના ઘાટમાંરે લોલ, રોકી રાખીછે મુને વાટમાંરેલોલ, ૧.
નાણુદલ સેગરના સાથમાંરે લોલ, તાળી મા દેશો માહારા હાથમાંરે લોલ. ૨
માહારો પાલવ પાગ્રુ શું સાહોછોરે લોલ, ડાહ્યા થૈ કાં ઘેલા થાઓછોરે લોલ. ૩
વ્હાલા વાત કહું તે ધરો ધ્યાનમાંરે લોલ, સમજી જાઓને પ્રભુ સાનમાંરે લોલ ૪
વાટમાં વાત નહીં કીજીએરે લોલ, દુરીજન લોકથી બીહીજીયેરે લોલ. ૫
મેંયર સાથ સહુ જાયછેરેલોલ, મુકો વાલાજી વિલંબ થાયછેરે લોલ, ૬
માહારો પ્રીતમ પાલવ મુકીયેરે લોલ, ચતુર થઈને કેમ ચુકીએરે લોલ. ૭
સાસુડી માહરી જાણશેરે લોલ, ભવનું મેહેણું મને થસેરે લોલ, ૮
બોલખાણ જેઠાણી મુને મારશેરે લોલ, રાનુનું કામ પીયુ સારસેરે લોલ. ૯
દાસ દયાના પ્રભુ નરહરીરે લોલ, તંન મનથી હું તમને વરીરે લોલ ૧૦

ગરબી.

માન્યો મનનો મોહનવર પાંગીપાંજોરે;
અમો વેદના જે હેતી સહુ વામીપાંજેરે,
રંગી રસીયો છબીલો છેલડોજોરે;
નાગર નંદનો કિશોર અલબેલડોજોરે. મા યો.
જેહેને જોવા જોગેશ્વર દેહ દમેજોરે,

તે તો અમસું અખંડ રંગે રમેજોરે. માન્યો. ૩
જેહેને નિરખી મન્મથ મુરછીત થયોજોરે;
લાલ તે હમઉપર લટુ થઇ રહ્યોજોરે, માન્યો. ૪
અનંત કોટી બ્રહ્માંડનો જે રાજિયોજોરે;
કેશ કાંમનીના ગુંથતાં લાજીયેજોરે. માન્યો. ૫
વશ શેષ મહેશ જો નાવિયેરે;
અમો અબળા તે નાચ નચાવીયોજોરે. માન્યો. ૬
જેહેનું દરશન જ્ઞાની સ્વપ્ને નવ લહ્યું જો રે,
તેણે શંણી છું તમારો અમને કહ્યું જો રે. માન્યો. ૭
અમારૂં પદ કાન પામ્યું કોટી લાખમાંજોરે,
અમારે ઓછું રહ્યું શું અભીલાખમાંજો રે. માન્યો. ૮
જીવન જગનું અમપાસે આપોઆપ છે જોરે,
કેવળ પ્રેમ પુરૂષના પ્રતાપ છે જો રે. માન્યો. ૯
મૂંકી અમને ઓધવ ક્યાં હું જાય નાજો રે,
બોલ્યું અમારૂં તમો પરખ પ ના જો રે. માન્યો. ૧૦
અમો જેને વિયોગે આંસુ પાડિયે જોરે,
ઉદ્ધવ કોહો તો તે પુરૂષ દેખાડિયે જોરે, માન્યો. ૧૧
ઘડી એમાં વાંસલડી વાગશે જોરે,
વાહાલો અમ પાસે આવી કાંઈ માગસે જોરે. માન્યો. ૧૨
એમ કેહેતાં સહુ મન મગ્ન થઇ ગઇજો રે;
ઉધ્ધવ જોયછે ને પ્રેમસમાધી થઇજો રે, માન્યો. ૧૩
મિથ્યા શીદ હું ફુલું છું જ્ઞાનગાથમાંજો રે,
હરી દીસેછે હીયાના હાથમાંજો રે. માન્યો. ૧૪
પરમ પ્રાણપ્યારી એ અવીનાસનજો રે,
એ છે સર્વ સ્વામીનીઓ દયા દાસનીજો રે. માન્યો. ૧૫

( ૨ )

ગરબી.

વાંસલડી વાજો, સાંજે આજ વાંસલડી વાજો;
વાત માહારી ભુલી મા જાજો, સાંજે આજ વાંસલડી વાજો. ટેક.
જે જયમ કરવું હોયે જે રીતે, તે તો ગીતવિશે ગાજો, સાંજે આજ. ૧
કોઇને ના કહેશો કદી કોઇ પુછે તો, સમ જુગતે ખાજો. સાંજેઆજ. ૨

નંદ જસોદાજી તો છે ભોળાં, તેહને વંદે વ્હાલા, સાંજે આજ. ૩
આપ તો સદા સુખી છો પણ, આજ સુખ માહારૂં માણજો સાંજે આજ. ૪
માહારા દોષ ના, વિચારશો વાલમ, દીનબંધુ થાજો. સાંજે આજ. ૫
દયાના પ્રીતમ જાણી દાસી પોતાની, પ્રેમ પુરણ પાજો. સાંજે આજ. ૬

( ૧ )

ગરબી.

માણીગર આવો, મ્હારે મોહોલે માણીગર આવો,
વ્હાલા શાને લોચન લલચાવો, માહારે મોહોલે. ટેક.
ઘણા દિવસની ગવાઉછું જુઠી, તે આજ લક્ષ્યે લ્હાવો. માહારે. ૧
ની લક્ષ્ય કહેશો ક્યાંહાં કોહો મળશે, ફરી અવસર આહાવો. માહારે. ૨
મનગમતી મોજો માણીશે, ફરી ના નહિં ફાવો. માહારે. ૩
જ્યારે ત્યારે પણ હું છું તમારી, સીદને તરસાવો. માહારે. ૪
અધરસુધારસ સુખના સાગર, આજ પીયો ને પાવો. માહારે. ૫
રસીક રાય છો દયાના પ્રીતમ, માટે માહારે દાવો. માહારે. ૬

( ૨ )

ગરબી.

આવ્યા વાહાલો ફુલી અલબેલી, પ્રેહ દુખ નાખ્યું છે રેલી,
આવ્યા વાહાલો ફુલી અલબેલી ટેક.
શ્યામસુંદરવરનું મુખ નીરખીને, ગોપીકા થઇ ઘેલી. આવ્યા વાહાલો ૧
અંતર આગની હોલાવ્યો પ્રેહ, થઇ આનંદની હેલી. આવ્યા વાહાલો ૨
રમ્ય ફુલી જપમ પાક રંક, માહા રંગ ગણી ચેલી. આવ્યા વાહાલો ૩
માહાલક્ષ્મીજીને દુર્લભ વસ્તુ, તે પ્રેમે થઇ સેહેલ. આવ્યા વાહાલો ૪
દયાના પ્રીતમજીની સંગે રમતા બાધી વ્હાલતણી વેલી. આવ્યા વાહાલો ૫

( ૩ )

ગરબી.

આંખ ભરો મા અશ્રુયેસધારે, લાડલી લાવું.
એક મુકુરતપ્હેલી માહારાજ, શીદ સંતાપ કરોછો, લાડલી લાવું. ટેક.
વાંક તમારો કદી હોય તોપે, લાડલી લાવું;
નહિતો નામ ધરૂં ન લલીતાય, શીદ સંતાપ કરોછે, લાડલી લાવું. ૧
લાલ લોચન શીદને કરોછો, લાડલી લાવું;

ઉંડા નીશાશા મુકશો મા નાથ, શીદ સંતાપ કરોછો લાડલી લાવું ૨
એક વાતડીમાં વિહવળ કરીને, લાડલી લાવું;
સોપું હાત તમારો હેને હાથ, શીદ સંતાપ કરોછો લાડલી લાવું. ૩
લટ્ઠ કરી લગાડું લત લાલજીરે, લાડલી લાવું;
એક બુટ્ટી સુંઘાડું બુટ્ટીરૂપ, શીદ શંતાપ કરોછો લાડલી લાવું. ૪
સઘળો કાજળ કાહાડી કાળજતણોરે, લાડલી લાવું;
એવું કારજ કરૂં અનુપ, શીદ શંતાપ કરોછો લાડલી લાવું ૫
મર્મ માલમ છે મુને માનનોરે, લાડલી લાવું;
વીના કહે સૅરવ ગુજરાય, શીદ સંતાપ કરોછો, લાડલી લાવું. ૬
એમ કહીને સખી સંચરીરે, લાડલી લાવું;
લાગી દયા પ્રીતમજીને પાય, શીદ શંતાપ કરોછો લાડલી લાવું. ૭

( ૧-૨ )

ગરબો.

લલિતાજી આવ્યાં પ્રેરયાં લાલનાંરે, માનુની મનવ્યાં,
આવી પાગ કર્યોછે પરણામ; વીનય વીવેકશુંરે. માનુની મનવ્યાં. ટેક.
કોણ જાણે શું કહ્યું કાનમાંરે, માનુની મનવ્યાં,
જેથી રોસનું રહ્યું નહી નામ; વીનય વીવેકસુંરે, માનુની મનવ્યાં ૧
શ્રમ પડયો નહી સ્વલ્પમાંરે, માનુની મનાવ્યાં;
ક્ષણમાં ક્ષણ કર્યુ છે, ગુરમાન વીનય વીવેકશું રે. માનુની મનાવ્યાં ૨
જગવી આતુરતા ઉલટીરે, માનુની મનવ્યાં;
લાગી લાલલક્ષ ટળ્યું બીજું ભાન; વીનય વિવેકસુરે; માનુની મનવ્યાં ૩
પધરાવી લાવ્યાં પ્રેમે કરીને, માનુની મનવ્યાં;
પ્રીયા બેસાડયાં પ્રીતમજી પાશ, વીનય વીવેકસુંરે. માનુની મનવ્યાં ૪
આનંદ સાગર ઊછળ્યોરે માનુની મનવ્યાં;
વાધ્યું શુખ થયું દુખ નાશ, વીનય વીવેકસુંરે માનુની મનવ્યાં. ૫
હલ્યાં મલ્યાં હરખ્યાં ઘણુંરે, માનુની મનવ્યાં;
જેમ રિદ્ધ પામે માહારંક, વીનય વીવેકશુંરે માનુની મનવ્યાં. ૬
દાસ દયાનો પ્રીતમ પરસનથયોરે; માનુંની મનવ્યાં;
પછે રતી રસ પોઢયાં પરીયંક; વીનય વીવેકસુંરે, માનુની મનવ્યાં. ૭

( ૩ )

## ગરબી.

વળતાં વ્હાલમા રે, નચાવ્યાં લલચાવ્યાં લોચન,
પરખી આંખડી રે, હજુ હરી ગળવા નું છે મન. ૧
નયણે નોતર્યા રે, સાને સમજાવ્યા શરૂ પેર;
રમીશું રાતડી રે, આવજો અલબેલાજી ઘેર. ૨
કહેજો માતને રે, ગાય એક પોવાણીછે આજ;
જાણીશું સોમવારે. બાંધજો પાણી પેહેલી પાજ. ૩
સાસરિયાંપકી રે, માહારો, આવાસ છે એકાંત;
સંચરજો સુખેરે, રખે કંઇ ભય ધરતા ભગવંત. ૪
વ્હેલા મધારજો રે, ખોટી જોશ તમારો પંથ,
રખે કંઇ અટકતા રે, માહારા કામણગારા કંથ. ૫
રાખીશ દીવડો રે, માણીશું મનમાની મોજ;
જાશે જીવડા રે, જીવણ જુદા પડશો તોજ. ૬
સુખ તારે થશે રે, જ્યારે ઊર લપટાવી લપટાઇશ.
જીવ્યું સફળ થશે રે, જ્યારે હું અધરામૃત પી પાઇશ. ૭
એમ કહી કામની રે, હરખે આવી પોતાને ધામ,
પ્રીતમ દયાતણા રે; આજ મને મળીયા પુરણ કામ. ૮

( ૨ )

## ગરબી.

સુણ સાહેલડી રે, માહારે નંદકુંવરસું નેહ,
ઝાઝું શું કહું રે, માહારે પ્રાણજીવનધન તેહ. ૧
હાર હૈયા તણા રે, માહારી કાળજડાની કોર,
મસ્તકના મણી રે, માહારા ચિતડાંકેરા ચોર. ૨
ઉર લપટાવીએ રે, એપર આવે એહેવું વ્હાલ,
સહિયર શું કરૂં રે, ગોઠું સાસરિયાંનું સાલ. ૩
આજ મુને એકલી રે, મારગ જાતાં મળિયો કાહાન,
મુખ બોલ્યો નહીં રે, કીધી આંખલડીમાં સાન. ૪
હું સમજી ગઇ રે, મુજને તેડી વૃંદાવન,
કહે સખી કેમ કરૂં રે, તાળાવેલી લાગી તન. ૫
શા મરી સંચરૂં રે મુજને સુઝે નહિ કાંઇ પેર,
જાણ જો વણકહે રે, આવી ઓત્તર દશો ઘેર. ૬

એક ઉપાય છે રે, જો તું આવે મુજ સંગ,
જઇએ મળી વેનવારે, રમિએ રસિયાજીશું રંગ. ૭
એક બે આવ્યો મળીરે, ચાલ્યાં મહિયેર કેરે સાથ,
હોંશ હૈયાતણીરે, પોચી મળ્યા દયાના નાથ. ૮

( ૩ )

ગરબી.

હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું;
વારેવારે સામું ભાળે મુખ લાગે મીઠું. હું શું જાણું જે, ટેક.
હું જાઉં જળ ભરવા ત્યાં પુઠેપુઠે આવે,
વગર બોલાવ્યો વ્હાલો બેહેડું ચડાવે, હું શું જાણું જે. ૧
વઢું ને તરછોડું તોયે રીસ ન લાવે;
કાંઇ કાંઇ મીષે મ્હારે ઘેર આવી બોલાવે. હું શું જાણું જે. ૨
દુરથકી દેખી વ્હાલો મુને દોડ્યો આવી દોટે,
પોતાની માળા કહાડી પેહેરાવે મ્હારી કોટે. હું શું જાણું જે. ૩
મુને એકલડી દેખી ત્યાંહાં આવે પાવંને લાગે;
રંક થઈ કાંઇ કાંઇ મ્હારાપાંશે માગે. હું શું જાણું જે. ૪
મુને જ્યાં જ્યાં જાતી જાણે ત્યાં એ આગે આવી ઢુકે;
એની દયાનો પ્રીતમ મ્હારી કેડ નવ મુકે. હું શું જાણું જે. ૫

( ૨ )

ગરબી.

રાધે તું પ્યારીને બીજું અવર ન કોઇ;
જેને જગત મોહ્યું તે તો તુને રહ્યો મોહી. રાધે તું. ૧
ગોકુળની ગોરી સહુ એનીપુઠે ભમેછે;
તેરે વ્હાલાને ત્હારી ગળી ગમેછે. રાધે તું. ૨
વૃજવામા સહુને એ નાક ઘસાવે,
તેરે વ્હાલો ત્હારે ઘેર વણતેડ્યો આવે. રાધે તું. ૩
હું પણ જાણું એહેવું મળવું ક્યાંથી;
ક્ષણએક અળગો ન થાય તારે ત્યાંહાંથી. રાધે તું. ૪
તેં વશ કીધા રાધે દયાના પ્રભુજી;
હું નવ જાણું તેં તે કય ગોર પુજી. રાધે તું. ૫.

( ૩ )

ગરબી.

શીખ સાસુજી દે છેરે, વહુજી રેહો ઢંગે;
આવડા શો આસંગોરે, સામળીઆ સંગે. ૧
વાટે ને ઘાટેરે; વળગોછો વાતે;
કહ્યું કોઈનું ન માન્યું રે, દીઠું મારી જાતે. ૨
વહુવારૂ માણસરે, ડાહ્યાં બહુ થાશો મા;
જળ ભરવા એકલડાં રે, આજપછી જાશો મા. ૩
અલબેલો આ શેરીએરે, આવે વહુ તમ માટે;
તમો તેને કાજેરે, જાવો જમના ઘાટે. ૪
ચતુરાઈઓ તમારીરે, સરવે હું જાણું;
કો દહાડો નથી કેહેતીરે, આજ મુખે આણું. ૫
સાસરીયામાં રેહેવું રે, ત્યારે એમ નવ કરીયે;
તમો તો થયાં નિરલજરે, હમો લાજી મરીયે. ૬
હું તો મુખે મુખે કહુ છું રે, લોકો પુંઠળ કેહેછે;
અડોશી ને પડોશી રે, મસે મેહેણાં દેછે. ૭
વિવેક વાત કરતાં રે, વહુજી દુઃખ નવ ધરશો;
દયાના પ્રભુકેરી રે, સંગત હવે નવ કરશો. ૮

( ૨ )

ગરબી.

એહેવાં વચન સુણીનેરે, વધ્યાં વળતાં વહુજી,
ગંગાજળ સરખાંરે, હો સાંભળો સાસુજી. ૧
જેના મનમાં જેવું રે, તેવું તેતો દેખે;
સારાં ને નરતાંરે, પોતા સરખાં પેખે. ૨
કોહોછો તેવા હોશોરે, ત્યારે એમ સુઝે છે;
દોષ પ્રભુમાં શો દીઠોરે, જેને જગ પુજેછે. ૩
હવે વાંક ન માહારોરે, કહુ છું કહ્યાપુઠી;
એહેમાં કોઈ નથી સાચુરે, એ ગત સરવે જુઠી. ૪
જેમ ખુંદી ખમું છુંરે, નચાવી નાચું છું;
તોએ પુંઠ ન મુકીરે, તારે જાણો સાચું છે. ૫
હવાં તો નીત જઈશુ રે, સામળીયાની સંગે;
વૃંદાવનઘાટેરે, સદા રમીસું રંગે. ૬
મન ભાવે તો બોલજોરે, સેહેવાએતો સેહેજો;

ચાલે તે કરજોરે, ગમે તેવું કહેજો. ૭
તમારા કહ્યા ઉપરરે, જોઓ નીશ્ચે કરવું;
દયાનો પ્રભુ ભજવોરે, કોઈથી નવ ડરવું. ૮

( ૩ )

ગરબી.

સામું જો નંદના છોગાળા, મારૂં ચીત ચોરણવાળા. ટેક.
નંદછોગાળા કામણગાળા, મોહ્યું તે બાળાવૃંદરે વાહાલમ. સામું૦ ૧
તાહારી હસણીમંદના ફંદમાં ઘેરી, મારયા નેનતણાં તે ભાલારે વાલંમ. સામુ.
દીનદયાળ પુરાણી પુકારે, ઓલા પુરાણી ઠાલારે વાલંમ. સામું. ૨
મુને ઘાએલ કરીને ગડબડતી મેલી, ન જાણ્યું જીવશે કયમરે વાલમ. સામુ.
મારી તો મુખ દેખાડતો જા, તુને મારા ગળાના સંમરે વાલમ. સામું. ૩
મારો ચંદ્ર તે ચોથો જંપતો છે નહી, વણ જોએ મુખ ચંદ્રરે વાલમ. સામું.
મારાં કાળજાનું દુ:ખ કોય નજાણે, જાણે જે વીતતું હોયરે વાલમ. સામું. ૪
જગવેથી જંજાળ વધે પત જાય, કો પીડ ન ખોયરે વાલમ. સામું૦
મારી આંખના ભાવ્યા મનના માન્યા, મારાં કાળજડાની કોરરે વાલમ;
હું પીડની મારી પોકારૂં દયાપ્રભુ, બીજું શું મારૂં જોરરે વાલમ. સામું. ૫

( ૨ )

પદ.

રાગ—હાલારી.

લાડીલા લાલ બીહારીજી, ગને લેહ લાગી તમારીજી. ટેક
રાજ મોહન મુખ જોઈને, કાળજમાં કંઇ કંઇ થાય;
મારા ચિતની ચેતવણી મેં, મુખડે નવ કહેવાય. લાડી૦ ૧
છેલછબીલા છોગાળાજી, નટવર નંદ કુમાર;
વાંકુ જોતાં અસએલો આંખની, અણીયો કાલજપાર. લાડી૦ ૨
હું નાનકડી કેતાં ના ફાવું, મુખડે મોટા બોલ;
રાજ છો ચતુર મારા દરદનું, કરજો નેણનમાં તોલ. લાડી૦ ૩
દો દકોર દુખ વસી મનમધે, પ્રવીણપ્રાણઆધાર;
આપ લકારં લખો તમે ટાળી, નહિં તો લખેરા રકાર. લાડી૦ ૪
સુણી આતુરતા વૃજવિનતાની, દયાપ્રીતમ રસપુંજ;
રતિરસ સાગરમાં લેઈ બોળી, વૃંદાવનની કુંજ. લાડી૦ ૫

( ૩ )

ગરબી.

ઊભા રહોતો કહું વાતડી, બિહારીલાલ, તમસાટે ગાળી છે મેં જાતડી. બિ. ૧
જે દહાડે મળ્યાતા વૃંદમાં, બિ૦ તે દહાડાની તાલાવેલી તંનમાં. બિ. ૨
વેદના વિરહની તે ક્યાંહાં ભાખીયે, બિ. ભિતરનો ભડકો તે ક્યાંહાં દાખિયે. બિ. ૩
કટકારી સરખી ફરૂં વંનમાં, બિ. કળ ના પડે પળ રજની દિનમાં, બિ. ૪
ઘેહેલી ઠરીધું સહુ ગામમાં, બિ. ચિત ચોહોટતું નથી ઘરકામમાં. બિ. ૫
કેમ કેહેવાય જેવું દુખ તંનમાં, બિ. તાલાવેલી લાગી મારા મંનમાં. બિ. ૬
ક્ષણેક્ષણે ભણકારા પડે કાનમાં, બિ. પ્રાણ પ્રોવાયોછે તમો તાનમાં. બિ. ૭
વિકળતાની વાત કેહે ના બને, બિ. ઘરમાં જાઉ ને જોઊ આંગણે. બિ. ૮
આતુરતા એહેવી કહાંલગી સહુ. બિ. છો ચતુરશિરોમણી તાંહાં શું કહું. બિ. ૯
પ્રીતડી કીધી તો હવે પાળીયે, બિ. આતુર શરણે આવ્યાને ન ટાળીએ. બિ. ૧૦
તમારે હું સરખી હજારો હશે, બિ. માહારા તો પ્રાણ તમવિના જશે. બિ. ૧૧
બોલ્યું પણ બીજાનું ગમે નહી, બિ. લાલચ લાગી નયણાં તો જ્યંયે કહી. બિ. ૧૨
નખસીખલગી છો સ્વરૂપ ગુણભર્યા, બિ. આવડા રૂપાળા તે કોણે કર્યા. બિ. ૧૩
હસોછો મધુર વાંકુ જોઇને, બિ. કટાક્ષકટારીએ નાખ્યાં પ્રોઇને. બિ. ૧૪
વાંસડી વજાડે તેહેમાં વ્રેહે, બિ. અબળાને જોતાં વિવેક કેમ રેહે. બિ. ૧૫
દરદી હોયે તે જાણે દરદમાં, બિ. અવર દુખ એહેની આગળ ગરદમાં. બિ. ૧૬
કેહેનાર કેહેશે પણ છો ઘણી, બિ. દયાના પ્રીતમ હું દાસ તમતણી. બિ. ૧૭

( ૧—૨ )

ગરબી.

નંદલાલ સાથે લાગ્યું છે લગંન જો, ઘેલી કીધી મને ગોવાળિયેજો. ટેક
એની કટાક્ષે કોર્યું છે મ્હારૂં કાળજું જો,
કામણગારાં રસિક રત્નમય લોચંનજો. ઘેલી કીધી મને. ૧
કોટી કંદ્રપસરીખી છબી શોભતી જો,
કોટી હરે શશીતેજ તે વદંનજો. ઘેલી કીધી મને. ૨
હેનું સર્વ સારૂં લાગે શું વખાણિયે જો,
પુર્ણ પ્રેમરસમય એનું તંનજો. ઘેલી કીધી મને. ૩
વશીકરણ વિદ્યા ભરી એની વાંસળીજો,
ચોરે ચિત્ત થાય વ્યાકુળ મુજ મંનજો. ઘેલી કીધી મને. ૪
મુને ગીરધારી વણ ગમતું નથી જો,
કોને દાખું અંતરની અગંન જો. ઘેલી કીધી મને. ૫
માહારી સૈયરો કેહેતી તે હું નવ માનતી જો,

એ તો મોહની સ્વરૂપ છે મોહન જો. ઘેલી કીધી મને. ૬
હું તો સાસરેથી પિયર ત્યાંથી સાસરે જો,
કંઈ કળ ન પામે મોહનપ્રાપ્યે મન જો. ઘેલી કીધી મને. ૭
લાગી તાલાવેલી ફટકારી સરખી ફરૂં જો;
નાવે નિંદ્રા કાંઈ ભાવે ના ભોજન જો. ઘેલી કીધી મને. ૮
હું તો પાયે લાગીને પાલવ પાથરૂં જો;
મેળવે દાસ દયાના સ્વામિન જો. ઘેલી કીધી મને. ૯.

( ૨ )

## ગરબી.

ઊભા રોહો અલબેલા લ્હાણું સંજોગ, ડાહ્યા છો પુછું એક વાતડીજી.
મ્હારાં તનમાં ચેટક કે કાંઇ રોગ, કેમ ગળેછે મ્હારી જાતડીજી. ૧
સમાવિના ક્યમ પુછું નંદકુમાર, વિચાર મુજને બહુ દીનનો રહેજી;
નિજ નટવર હું નાનકડીસી નાર, કોઇએક તમને કાંઈ ઘેલું કહેજી. ૨
માટે મોહન મળ્યા એકલા આજ, વૃંદાવનમાં કોઇ બીજું નથીજી;
હું પણકહુંછું મુંકી મનની લાજ, મ્હારૂં અંતરદુખ સઘળું કથીજી; ૩
વ્હાલા એ મુને નોહોતો પેહેલો રોગ, હવડાં પ્રગટ્યો દિન દશબારમાંજી;
નિંદ્રા નાવે ભાવે નહિં કંઇ ભોગ, ક્યહું પડે નહિં કળ મન વિચારમાંજી. ૪
ફટકફટક કાળજડું માહારૂં થાય, રાતદિવસ તન ધીકધીકતું રહેજી;
ઊંડું દુખ અતિસે પણ નવ સમજાય, કોઇ વૈદ એ દુખમાં ના લહેજી. ૫
તેમાં એક વળી અચરત સુણજો આજ, મુજને તો કાંઇ કારણ નાં જડેજી;
તમ મુખ દેખું તહાં નહિં સંતાપ, ક્યમ હશે એ સમજણ ના પડેજી. ૬
જાણુંછું મુજ ચિતનું ચેટક જેહ, તમને દેખીને નિશ્ચે ઠરૂંજી;
માટે રાજ મટાડ્યું મટશે તેહ, હા દીહ સો ભરાંસો મન ધરૂંજી. ૭
એ દુઃખ ટાળો કહો તે કરૂં ઉપાય, નાડ જુઓ કે નયણે પારખોજી;
સુઘડ શીરોમણી છો તમે રસિયારાય, મારા સમ જો જાણી ના ભખોજી. ૮
વચન સુણીને સમજ્યા સુંદરશ્યામ, કર ગ્રહી નાડી જોઇ નારીતણીજી;
કૃષ્ણ અડે કર પ્રગટ્યો પુરણ કામ, જ્યમ હાડી જોઈ પ્રેત પડે ધુંણીજી. ૯
થયું રોમાંચિત થરથર કંપે કાય, એવી દેહ દશાજોઇ છેલડેજી;
અતિ આતુર મન મુખથી નવ કહેવાય, સમજી અંક ભરી અલબેલડેજી. ૧૦
ઈછ્યું સુખ આપ્યું અધરામૃતપાન, રસિયે કાંઈ મણા રાખી નહીંજી;
દયા પ્રીતમજી આપ્યું જીવતદાન, વ્રહવેદના નાસી ગઇ કહીંજી. ૮૧

( ૧-૨ )

## ગરબી.

વ્હાલાજીને કેહેજો, મધુવ્રત માહારા સમછે;
વૃજ પધારો એકવાર, મુખડું નિરખિયે રે લાલ;
વ્હાલાજીને ગમશે નહિ, એકલાં કેહેજો;
લાવે સંગ કુબજાનાર, નરખીને હરખીયેરે લાલ; મુખ૦ ૧
વ્હાલાજીને કેહેજો રાખે હર રખે, ગોકુળ ગમાર ગોપની ચષ્ટ;
રાણીજીને ઓઝલ પડદો છે આંહિ, રાખીશે જેમ નહીં લાગે દ્રષ્ટ. મુખ૦ ૨
વ્હાલા તમો ગુણનિધિ સદ્ગુણસાગર, મ્હોયા જોઇ કુબજા ગુણઅંગ;
વ્હાલાજીરે તેની ઝાંખી હમને કરાવો, થાએ જન્મ સ્ફળસંગ, મુખ૦ ૩
વ્હાલાજીરે માનીતીની મરજી જોઇ, હમો કરશું આપની ટેહેલ;
વ્હાલાજી મેન ઉડે તો મધુપુર જાજોરે, રેહેશો ત્યાનારે મ્હેલ. મુખ૦ ૪
વ્હાલાજીરે ઘર દાહાડાથી જાણ્યું નહિં, તે થયો અતિશે અનર્થ;
વ્હાલાજી રે હાવાં ખરખર ત્યાં શો વિત્યા, વૃજ વસ્યા દિન વ્યર્થ. મુ૦ ૫
મધુકર કુબજાને પણ કહેજો, પિયુને ઘણુ લડાવે લાડ;
અલી એ રત્નને જેટલું જત્ન કરીશ તે, હમે માનીશું પાડ. મુખ૦ ૬
મધુકર દયા પ્રીતમને કેહેજો, એ સુખ સુણી હરખ ન માય;
પણ હમો અલ્પ ભાગ્ય આહીરણી, ઘણું સુખ જોવા નહી અવાય. મુ.૭
(૨)

## ગરબી.

મોહનલાલજીરે માહારા જીવન પ્રાણજીવન,
હું બલીહારી રાજ ઘણી ખમા;
દાશી તમતણી રે, તમને સોપ્યું તનમન ધન. રાજ. ૧
મનના માન્યાછોરે, જીવું છું હું શ્રી મુખ જોઇ,
પીયરે સાસરેરે, વ્હાલું તમસરીખું ન કોઇ. રાજ. ૨
ચકોર ચંદ્રનેરે, ઇચ્છે ત્યમ તમને મુજ નેણ,
કેહેવા વ્હાલાછોરે, કેહેતાં આવડતું નથી વેણ. રાજ. ૩
રસિયા રૂપાળારે, નટવર નાગર નંદકિશોર,
સદ્ગુણસાગરછોરે, મીઠડાબોલા ચિતના ચોર. રાજ. ૪
એક વિધ ઓછા રહેરે, તો કાંઇએક વારૂં મન,
પુરણ સહુ વાતેરે, કોહો કેમ છુટે લાલ લગન. રાજ. ૫
સુનો હું દેખું રે, પિયુજી તમવણ સહુ સંસાર,
પ્યાલો જેરનોરે, પાઓ તોએ તમથી ન પડશે ખાર. રાજ. ૬

હરખું છું ઘણીરે, માહારો હરજી ઝાલો હાથ,
પ્રીતી નિભાવજોરે, નિત્ય ન માંગું બિજું નાથ. રાજ. ૭
ટહાડક અંતરનીરે, માહારા પ્રાણજીવન આધાર,
પ્રીતમ દયાતણારે, માહારા લોચનના સણગાર. રાજ ઘણી ખંમા. ૮

( ૨ )

## ગરબી.

આઠ કુવાને નવ વાંવડીરે લોલ, સોળસેં પાનહારીની હાર;
મારા વાહાલાજીહો, હાવાં નહી જાઉ મહી વેચવારે લોલ. ટેક.
સોના તે કેરૂં માહારૂં બેહેડલું રે લોલ, ઊઢેણી રત્ન જડાવ. માહા. ૧
કેડ મરડીને ઘડો મે ભર્યોરે લોલ, તુટયો મારો નવસેરહાર. માહા. ૨
કાંઠે તે ઉભો કાહાનજી રે લોલ, ભાઇ મુને ઘડુલો ચહડાવ. માહા. ૩
હું તુને ઘડુલો જો ચહડાવું રે લોલ, થાય માહારા ઘરકેરી નાર. માહા. ૪
તુજ સરખા ગોવાળિયા રે લોલ, તે તો માહારા બાપના ગુલામ. માહા. ૫
તુજ સરખી ગોવાળણો રે લોલ, તે તો માહારા પગની પેજાર. માહા. ૬
દયાના પ્રીતમ પ્રભુ પાતળા રે લોલ, તે તો માહારા પ્રાણના આધાર. માહા. ૭

( ૩ )

## ગરબી.

વૃંદાવનમાં રે બંસીવટને ચોક્ય,
મનના માન્યા રાજ મુને મળ્યા, દુરથી દેખી રે,
બળવા લાગી સોક્ય. મન. ટેક.
સંગ કોઇ ન્હોતું રે, આસપાસ નહિં કોઇ;
ભરજોબનમાં રે, જીવણ મુજને જોઇ. મન. ૨
મુજને પુછ્યું રે, એકલડી કયમ આજ;
હું નવ બોલી રે, કરી ઘુંગટ ધરી લાજ. મન. ૩
હઠીલે હસીનારે, ઝાલ્યો માહારો હાથ;
ના ના કેહેતાં રે, બળિયે ભીડી બાથ. મન. ૪
ચુંબન કરિને રે, કર્યું અધરામૃત પાન;
થઇ હું પરવશ રે, ગઇ માહારી સુધ ને સાન. મન. ૫
રસિક રૂપાળા રે, નટવર નંદકુમાર;
મીઠું બોલી રે, ઘણો દેખાડ્યો પ્યાર. મન. ૬
મંદ હસીને રે, માર્યાં લોચન બાણ;
તેહ સમાનું રે, સુખ દુઃખ પ્રીછે પ્રાણ. મન. ૭

નખ શીખ વ્યાપો રે, મનમથ કંપે કાય;
મુખડે ના કહું રે, મન તો મળવા ચ્હાય. મન. ૮
હા ના કરતાં રે, ભરી આલગેલે અંક;
અધર ઉઠાવીં રે, લાવ્યા કુંજ નિશંક. મન. ૯
કુંવલ પદળની રે, સિદ્ધ હતી પર્યંક;
તે હું પામી રે, જ્યમ રિદ્ધ પામે રંક. મન. ૧૦
સુંદરવરની રે, સંગે રંમી ત્યાંહાં રંગ;
બહુ સુખ પામી રે, જીત્યો અજિત અનંગ. મન. ૧૧
પ્રેમ સમાગમ રે, પ્રાણજીવનની સાથ;
તન ઘેર આવ્યું રે, મન રહ્યું મોહનનાથ. મન. ૧૨
સેહ દિવસથી રે, કાળજ કોર્યું કહાન;
દયા પ્રીતમને રે મળવા નિશદિન ધ્યાન. મન. ૧૩

( ૨ )

ગરબી.

નંદનો નંદન છબીલો છોગાળો રે,
સખી રે એની અણિયાલી આંખ્ય કાળજ કોરરે—નંદ. ટેક.
મારૂં મન મોહ્યું છે એ અલબેલે રે,
બલિહારી જી ખંમાજી ખંમાજી ખંમાજી ખંમા. નંદનો નંદન. ૧
નટવર નાગર સલુણો સામળિયો રે,
સખી એહેનું હસવું છે મંદ જુલગી જોરરે—નંદનો નંદન. ૨
અંગોઅંગ માધુરી મનોહર મોહનમાં રે,
કેહેની કેમ વિસરે એ નંદકિશોરરે—નંદનો નંદન. ૩
વૃજપતિ વ્હાલો નથી એ જે જનને રે,
સખી તેનું વજ્રથકી કાળજું કઠોરરે—નંદનો નંદન. ૪
સખી મુંને વિકળ કરી છે એની વાંસળિયેરે,
ધુણી જેની ખસતી નથી નિશભોરરે—નંદનો નંદન. ૫
આવડો રૂપાળો એને સખી કોણે કીધો હસેરે,
નેણ મારાં એનાં મુખચંદ્ર ચકોરરે—નંદનો નંદન. ૬
નેહનો નિભાવણ એ પ્રીતમ પાતળિયોરે,
હું તો એને જાણું છું જીવનની દોરરે—નંદનો નંદન. ૭
દયાનો પ્રીતમ આવે અખંડ મ્હારે કાળજે ચડયોરે,
સખી એતો ચતુરાનાં ચિતડાનો ચોરરે—નંદનો નંદન. ૮

( ૩ )

## ગરબો.

ગરબે રમવાને ગોરી નીસરયાં રે લોલ;
રાધિકા રંગિલી અભિરામ વ્રીજવાશણી રે લોલ;
તાળીદેતાં વાગે ઝાંજર ઝુમખાં રે લોલ. રાધિકારંગિ. ૧
સંગમાં સાહેલી બીજી ઘણી રે લોલ;
કાંઇક કહું તેનાં નામ વ્રીજવાસણી રે લોલ;
તાળી દેતાં વાગે ઝાંજર ઝૂમખારે લોલ;
ગિડગિડ તામ છુમ છુમ છુમ છુમકે બાજે ઘુઘરારે લોલ. તાળિ. ૨
ચંદ્રભાગા ને ચંદ્રાવળી રે લોલ;
ચંપકલતા ચારૂ રૂપ વ્રી૦ તાળી૦ ગીડગીડ૦;
લલિતા વિશાખા વ્રીજમંગળા રે લોલ;
માધવી ને માલતી અનુપ. વ્રીજ૦ તાળિ. ગિડગિડ. ૩
મન્મથમુદા ને મનઆતુરી રે લોલ;
હંસા હરસા ને હીરા નામ વ્રીજ૦ તાળી. ગિડગિડ;
કેતકી પ્રંગલ્ભા પ્રેમમંજરી રે લોલ;
એ આદે સખી સુખધામ. વ્રીજ૦ તાળી. ગિડગિડ. ૪
વિવિધ વાજીંત્ર વાજે છંદમાં રે લોલ;
તાલ સ્વરે મળી કરે ગાન વ્રીજ૦ તાળી. ગિડગિડ;
તોલ કેહેતાં તે અધર અરૂણુ ઓપતા રે લોલ;
લટકે નમી મેળવે સહુ માન. વ્રીજ૦ તાળિ. ગિડગિડ ૫.
ખેલ મચ્યો તે વૃંદાવંનમાં રે લોલ;
બંસીબટ ચોક રસરૂપ વ્રીજ૦ તાળિ. ગિડગિડ;
ગરબો જોવાને ગીરધર આવીયા રે લોલ;
મોહ્યા નિરખી શ્યામાનું સ્વરૂપ વ્રીજ૦ તાળિ. ગિડગિડ. ૬
શ્યામ મોહ્યા તેમ શામની રે લોલ;
વાધ્યો બેહુ અંગમાં અનંગ વ્રીજ૦ તાળિ. ગિડગિડ;
લલિતા લઇ મેળવ્યાં નીકુંજમાં રે લોલ;
રસભર્યાં રમાડાં રતિરંગ વ્રીજ૦ તાળિ. ગિડગિડ. ૭
આનંદસાગર ત્યાંહાં ઊછળ્યો રે લોલ;
મગન થયાં લાડલી ને લાલ વ્રીજ૦ તાળિ. ગિડગિડ;
પરમ પવિત્ર એ ચરિત્રને રે લોલ;
દાસ દયો ગાઇ થયો નિહાલ વ્રીજ૦ તાળિ. ગીડગિડ. ૮

## ગરબી.

માનીતી તું છે મોહનતણી હો વાંસલડી રે;
તુને વાહાલમ કરે છે ઘણું વાહાલ, રે હો વાંસલડી;
મીઠા આવડા શો મેહેર, મોહ્યો નંદનો કીસોર;
તારું આવડું શું જોર, ભુંડી કાળજડું મા કોર રે. હો વાંસલડી.
પીએ અધરામૃત પિયુતણું, તું વાંસલડી રે;
હમારે સોક્ય સરીખુ તું સાલ રે. હો વાંસલડી. મીઠા૦ ૧
વાજી વાજી ને વીહ્વળ કર્યાં હો વાંસલડી;
તું તો પ્રીડે હમારા પ્રાણ રે હો વાંસલડી;
સુણતાં પડેછે હૃદે સાંસરાં હો વાંસલડી;
તાહારા ટહુકારાથી મોહોબાણુ રે વાંસલડી. મીઠા૦ ૨
ઝેર ઘણું તારી ઝપટમાં હો વાંસલડી;
ભલાં તુંથી ભાલા તરવાર રે હો વાંસલડી;
એકી વારે તું હણી નાખની હો વાંસલડી,
આ ભુંડી થોડ થોડ મા માર રે. હો વાંસલડી. મીઠા૦ ૩
પતિવ્રતાનાં પણ મુકાવીયાં હો વાંસલડી,
તેં તો છોડાવીયાં સતીયોનાં સત્ય રે હો વાંસલડી;
વનવન કુંજકુંજ ફેરવ્યાં તેં વાંસલડી,
તેં તો સહુની કરીછે એવી ગત્ય રે. હો વાંસલડી. મીઠા૦ ૪
ગરજે ગુમાનભરી આવડી હો વાંસલડી,
તું તો જોની વિચારી તાહારી જાત રે હો વાંસલડી;
જોતાં તું કાષ્ટ કેરો કકડો હો વાંસલડી,
તુને આજ મળી છે ઠકરાત રે હો વાંસલડી. મીઠા૦ ૫
ગતવિહીણાં તેં ઘેહેલાં કર્યાં હો વાંસલડી,
તેં તો લગાડયું લાલસું લગન રે હો વાંસલડી;
ચોરની સંગે શીખી ચોરવા હો વાંસલડી,
વાહાલે માખણ ચોર્યું ને તેં તો મન રે હો વાંસલડી. મીઠા૦ ૬
માન ન રાખ્યું માનની તણું હો વાંસલડી,
તેં તો સહુને કર્યાં પામેનાગ રે હો વાંસલડી;
દયાના પ્રીતમની દાસી તું ખરી હો વાંસલડી,
તેં સહુને બેઠી તું તો ઠાન રે હો વાંસલડી. મીઠા૦ ૭

૫૬.

ઘેલી કીધી છે ઘેલી કીધી નંદલાલા તેં તો ઘેલી કરી રે;
એ ગિરિધારિયા તે તો ઘેલી કરી. ટેક.
કોણ જાણે કે તુમાં કામણ છે કે, તાહારી છબી છે કામણભરી રે.હો નંદ. ૧
સાંહાંમાને શીક્ષા દેતી શાણી, સ્વાધીન રેહેતી અતી કુળલાજ ધરી;
તેં મુને પરવશ પાડી પાતળીયા, માહારી સુખ બુધ સરવે હરી રે. હો નંદ. ૨
અમૃત સરખી તાહારી સંહુ કહેછે વાણી, સુણી મેં તો જવાય જે મરી;
મંદહસણી વાંકી ચીતવણીમાં તેં, વાલમ છાની દીધીછે છરી રે. હો નંદ. ૩
કોણ ચોઘડીએ તુમાં ચિત ચોહોટયું તે, માહારી પાસે ન આવ્યું ફરી;
પ્રેમને કારણે પ્રોઢ દયાના પ્રભુ, તાહારી તો ગરજ સરી રે. હો નંદ. ૪

( ૨ )

ગરબી.

ધણિ ગજબી રે, ગિરધારી ઘર માર્યું રે આંખ તમારી;
સામુ જોતામાં, કાળજ કોરયું, મારૂં રે મદનકટારી. ધણિ ગજબી રે. ટેક
હું તો આજ લગી મંદ મન ધરતી, સહુ ચતુરાની ચેષ્ટા કરતી,
મને આજલગી જોતી ધરતી. ધણિ ગજબી રે. ૧
હું તો નથી સમજતી મન મોહ્યામાં, એ જાદુ તમારા જોયામાં,
મુને નાંખી ને દુખ દરિયામાં. ધણિ ગજબી રે. ૨
હવે તમપાખે કયમ રહેવાસે, ઢાંકયાં ધીકયાં કયમ રહેવાસે,
મેં એ દુખ કેને કહેવાશે, ધણિ ગજબી રે. ૩
એવું સુણી દશા દીઠી બીજી, આ દયાના પ્રીતમ ઉપર રીઝી,
પ્રેમાનંદ મગન થયો ચીજી, ધણિ ગજબી. ૪

( ૨ )

ગરબી.

કાળજ કોર્યું તે કોને કહીએરે, ઓધવ છેલછબીલડે, ટેક.
વેરી હોયે તો વઢતાંરે ફાવીયે,
પણ પ્રાણથી પ્યારો એને લહિયેરે, ઓધવ છેલછબીલડે. ૧
ધીકીયે ઢાંકયાં તે કહે નવ શોભિયે,
ડાહ્યાં શું વાહ્યાં ન્હાને છઇયેરે. ઓધવ છેલછબીલડે. ૨
સોડનો ઘાવ માર્યો સ્નેહી સામળિયે;
ક્રિયા રાજાને રાવે જઇયેરે, ઓધવ છેલછબીલડે. ૩

કળ ન પડે કાંઇ પેર ન સુજે,
રાત્ર દીવસ ઘેલાં રહીયે રે. ઓધવ છેલછબીલડે. ૪
કાંઇ વસ્તુમાં ક્ષણ ચિત્ત ન ચેહોટે;
અલબેલો આવી બેઠા હઇયેરે. ઓધવ છેલછબીલડે. ૫
દયાના પ્રીતમજીને એટલું જઇ કેહેજો;
ક્યાંસુધી આવાં દુઃખ સહિયેરે. ઓધવ છેલછબીલડે. ૬

## ગરબી.

રસીયાજી તમો ક્યાં રમીઆવ્યા રાસ, તમારાં નિંદ્રાભરિયાં નેણ છે જી;
કઇ વિનતાએ કર્યાં તમારા વાસ, કે એહેના મિઠડાં કાહેનાં વેણ છે જી ૧.
કાહેને મંદીર તમે જઇ આપ્યાં સુખ, કે કોણે આલીંગન દીધાં વ્હાલમાજી;
પ્રભુ કપોળે કજ્જલીનાં નીસાન, કે ટપકું તંબોળનું ગાલમાંજી. ૨.
અગર ચંદન પ્રભુ રેલાયાં લેલાટ, અવળાં સવળાં આભ્રણ પેહેરીયાંજી;
પિતાંબર પ્રભુ લપટી રહ્યાછો ક્યાંહે, કાહેના ઓહોડી લાવ્યાછો લેહેરીયાંજી. ૩
મુજપર કીધાં સોહોકલડીનાં સાલ, કે ચહુટે વાતો ચાલશેજી;
દયાના પ્રીતમ કરજોડી ખાયછે સમ, રાધા તમથી વ્હાલું બીજુ કો થશેજી.૪

( ૨ )

## ગરબી.

નંદનંદન અલબેલડોરે, એહેનાં વાલાં લાગેછે વેણ, સાંભળ સહી મ્હારી;
ઘેલું કીધું ગોકળીયુંરે, એહેનાં કાંમણગારાં નેણ; સાંભળ સહી મ્હારી. ટેક
નટવર સુંદર શાંમળોરે, મનગમતો મોહનલાલ;
રૂદયાસરસો લેઇ લપટાવું, મૂને એવું લાગેછે વાહાલ. સાંભળ ૧
તાલાવેલી લાગી તનમાંરે, વ્રેહવન્હિ દહે મારી દેહ;
કાહાની આગળ કહિયે જઇરે, ઊંડું અંતરનું દુખ એહ, સાંભળ, ૨
ભુલી વિધાતા ચતુર થઇ કે, મારા કર્મતણો એ વાંક;
નંદકુંવર માહારા કંથ થવાનો, એણે શે ના લખીયો ટાંકય, સાંભળ ૩
મુખડે કહેતાં લાજિયેરે બાઇ હૈડે પુરૂં હેત;
એ નટવર હોત નાવલોરે, તો મનગમતું સુખ લેત, સાંભળ. ૪
કોણ ઊપાય કર્યા થકીરે, મારૂં એ કારજ શીઘ્ર થાય;
કયા દેવને શેવ્યા થકીરે, જેહેની પુરૂષોત્તમ પરણાય. સાંભળ. ૫
કુંવારોછે હજી ન્હાન કુંવરરે, મુને એટલડી છે આસ;
પાયે લાગું સખી તાહરેરે, તું તો જા મુજ માતાપાસ, સાંભળ, ૬

વાત વીવેકે પ્રીછવીરે, રૂડો વીઠ્ઠલ વર તું બતાવ;
કેહેજે શુંદીર એ શાંમળોરે, મારે તું પુત્રી પરણાવ. સાંભળ. ૭
જો પરણાવશો પાતળિયોરે, ઇછિત વર એ અવીનાશ;
પ્રસન્ન થશે પરમેશ્વર બાઇ ત્હારી, હું વણ મુલે દાસ. સાંભળ. ૮
સખી હું સમજાવું તુને, કૃષ્ણ વરવાના કોડ;
નિશ્ચે તુંને પરણાવીશ દાસ, દયાનો પ્રીતમ રણછોડ. સાંભળ. ૯

( ૨ )

ગરબી.

બોલી એમ ક્રિતી કુમારીરે, છાની એક વાત છે મ્હારીરે. બોલી એમ. ટેક.
સાંભળ લલીતા સાહેલીરે, કહુ તુંને લજ્જા મેહેલીરે. બોલી એમ. ૧
બંશીબટ ચોકમાં દીઠોરે, મોહનવર લાગ્યો છે મીઠોરે. બોલી એમ. ૨
સંધ્યાના સમયમાં બેઠોરે, જોતામાં કાળજડામાં પેઠોરે. બોલી એમ. ૩
રસિક છે રંગીલો રૂપાળોરે, ચિત મ્હારૂં ચોરણવાળોરે. બોલી એમ. ૪
મંદ હસી મુજ સ્હામૂં જોયુંરે, કટાક્ષથી કાળજ પ્રોયુંરે. બોલી એમ. ૫
ત્યારની હું થઇછું ઘેલીરે, તેને મુને મેળવ સાહેલીરે. બોલી એમ. ૬
સૈયર તારે પાગે લાગુંરે, મોહનજીનું મળવું માગુંરે. બોલી એમ. ૭
લલીતા કહેછે સુણ સાહેલીરે, બાણીઠણી તું થા અલબેલીરે. બોલી એમ. ૮
ચાલ ઊઠ તું માહારી સંગેરે, રમાડું રૂપાળાશું રંગેરે. બોલી એમ. ૯
દયાપ્રભુશું જઇ મળિયેરે, બન્યો સુખસીંધુમાં ભળિયેરે. બોલી એમ. ૧૦

( ૩ )

ગરબી.

રોક્યો પનઘટ રસિયા રાજ, પાનિડાં કેમ ભરિયે;
પીડ લોકડીયાંની ઘણી લાજ, પાનીડાં કેમ ભરીયે. ટેક.
આજ ચિતની ચેતવણી છે, બીજું મુને ભાસે મારા રાજ, પાનીડાં કેમ ભરીયે;
મારા અંગઉપર નાચે નેણ, પાનીડાં કેમ ભરિયે;
કરે ચંચળ ચોરવાનું ચિત, મુને ભાસે મારા રાજ, પાનીડાં કેમ ભરિયે. ૨
કવેળામાં નાનકડી નારચ, પાનીડાં કેમભરીયે;
આવે ઓચિંતા દુરીજન કોય, ઘણું બીહાં મારા રાજ. પાનીડાં કેમ ભરીયે. ૩
ઘેલાં કહાડ્યાંની તમને છે ટેવ, પાનીડાં કેમ ભરીયે;
હજી છોકરવાદી નથી છુટી, થયા મોટા મારા રાજ. પાનીડાં કેમ ભરીયે. ૪
ધારયું થાશે ધીરજ રાખો આપ, પાનીડાં કેમ ભરીયે;

સમો ચાંપડે સહુ સુખ હોશે, ધિરજ રાખો મારા રાજ. પાનીડાં કેમ ભરીયે. ૫
તોપણ લાજ તજીને આજ કહિયેજી, પાનીડાં કેમ ભરિયે;
હમો સરવે છૈયે તમારી દાસી, રખે તરસો મારા રાજ, પાનીડાં કેમ ભરિયે. ૬
મા બાપે અલંકર આપીજી, પાનીડાં કેમ ભરિયે;
હમો મનથકી નિશ્ચેતમને પરણી, એમ જાણો મારા રાજ. પાનીડાં કેમ ભરીયે. ૭
આજ કાલજડાંનું કહી નાખ્યુંજી, પાનીડાં કેમ ભરીયે;
હવાં રાજને રૂચે એમ રંગરસ, માણો મારા રાજ. પાનીડાં કેમ ભરીયે. ૮
રીઝયો દાસ દયાનો સ્વામી સુણતાંજી, પાનીડાં કેમ ભરીયે;
હૈયે હેતનો સાગર ઉછાળ્યો, ઉર ચાંપી મારા રાજ, પાનીડાં કેમ ભરિયે. ૯

( ૧-૨ )

ગરબો.

નંદકુંવરજીનું પ્રાણજીવન ધન, રાધા રંગીલી મૃગયાનેણીરે લોલ;
આખિલાનંદદાયક અલબેલો છેલો, તું તો તેને સુખદેણીરે લોલ. નંદ૦ ૧
કીરતી કુમારી બ્રખુભાનદુલારી, પ્યારી શેષ મહેષની માતારે લાલ,
તે ગિરધર તારાં ચરણ સેવે, જેનાં સેહે ચરણ શિવ ધાતારે લોલ. નંદ૦ ૨
શ્રી માહાલક્ષ્મીની અંસ વિભુતી, જગસુંદરી શીવાદીક ન્યારીરે લોલ;
ક્યાંહાં લગી વરણું રૂપ રૂપાળી રાધા, તે ટગળા તે કળા ત્હારીરે લોલ. ૩
વેદ સરીખા જેનો ભેદ ન જાણે, મોટા મુનીવર વંછે પદ રેણુરે લોલ;
તેણે તુંને કરી હાર હઇયાનો, મણી મુકટ લોચનનું મેરોચુંરે લોલ. નંદ૦ ૪
ચકોર ચંદ્ર ફણી મણી જખ જળ, ઉપમા શું દેઉ પડયું કાચું રે લોલ.
પાસે બેઠી છે પીયુ પ્રતીત ન માને, જાણે સ્વપ્ન હશે કે આતે સાચું લોલ.
જેહેવી પ્રીતમને પ્યારી પ્રીયાજી, તેહેવા પ્રીતમજી છે તુંને પ્યારારે લોલ;
એકેકના છો તમો પ્રાણ પરસપર, નેનન લીનના તારારે લોલ. નંદ૦ ૬
અમૃતથી અધિકી રસક્રીડા, સદા વૃંદાવનમાં કરિયેરે લોલ;
ભામણાં લઇ લલીતાદીક કહે છે; અમો રસ રૂદયામાં ભરિયેરે લોલ. નંદ૦ ૭
અખંડ અવિચળ રેજો આ જોડી, અમો જીવિયે જોઇ નિશ દાડોરે;
નિજ બળથી નિજ જાણી દયાને, આપો પ્રેમ જુગલ પદ પાડોરે લોલ. ૮

( ૩ )

ગરબી.

ઘેલી મુને કીધી શ્રી નંદના નંદે, ઘેલી મુને. ટેક.
સખીરે હું તો જમનાજી ગઇ હુતી પાણી,

ત્યાંહાં મે નંદ કુંવર દીઠા ને લોભાણી,
એ પણ મારા અંતરની વાત ગયો જાણી. ઘેલી મુને. ૧
વ્હાલાજી હું પે વાંકી નજરવડે જોયું,
સાહેલી મ્હારૂં ત્યારે તો અધિક મન મોહ્યું,
કાળજ મ્હારૂ કુટિલ કટાક્ષે પ્રોયું. ઘેલી મુને. ૨
વ્હાલ વશીકરણ ભરી મીઠી વાણી,
સુણી હું તો મુલવિના રે વેચાણી,
જાણે મન પ્રીતપીડા જાય ના વખાણી. ઘેલી મુને. ૩
સખીરે એની અલબેલી આંખ અણીયાળી,
રૂપરસરંગની ભરેલી રત્નાળી,
ભુરકીની ભરેલી વાંકી ભ્રગુટી મે ભાળી. ઘેલી મુને. ૪
સખી એનુ મુખડું મદન મોહકારી,
અંગોઅંગ માધુરી મનોહર ભારી;
મંદમંદ મધુરે હસી મુને મારી. ઘેલી મુને. ૫
નટવર એ નખશીખ કામણ ભર્યો છે,
આવડો રૂપાળો એને કાણે કર્યો છે,
મેં તો મારા મનથકી એને વર્યો છે. ઘેલી મુને. ૬
સખી એની મોરલીમાં મોહની ભરી છે,
તેણે મુને ઘણી વ્રેહવિકળ કરી છે,
સખી મારી સુધ બુધ એણે હરી છે. ઘેલી મુને. ૭
કાળજાનું દરદ નથી કાઇને કહેવાતું,
લાગી લાહ્ય રોમરોમ નથી મેં રહેવાતુ,
કર કસો ઊપાય હવે નથી મેં સેહેવાતુ. ઘેલી મુને. ૮
તાલાવેલી લાગી તરફડું છું મેં મરાશે,
કેમે કરી મેળવે મોહન સુખ થાસે;
લાજને લગાડ પરી જિવ મહારો જાસે. ઘેલી મુને. ૯
વિરહ વન્હિમાં બળે છે સમજી ગઈ સાહેલી,
ખાન પાન ભાન કશું નથી લાજ મેહેલી;
રખે એની થાય અવસ્થા છેલી. ઘેલી મુને. ૧૦
એવે સમે દયાના પ્રીતમજી પધાર્યા,
અંક ભરી કુંજસદનમાં સધાર્યા,
આપ્યો આનંદ વ્રેહતાપ સહુ નિવાર્યા. ઘેલી મુને. ૧૧

ગરબી.

ઊભા રોહો તો કહું એક વાત મારા વ્હાલા, મરડી જાઓછો શાને મુખરેજી;
વચન દીધું તે પળ્યું નથીરે વ્હાલા, હું જાણું છું લાગું તેનું દુઃખરેજી. ૧
મારી અરજ શુણો તો કહું એક મારા વ્હાલા, વીચારો નથી મારો વાંકરેજી;
હું વહુવારૂ બાળેવેશ મારા વ્હાલા, અબળા માણસ ઘણું રાંકરેજી. ૨
સાસરિયાં મુને સહુ સાચવેરે વ્હાલા, પરણ્યો નાં મુકે મારી પુઠરેજી;
કે સાસુડી ઘણી મેહેતાન મારા વ્હાલા, નણદી આગળ ન નમે જુઠરેજી. ૩
જળ જાઉં તો જોડે થાય મારા વ્હાલા, ગોરસ વેચતાં સહિયર થોકરેજી;
માટે ટાહાડું નાખ્યુંછે તક ત્રિતાંરે વ્હાલા, આપણે ડરવુંરે દુરિજન લોકરેજી. ૪
હરિ મારૂં રૂપનું ગુમાન રખે જાણતારે વ્હાલા, તે આપની આગળ તો નથી તેહરેજી;
તન મન સોંપ્યું છે તે દિવસનું રે વ્હાલા, દીધી છે નજર નેહરેજી. ૫
ભાણે ભોજન નથી ભાવતું રે વ્હાલા, નીંદ્રા ન આવે કરે સેનરેજી;
હું ઢાંકી ધીકું છું રાત દિવસ મારા વ્હાલા, આપને વિયોગે નથી ચેનરેજી. ૬
બીજી કસર તો કાંઇ નથી રે વ્હાલા, સમો જો મળે તો સુખ થાયરેજી;
એજ વિચાર આ આઠે પેહેર મારા વ્હાલા, મનડું રે માહારૂં ના કહ્યું જાયરેજી. ૭
પણ તે તો આવીછે તક આજ મારા વ્હાલા, પિયુડો પોહોંચે છે પરગામરેજી;
મ્હારી નણદી વળાવી આજ સાસરેરે વ્હાલા, ગોરસ વેચ્યાનું અગત કામરેજી. ૮
માટે સંજાએ વેહેલા આવજોરે વ્હાલા, આપણ મળીશું બંસીબટ ચોકરેજી;
સંગે સખા ન કોઇ લાવશોરે વ્હાલા, હું પણ નહીં લાવું સહીયર શોકરેજી. ૯
તેજ પ્રમાણે આવ્યા એકુ જાણી રે વ્હાલા, પુરણ અભિલાખ રમ્યાં રંગરેજી;
પ્રસન થયા જીવન દયાતણારે વ્હાલા, જીતીઓ અજિત જે અનંગરેજી. ૧૦

( ૨ )

ગરબી.

નેણ નચાવતા નંદના કુંવર પાધરે પંથે જા,
સુંદરી સામા જોઇ વીઠલ વાંસલડીમાં વાહા. ગુમાની પાધરે પંથે. ટેક.
વ્હાલા તારૂં નિર્લજ ધીટમાં નામ પડ્યું, તું કાંઇ ડાહ્યો થા;
કોણ પુત્રી પરણાવશે, ત્હારાં દેખી લક્ષણ આ. ગુમાની પાધરે૦ ૧
પનઘટ ઉપર પાલવ સાહોછો, એ તે કાંહાંનો ન્યાય;
કામનીમાં શું કામ, આજથી અવિવેક તે શા. ગુમાની પાધરે. ૨
હળવા રહિ હશી બોલ્યા, તાહારૂં અધરામૃત પા;
તો માહારૂં મન માને શ્યામાં, એકવાર કહે હા. ગુમાની પાધરે. ૩

આવ ઓરો એક વાત કહું, તુને કાનમાં કાનુડા રે;
સીદ હઠીલા અટકે, હું તો તાહારી છું સદા. ગુમાની પાધરે. ૪

( ૨ )

ગરબી.

નંદકુંવરજીનું પ્રાંણજીવન ધન, રાધા રંગીલી મૃગયાનયણીરે લોલ;
અખીલાનંદ દાયક અલબેલો છેલો, તેહને તું તો સુખદેયણીરે લોલ. ૧
કીર્તિકુમારી વૃષભાન દુલારી, પ્યારી શેષ મહેશની માતારે લોલ;
તે ગિરધર તારાં ચરણ સેવે, જેનાં સેવે ચરણ શિવ ધાતારે લોલ. ૨
શ્રીમહાલક્ષ્મિની અંશ વિભુતી, જગ સુંદરી શિવાદિક ન્યારીરે લોલ;
ક્યાંહાં લગી વર્ણું રૂપ રૂપાળી રાધા, તે કમળા તે કળા તારીરે લોલ.૩
વેદ સરીખા જેનો ભેદ ન જાણે, મોટા મુનીવર વંછે પદરેણુંરે લોલ;
તેણે તુંને કરી હાર હૈયાનો, માણી મુગટ લોચનનું ધરેણુંરે લોલ. ૪
ચકોર ચંદ્ર ફણી માણી જખ જલ, ઉપમાં શું દેઊ પડયું કાચુંરે લોલ;
પાસે બેઠી છે પીયું પ્રતીત ન માને, જાણે સ્વપ્ન હશે આ તે સાચુંરે લોલ. ૫
જેહવી પ્રીતમજીને પ્યારી પ્રીયાજી, તેવાં પ્રીતમજી છે તુંને પ્યારારે લોલ;
એકેકનાં છો તમો પ્રાણ પરસ્પર, નેન નલીનના તારારે લોલ. ૬
અમૃતથી અદકી રસક્રીડા, સદા વૃંદાવનમાં કરિયેરે લોલ;
ભામણાં લઇ લલીતાદીક કહેછે, અમો રસ રૂદયામાં ભરિયેરે લોલ. ૭
અખંડ અવીચળ રેજો આ જોડી,અમો જીવિયે જોઇ નીશ દહાડોરે લોલ;
નિજ બળથી નિજ જાણી દયાને, આપો પ્રેમ જુગલપદ ધાડોરે લોલ. ૮

( ૩ )

ગરબી.

આવો અલબેલારે વ્હાલા, કહોને તમો ક્યાંહાં ગયા તા નંદલાલા. આવો. ટેક.
સાચું કોહોનીરે અમને, અધરા સમ સામળિયા તમને. આવો અલબેલા. ૧
કોહોને કહાંનીરેસંગે, રજની રમીઆવ્યાછો રંગે. આવો અલબેલા. ૨
સંગી થયાછોરે કહાના, દેખી મુને જાઓછો છાના. આવો અલબેલા. ૩
ઊંઘે ઘેરાણારે ડોલો, મોહન બોલાવ્યા નવ બોલો. આવો અલબેલા. ૪
લોચન જવાયછેરે મોચી, જોઇને રહ્યાછે દૃષ્ટે નીચી. આવો અલબેલા. ૫
કેશ લપટાણારે ભાલે, કાજળ કાંહાં લાગ્યું છે ગાલે. આવો અલબેલા. ૬
રાતી રેખ કપોળે શી છે, શીદ લાજોછો બહુ શોભી છે. આવો અલબેલા. ૭
કંકણના શલ દીસે પીઠ, શિદ સંતાડો આનંદ થાયછે દીઠ. આવો અલબેલા.૮

હારતાં ચિન્હ હૃદેમાં પડ્યાંછે, ક્યમ ઢાંક્યાં રેહે તનમાં જડ્યાંછે. આવો અલબેલા.૯
શાચા ક્ષણેક્ષણે ક્યાંહાં થાશો, ડગલે ડગલે સમ શા ખાશો. આવો અલબેલા. ૧૦
સાજન હશો તે રાખશો છાનું, લોકતો કેહેશે મનનું માન્યું. આવો અલબેલા. ૧૧
જત રેહે નહી જોરે બાંધ્યું, ફાટ્યું ગગન ક્યમ રેહેશે સાંધ્યું. આવો અલબેલા. ૧૨
બાલમ માનો કે ના માનો, એહેનો હું મરમ લહુંછું છાનો. આવો અલબેલા. ૧૩
સુખ દેખો ત્યાંહાં સુખિયા થાજો, તમારૂ મન માને ત્યાંહાં જાજો. આવો૦ ૧૪
વાતડી ગઇછુરે પામી, કહેતો કહું દાસદયાના સ્વામી. આવો૦ ૧૫

(૧-૨)

## ગરબી.

શ્રીગુરૂ ગોવિંદનેરે, પાયે લાગું પુરો આસ;
પ્રેમ પરિતાપનેરે, વચને ગાશું બારેમાસ. ૧
કેહે સખી ક્યમ કરૂં રે, કારતગમાસે મુંકી કંથ;
કાંઇ સુંઝે નહીંરે, નિસદિન જોઊં પ્રભુનો પંથ. ૨
માગસરે મ્હારૂં રે, મન મોહન મળવા અકુળાય;
ઢાંક્યાં ધિકિયેરે, કોઇને પીડા નવ કહેવાય. ૩
પોષે પ્રભુ વિનારે, માહારે મુખડે પડિયા સોષ;
હું સમજું નહીંરે, મુંકી શા દીઠા મુજ દોષ. ૪
માહે માહા મોટું રે, માહારે મન વ્યાપું વ્રેહદુ:ખ;
તાતા તેલમાં રે જયમ જળ ત્યમ પ્રભુ પાખે સુખ. ૫
ફાગણ ફુલિયોરે, કેસુ ઉડે અબીલ ગુલાલ;
ઊલટું અંગ બળેરે, જોઇને વિના શ્રીગિરધરલાલ. ૬
ચૈત્રે ચીતડું રે, ચોહોટું, ચરણ શ્રી ગોકુળરાય;
પ્રેમ જડિયે જડ્યું રે, નહિં ઉખડિયે કાંઈ ઉપાય. ૭
વૈશાખે મુનેરે, વૃજપુર લાગે વસતું વંન;
શેહેર સરીખડું રે, વન લાગે હોય જુગજીવન. ૮
જ્યેષ્ટે ઝાળ પડીરે, તાપે તલખે છે સહુ કોય;
મુજ વ્રેહતાપનોરે, કોટીમો એ અંશ ન હોય. ૯
આશ અસાડનીરે, હુતી પણ નાવ્યા અવિનાશ;
સહુ પ્રેમદા તણા રે, પિયુ ઘેર આવ્યા ચાતુરમાસ. ૧૦
શ્રાવણ સરવડે રે, વરસે વૃક્ષે વળગી વેલ;
રસિયે વાલમેરે, ત્રોડિ બાળપણાનાં ખેલ. ૧૧
પુરૂષોત્તમ માસેરે, પુરષોતમ ભજ્યાનો ભાવ;

ક્યાંહાંથી કહાડિયેરે, તેં તો સોકલડી લે હ્હાવ. ૧૨
ભાદરવો ભલોરે, વરસે બોલે ચાત્રક મોર;
નંદકુવર વિનારે, લાગે બાહાસરીખા સોર. ૧૩

( ૨ )

ગરબી.

એક વૃંદાવનમાં હેનિ કુંજના મેહેલમાં, મારા રાજ;
હોજીરે જુગલકીશોર ચરિત્ર પ્રેમરસ ગેલમાં, મારા રાજ. ૧
સોળ કળા શશી ઊદીયો ફુલી રહી જામની, મારા રાજ;
હોજીરે જોડે રહી સખી જોય લલીતાદીક કામની, મારા રાજ. ૨
એક સજ્યામાં બેહુ જણા રંગભર રાજીયાં, મારા રાજ;
હોજીરે શૌભા તણો નથી પાર કામ રતિ ખીજીઆં. મારારાજ.૩
કરવા માંડયા છે સણગાર પરસ્પરપેં નવા, મારા રાજ;
હોજીરે રાધા થયાં નંદલાલ મોહનજી રાધા થયા, મારા રાજ. ૪
સાડી ચોળી પેહેરી સામળે ઘે મન લોભીઓ, મારા રાજ;
હોજીરે પેર્યું પીતાબર પાગ શ્યામા શિરપેચ શોભીયો, મારા રાજ.૫
સેંથો આડ શીશફુલ દામોદર દામણી, મારા રાજ;
હોજીરે તિલક તોરા શિરપેચ ધરે બાળા બહુ બણી, મારા૦ ૬
નટવર નથને એકત્ર ઝુકે રૂપ ગોરીયું, મારા રાજ;
હોજીરે હેમની અને હાંસડી હરિને હેંસે ધરી, મારા રાજ. ૭
નેપુર અણવટ વિંછુઆ પ્રીયાજીના પાગમાં, મારા રાજ;
હોજીરે કટીમેખળા વેળીયું વાંસળી રાગમાં, મારા રાજ. ૮
અદલબદલ ઇત્યાદીક આભુષણ અંબાર કીધલા, મારા રાજ;
હોજીરે વિવિધ માણ્યો રસ આલિંગન દીધલા, મારા રાજ. ૯
શ્રીરાધારૂપે ધર્યું માન મોહન પાગે લાગીયા, મારા રાજ;
હોજીરે હસતાં પરસ્પર જાય સંઘે મનના ભાગિયા, મારા રાજ. ૧૦
વિપરીત રમણ રૂડી રીતે મનભરી માણીયાં, મારા રાજ;
હોજીરે આવ્યું એકકને સુખહાસ વિતેથી જાણિયાં, મારા રાજ. ૧૧
પ્રેમે ભર્યાં બેહુએ પોઢીયાં અતીસે આનંદ થયો ઊરમાં, મારા૦;
હોજીરે ગુણ ગાઇ સુખરૂપ દયો બલહારી ગયો, મારા રાજ. ૧૨

( ૨ )

પદ—રાગ—ભેરવી.

ગિરધારીજી તતથેથે નાચે, વૃજનારીસંગ તતથે નાચે. ટેક.
રાગ તાળ સ્વર ગ્રામ મુર્છના, તાન માનમેં લેઇ,
સારીગમપધની નિધપમગરીસા, ઊપજે અનોઠી દેઇ. તતથે. ૧
વીણા વાંસળી ઝાંઝ ડફ, સારંગી કરતાલ મૃદંગમેં લેઈ,
સંગીત નૃત્ય ગત અકળિત અનુપમ, ઉપમા દેઊં કેઇ. તતથે. ૨
સેષ શારૂખા જેનો ભેદ ન પામે, નેતિ નેતિ નિગમ વદેઇ;
દાસ દયાનો પ્રભુ રાસ રમે તે, વૃજવાસીનાં પ્રેમસ્નેહી. તતથે. ૩

( ૩ )

પદ-રાગ ભેરવી.

કાળજ કોરયું મારા રાજ કેમ કરીયે, ચિતડું ચોરયું મારા રાજ કેમ. ટેક.
રાજના રૂપની સેહેજે સમાધી, એહેમાં તે કાંઈ નહીં સુઝેરે કાજ. મારા. ૧
વ્હાલાને ભામે હમે વિહવળ થૈયે, તે પેલા દુરીજનિયાંને મન દાઝ. મારા. ૨
દુખદરીઆમાંથી હમને બુડતાં રાખો, બાંધો આપનામની પાજ. મારા. ૩
મળશા મોહનવર વેદ સહીત કુલ, લોકડિયાંની તજી લાજ. મારા. ૪
અંતરના અભિલાખ હમારા, પુરો દયાપ્રીતમજી આજ. મારા. ૫

( ૩ )

પદ-રાગ-રામકળી.

સખી પુછીજો અલી પુછીજો, શે રસીયો રીસાવ્યોરે,
મનથી રીસાણા છે કે શોક્યે સમજાવ્યોરે. સખી. ટેક.
સાન કરી તેડયો માહારી પાસે ન આવ્યોરે;
સામુંએ ન જોયું ધાઈને મેં રૂદયે લપટાવ્યોરે. સખી. ૧
સુણ માહારી સજની શો વાંક હશે માહારોરે,
આટલાં વનાંમાં કિયો કાહાડ નિરતારોરે. સખી, ૨
વાંકલડું જોતામાં શું આંખલડીનો ખુણો ખુંચ્યોરે;
અધર પીતાં શું હદેને અમ પોહોંચ્યોરે. સખી. ૩
ભુજપાશે ભીડતાં કંકણકણ ગડીયારે;
કે શું એને કાળજડે કઠોર કુચ નડીયારે. સખી. ૪
કે શું કટી કૃશ અંક ભરતાં ન ફાવીરે,
કે શું મ્હોટી મન માની નાહાની નજરે હું નાવીરે. સખી. ૫

ક્યાંહાંથી કહાડિયેરે, તેં તો સોકલડી લે હ્હાવ. ૧૨
ભાદરવો ભલોરે, વરસે બોલે ચાત્રક મોર;
નંદકુંવર વિનારે, લાગે બાહાસરીખા સોર. ૧૩

( ૨ )

ગરબી.

એક વૃંદાવનમાં હોતિ કુંજના મેહેલમાં, મારા રાજ;
હોજીરે જુગલકીશોર ચરિત્ર પ્રેમરસ ગેલમાં, મારા રાજ. ૧
સોળ કળા શશી ઊદીયો ફુલી રહી જામની, મારા રાજ;
હોજીરે જોડે રહી સખી જોય લલીતાદીક કામની, મારા રાજ. ૨
એક સજ્યામાં બેહુ જણા રંગભર રાજીયાં, મારા રાજ;
હોજીરે શૌભા તણો નથી પાર કામ રતિ ખીજીઆં. મારારાજ.૩
કરવા માંડચા છે સણુગાર પરસ્પરપેં નવા, મારા રાજ;
હોજીરે રાધા થયાં નંદલાલ મોહનજી રાધા થયા, મારા રાજ. ૪
સાડી ચોળી પેહેરી સામળો ઘે મન લોભીઓ, મારા રાજ;
હોજીરે પેર્યું પીતાબર પાગ શ્યામા શિરપેચ શોભીયો, મારા રાજ.૫
સેંથો આડ શીશફુલ દામોદર દામણી, મારા રાજ;
હોજીરે તિલક તોરા શિરપેચ ધરે બાળા બહુ બણી, મારા૦ ૬
નટવર નથને એકત્ર ઝુકે રૂપ ગોરીયું, મારા રાજ;
હોજીરે હેમની અને હાંસડી હરિને હોંસે ધરી, મારા રાજ. ૭
નેપુર આણુવટ વિંછુઆ પ્રીયાજીના પાગમાં, મારા રાજ;
હોજીરે કટીમેખળા વેળીયું વાંસળી રાગમાં, મારા રાજ. ૮
અદલબદલ ઇત્યાદીક આભુષણ અંબાર કીધલા, મારા રાજ;
હોજીરે વિવિધ માણ્યો રસ આલિંગન દીધલા, મારા રાજ. ૯
શ્રીરાધારૂપે ધર્યું માન મોહન પાગે લાગીયા, મારા રાજ;
હોજીરે હસતાં પરસ્પર જાય સંઘે મનના ભાગિયા, મારા રાજ. ૧૦
વિપરીત રમણ રૂડી રીતે મનભરી માણીયાં, મારા રાજ;
હોજીરે આવ્યું એકકને સુખહાસ વિતેથી જાણિયાં, મારા રાજ. ૧૧
પ્રેમે ભર્યાં બેહુએ પોઢીયાં અતીસે આનંદ થયો ઊરમાં, મારા૦;
હોજીરે ગુણ ગાઇ સુખરૂપ દયો બલહારી ગયો, મારા રાજ. ૧૨

( ૨ )

પદ-રાગ—રામકળી.

તાહારા સમજો તારુણી તું મને સહુથી લાગે વાહાલીરે;
વણતેડયો તાહારા મંદિરમાં જો હું આવું ચાલીરે. તાહારા. ટેક
વાહાલવિના વિખાણુ કરૂં ગમે નહી મુને દીઠુંરે;
પ્રીતલડીનું વાંકું વચન તે લાગે મુજને મીઠુંરે. તાહારા. ૧
પ્રેમને પાશે બંધાયો કેમ શકું હું નાહાશીરે;
નાચું હું નચાવ્યો તાહારો સહુ વેદની હાંસીરે. તાહારા. ૨
જોગીજનના ઉરમાં હું તો જાઉં ને ના જાઉં રે.
ચિત્ત ચોર્યું તેં પ્રેમદા તે આવો ક્યાંહાંથકી થાઉં રે, તાહારા. ૩
સ્નેહસરીખું વશીકરણ મળે નહીં કંઇ બીજુંરે;
દાસદયાનો પ્રીતમ કેહે હું એક હેતથી રીઝુંરે. તાહારા. ૪

[ ૨ )

પદ—રાગ—રામકળી.

આવ ઓહેરા અલબેલડા એક વાત કહું હું છાનીરે;
છાનામાના આવજો તમે માહારે મંદીર ચાલીરે, આવ ઓહેરા. ટેક.
ચેતવણી તાહારા ચિતની હું તો સરવે જાણુંરે;
શું દરૂ જે સમો ન મળે માટે મુખ નવ આણુંરે, આવ ઓહેરા. ૧
ફાંસ નથી મુને ફાવતુ કાંઇ, છે આજનો દહાડોરે;
મનમાનયુ સુખ માહાલીસુ હાથ કરીસુ ટહાડોરે. આવ ઓહેરા ૨
તાહારૂં સુખ જોતાં મન માહારૂં ઘણું થાયછે ટાહાડું રે;
કેહે તો તુજને કાળજડું માહારૂં કાઢીને દેખાડું રે. આવ ઓહેરા. ૩
આસંગા વિના આવડું કોઇ ખેંચી નવ બોલેરે;
દાસ દયાના પ્રીતમજી નહિ કો તમારી તોલેરે, આવ ઓહેરા. ૪

( ૩ )

પદ—રાગ—રામકળી.

ક્યાંથીને પધાર્યારે પ્રીતમ પાછલીને રાતેરે;
કહ્યું નથી કોઇયે પણ દીઠુંછે માહારી જાતેરે. ક્યાંથીને પધા૦ ૧
પાછલીને રાતે પધાર્યા તે પણ હું જાણું રે;
સાથે એક સખી હુતી સમજ્યાનું ઠેકાણું રે, ક્યાંથીને પધા૦ ૨
જ્યારે તમે આવ્યા ત્યારે જસોદાજી જાગ્યાં રે;

કાચના ફાંનસમાં દીપક જેવો ચળકેરે;
સુંદરીના બેણમાં તેવો રતીરસ ઝળકેરે. સખી. ૬
સુણી એહવું આવી ભેટ્યા, રસીક બીહારીરે;
વચને વેચાતે તેં લીધો મુને પ્રાણપ્યારીરે, સખી, ૭
દયાનો પ્રીતમ પ્યારો પ્રેમરસભોગીરે,
તેહેને વશ ક્યમ કરે જ્ઞાની મુની જોગીરે. સખી. ૮

( ૨ )

પદ—રાગ—રામકળી.

ગરજ સવાદી ના થઈયે મારા વ્હાલા, ગરજ સવાદી ના થઇયે,
સરણાગત કર ગ્રહિયે મારા વ્હાલા ગરજ સવાદી ના થઇયે. ટેક.
તમમાટે લાજ તજી લોકોમાં ગવાણી, વાહાલા તે વેરીડાં કીધાં,
તેનું સાલ્લાભાડું સબળું રે આપ્યું, વણવાંકે અબોલડા લીધા. મારા. ૧
સગાંરે સમંધી મુને પેસ્લપેસ્લ પીડે, સબળ સંતાપે પીયુડા માહારો,
તે દુખડું હું ના ગણું જો હોય, મિટચ મેળાવો તમારો. મારા. ૨
જે તમમાટે મેં સહુ કોઇ મુક્યું, તેજ તમે મુને મુંકી,
તે અગ્ની અધીકો મારે અંગે, વ્હાલવેલડી સુકી. મારા. ૩.
તે કાંટો ઉર અંતર સળકેછે, દેખી મુને ચિતવોછો આડું,
દયાના પ્રીતમજી હું કહી પેસ્લ જીવું, પેલી શોકલડીનું શું હેત ગાઢું. મારા૪

( ૨ )

પદ—રાગ—રામકળી.

જળ જાતાં આજ ઘુંઘટડામાં, મોહનનું મુખ દીઠુંરે,
અમૃતરસ પણ એથકી ફીકો બાઈ, એહેવું લાગ્યુંછે મુને મીઠુંરે. જળ. ટેક.
એહેને પણ કાંઇ નથી રે અજાણ્યું, મુને સાન કરી સમજાવી રે;
ચાંપી રૂદે કરી હેત જણાવ્યું મુને, સાહામા તે નેન નચાવીરે. જળ. ૧
શું કહું સુખ દુખ તેજ સમાનું, ઊર સ્નેહતણાં રાર વાગ્યાંરે;
મનમાં આવે તેમ મુખે ક્યમ કેહેવું, પેલા દુરિજન દેખાસા લાગ્યાંરે. જળ. ૨
રસિયો રૂપાળો ચતુર કો એવો નથી, અવર મેં નિશ્ચે ભાળ્યું રે;
ધન ભાગ્ય જેણે દયાના પ્રીતમસંગ, મનગમતું સુખ માંહાલ્યું રે. જળ. ૨

( ૨ )

### પદ-રાગ—રામકળી.

તાહારા સમજો તારૂણી તું મને સહુથી લાગે વાહાલીરે;
વણતેડયો તાહારા મંદિરમાં જો હું આવું ચાલીરે. તાહારા. ટેક
વાહાલવિના વિખાણુ કરૂં ગમે નહી મુને દીઠુંરે;
પ્રીતલડીનું વાંકું વચન તે લાગે મુજને મીઠુંરે. તાહારા. ૧
પ્રેમને પાશે બંધાયો કેમ શકું હું નાહાશીરે;
નાચું હું નચાવ્યો તાહારો સાહુ વેદની હાંસીરે. તાહારા. ૨
જોગીજનના ઉરમાં હું તો જાઉં ને ના જાઉં રે.
ચિત્ત ચોર્યું તેં પ્રેમદા તે આપો ક્યાંહાંથકી થાઉં રે. તાહારા. ૩
સ્નેહસરીખું વશીકરણ મળે નહીં કંઇ બીજુંરે;
દાસદયાનો પ્રીતમ કેહે હું એક હેતથી રીઝુંરે. તાહારા. ૪

( ૨ )

### પદ—રાગ—રામકળી.

આવ ઓહોરા અલબેલડા એક વાત કહું હું છાનીરે;
છાનામાના આવજો તમે માહારે મંદીર ચાલીરે, આવ ઓહોરા. ટેક.
ચેતવણી તાહારા ચિતની હું તો સરવે જાણુંરે;
શું કરૂં જે સમો ન મળે માટે મુખ નવ આણુંરે. આવ ઓહોરા. ૧
ફાંસ નથી મુને ફાવતુ કાંઇ, છે આજનો દહાડોરે;
મનમાનયુ સુખ માહાલીસુ હાથ કરીસુ ટહાડોરે. આવ ઓહોરા. ૨
તાહારૂં સુખ જોતાં મન માહારૂં ઘણું થાયછે ટાહાડું રે;
કેહે તો તુજને કાળજડું માહારૂં કાઢીને દેખાડું રે. આવ ઓહોરા. ૩
આસંગા વિના આવડું કોઇ ખેંચી નવ બોલેરે;
દાસ દયાના પ્રીતમજી નહિ કો તમારી તોલેરે. આવ ઓહોરા. ૪

( ૩ )

### પદ—રાગ—રામકળી.

ક્યાંથીને પધાર્યારે પ્રીતમ પાછલીને રાતેરે;
કહ્યું નથી કોઇયે પણ દીઠુંછે માહારી જાતેરે. ક્યાંથીને પધા૦ ૧
પાછલીને રાતે પધાર્યા તે પણ હું જાણું રે;
સાથે એક સખી હુતી સમજ્યાનું ઠેકાણું રે, ક્યાંથીને પધા૦ ૨
જ્યારે તમે આવ્યા ત્યારે જસોદાજી જાગ્યાં રે;

જુઠાં નેત્ર મીચ્યાં માતા સુખડું જોવા લાગાંરે. ક્યાંથીને પધા૦ ૩
સુણી એમ હસી બોલ્યા દયાપ્રીતમ કેહેવું રે;
સખી એતો સ્વપ્ન થયું ભાન રહ્યું એહવું રે. ક્યાંથીને પધા૦ ૪
(૨)

પદ-રાગ-રામગ્રી.

મોહોલે પધારો માહારા રાજ, માણીગર મોહોલે પધારો.
વાહાલ વધારો વૃજરાજ, માણીગર મોહોલે પધારો. ટેક.
કરી રાખી છે એકઠી, ઘણા દિવસની ગોઠ;
રાજ મળે તો કીજીયે, આવી રહી છે મારે હોઠ. માણીગર. ૧
હું પણ દાસી રાવલી, બાંહ્ય ગ્રહ્યાની લાજ;
જોબન લ્હેરે જાયછે, માણોને માહારા રાજ. માણીગર. ૨
હું સરખી બહુ આપને, માહારે તો એક આપ;
રેહેવાતું નથિ રાજવણ, કોને કહું પરીતાપ. માણીગર. ૩
સેજ સમારી ફુલડે, આનંદ ઉર ન સમાય;
પ્રાણજીવન ત્યાંહાં પોહોંચશો, હું તો તળાંશીશ પાય. માણીગર. ૫
પ્રીતમ દાસ દયાતણા, શ્રી વૃજરાજ કુમાર;
ઘણા દિવસનો હોંસ છે, પુરો પ્રાણઆધાર. માણીગર. ૬
(૧-૨)

પદ રાગ રામગ્રી.

લોચન મનનો રે, કે ઝઘડો લોચન મનનો;
રસિયા તે જનનો રે, કે ઝઘડો લોચન મનનો. ટેક.
પ્રીત પ્રથમ કોણે કરી, ન દકું વરની સાથ;
મન કેહે લોચન તેં કરી, લોચન કેહે તારે હાથ. ઝઘડો લોચન. ૧
નટવર નિરખ્યા નેન તેં, સુખ આવ્યું તુજ ભાગ;
પછી બંધાવ્યું મુજને, લગન લગાડી આગ. ઝઘડો લોચન. ૨
સુણ ચક્ષુ હું પાંગળું, તું માહારૂં વાહન;
નિગમ આગમ કહ્યું સાંભળ્યું, દીઠાવના ગયું મન. ઝગડો લોચન. ૩
ભલું કરાવ્યું મેં તેને, સુંદરવરસંજોગ;
મને તજી તું નિત મળે, હું રહું દુઃખવિજોગ ઝગડો લોચન. ૪
વનમાં વ્હાલાજીકને, હુંય વસું છું નેણ;
પણ તુને ન મેળવે હું, ન ભોગવું ચેન, ઝગડો લોચન ૫

સ્હેન નથી મન ક્યમ તને, ભેટે સ્યામ શરીર;
દુઃખ માહારે જાણે જગત, રાત્ર દિવસ વહે નીર. ઝગડો લોચન. ૬
મન કહે ધીકું હૃદે, ધુમ્ર પ્રગટ ત્યાં હોય;
તે તુજને લાગે રે નેન, તેહથકી તું રોય. ઝગડો, લોચન. ૭
એ બેહુ આવ્યાં બુદ્ધીકને, તેણે ચુકવ્યો ન્યાય;
મન લોચનનો પ્રાણ તું, લોચન તું મનકાય ઝગડો લોચન. ૮
સુખથી સુખ દુખ દુઃખથી, મન લોચન એ રીત;
દયા પ્રીતમ શ્રીકૃષ્ણશું, બેહું વડેથી પ્રીત. ઝગડો લોચન. ૯
( ૧-૧ )

પદ-રાગ-ખટ.

જાગોજી જાગોજી જીવણ જુઠછો મેં જાણ્યા, કાલેશું બોલ્યાને શું કીધુંરેજાગો. ટેક
આખી રાત્યની ઉજાગરી રાખી, માહારૂં તન મન શીદને સંતાપ્યું રે;
દાંઝ્યા ઉપર લુણ દેવાને મુને, આ દરસન શીદ આપ્યુંરે, જાગોજી. ૧
આજ પછે માહારૂં નામ ના લેશો, જાઓ મન માને ત્યાં માહાલોરે;
મ્હોટેરે પ્રભાતે માહારેદ્વારશીદઉભા, જાઓ શા ગોરંભા ઠાલોરે, જાગોજી. ૨
વણજવિના જોખમ શીદ જોઈયે, ચાલો ઉભા ન રહેશો માહારી પાસેરે;
દયાના પ્રીતમ વાહાલા મનમાં વીચારો, જુઠું ખાયે તે મીઠાની આશેરે. જા૦ ૩
( ૨ )

પદ.

તમારો તમારો પ્યારી મનમાનિ તે કહેતી;
નથિ ચુક્યો પણ ચુક્યોછુ મુને દંડગમે તે દેની. તમારો. ૧
ગુનેગાર જાણી મુજને બે ભુજપાશે બાંધીરે,
તેથી અધીક કરો તો મુજપર, નેનબાંણ બે સાંધીરે. તમારો. ૨
નાહાશી જઈશ જાણો તો મુજને ઉરકીલ્લે ચઢાવોરે,
કહો તો ધીજ પતીજ કરૂં શિવપિંડી હાથ ધરાવોરે. તમારો. ૩
કહો તો અધરા સમ ખાઉં પ્યારી, શીદ કરો સંતાપરે;
સાચો છઉં સાચો છઉં જુઠું બોલું તો બે બાપરે. તમારો. ૪
એમ સુણી હશી બોલ્યાં શ્યામા, આવડું ક્યાંહાં ભણી આવ્યા રે.
હેત ધરી હૈડાસું લીધા મંદીરમાં પધરાવ્યારે. તમારો. ૫
પ્રેમ સહિત પરયંકે પોઢ્યાં ઉમંગ્યો રતિરસ ભારીરે,
એમ જુગલ રૂપતણી લીલાપર જાય દયો બલિહારીરે. ૬
(૧-૧)

### પદ-રાગ-સારંગ.

મધુવ્રત કેહેજોરે મોહનને એટલું સુણ્યું તે દિવસનો હરખ ન માય;
ભાગ્ય મોહોટું કન્યા પામ્યા કંસની કીંકરી, પુર્ણ પુન્યવિના એવું કોનેનથાય. મ.
રે મથુરાના વાસી સહુ કુબજાનાં સગાં, કિંકરીનું કુળ મ્હોટું કહેવાય;
પરણ્યા પેહેલાં ધોભીયે પેહેરાવી પેરામણી, દરજીમાળી હુંવા તે સમંધીએનાથાય. મ.
બેનું મન માન્યું ત્યાં તો વેદવિધી થઇરે, સાસરિયે પધાર્યારે સુંદરશ્યામ;
ઉદ્ધવજી અણુવરીયું થઇ પુંઠેરે ગયા, રસિયોજી રીઝયા જોઇરૂપનું ધામ. મધુ. ૩
એ શું વાહાલેરે હમને ન લખી કંકોતરી, રે ભલું એક ગામ વશ્યાનો વેહેવાર;
દયાપ્રભુને કરવો ઘટે હમારે ચાંદલો, તે મોકલવાને પ્રાણ કર્યાછે તૈયાર. મધુ. ૪

( ૩ )

### પદ—રાગ-રામકળી.

ઓહોરા આવોની ઊંચું ભાળોની રંગીલા રસમાતા;
છબતા છબતા શાને પિયુજી જાઓ લજવાતારે. ઓહોરા. ટેક
બીહીતા શીદ બોલો કાંઇ કેહેવું નથી માહારે;
હું તો ઘણી રાજી જેમાં સુખછે તમારે. ઓહોરા. ૧
પરદુખે જાગ્યાછો પિયુજી પરઉપકારી;
શો હું પાડ માનું જે સંતોષી શોક માહારી. ઓહોરા. ૨
શોકલડી માહારી જાણીને તમો ઘણા રીઝો;
એથકી આનંદ માહારે હાવાં કીયો બીજો? ઓહોરા. ૩
જોઇને આ સુખ ઉપર હરખ ન સમાયે;
પણ ભાગ્ય ઓછું માટે જોવા નહિં જીવાયે. ઓહોરા. ૪
સુણી એહેવી વાણી વ્હાલે રૂદે ભીડી ધાઇ;
દયાના પ્રીતમને ઉર પ્રીત ઊભરાઇરે. ઓહોરા.

[ ૩ )

### પદ-રાગ-સારંગ.

ઊધવજી વિચારોરે અંતર આપણે; વણ સમઝે શી દેવિરે શીખ;
જોવા કરકંકણ જોઇયે શીદ આરસી, હોય વિચાર તો પાસે પરીખ. આ. ટેક
તમારા તો હરિ વ્યાપક સર્વત્રછે, ત્યારે કોહો અધિકને ઓછા કયાંહ;
નિત ઉઠી જાણીતું જાડહું શીદ કરી રહ્યા, એવડું શું ડાટયુંછે મધુપુરી માંહ. ઉ. ૧
ભ્રમર છે લોભી ગંધ કમળને કેતકી, દુરથકી લાવેછે સુગંધી ગૃહી વાય;

તેટલેથી હૃદય રંજન ન થાતું હોયતો, શિદને ઘેરાય શીદ કંટકમાં જાય. ઉપ૦ ૨
દસેદીશા દિશે ઊદ્યોત ઇંદુતણો, પણ જ્યાંલગી અભ્રને ઓથે ચંદ;
સાગર કુમોદીક કુસેનો કુસેન્જો, પણ ચિત્ત ચકોરને ઉપજે આનંદ. ઉ૦ ૩
વિચારો તો અંતને સેહેજ રહે રૂપતી, કોણ જાણે વદન વપુને શું વેર;
વ્યાપકની સાથે કરી કહો કોને વાતડી, વાતડીવિના તે શી સુખની લ્હેર. ઉ૦ ૪
ત્યારલગી દયાના પ્રીતમ નથી ઓળખ્યા, જ્યારલગી સત્ય નથી સાકાર;
રૂપરસ પ્રેમનીપીડા તે ત્યારે પ્રીછશો, અનુભવથાશે ઓધવ કોઈવાર. ઊ૦ ૫

[ ૨ )

પદ.

મુને અંગો અંગ લાગી લાહ્ય, કાળજ કોઇ કાપેરે;
મારૂં વ્રેહદુઃખ સહ્યું નવ જાય, કાળજ કોઇ કાપેરે. ટેક.
મુને રોમરેમ વીંછી વળગિયા, લાગી નખશીખ તાલાવેલ;
પ્રાણનાથજી પ્રભાતે પધારશે, મારા હ્રદયમાં મારી સીલ. કાળજ૦ ૧
પીયુજીવ્હેલાં તું તો ક્યમ નથી જાતો, તેહે મારા પાપી પ્રાણ;
મોહનવર તો મધુપુરી વસસે, પછી તારો જીવન કોણ. કાળજ૦ ૨
અરે દૈવ મુને શીદ સરજી, શીદ આપ્યો અબળાનો દેહ;
શે ન કરી મુને મુરખ થાત નહી, નંદકુંવરજીસું નેહ. કાળજ૦ ૩
ક્યાંહાં જઇએ સખી કોણને કહીયે, ન કરિયે ક્વણ ઊપાય;
પાયે પડું કોઇ એવું કરેરે, વ્હાલાજીનો વિજોગ ન થાય. કાળજ૦ ૪
અરે વૃદ્ધ ગોપ કોઇ કેમ નથી વારતા, મુઢ સરવકો અજાણ;
અરે વિધાતા વિઘ્ન પાડ હેવું, પીયુજી ના કરેરે પ્રયાણ. કાળજ૦ ૫
ચાલો સખી મરજાદારે મુંકી, રોકીએ રસિયો રાયે;
તેથી ન માને તો પડો ચક્રવચ્ચે, મારીને જાય તો જાય. કાળજ૦ ૬
પ્રેમ પીડાતી તે મન અભિલાખીને, વ્રજલલના વ્રજભુપ;
પરિભ્રમણ કરતાં સહુ વારીને, રદે રોપ્યું નીજ રૂપ. કાળજ૦ ૭
હરિરથધ્વજ રજ પણ રહી ઊડતી, ધરણી ઢળી ઓજંન;
દયાપ્રીતમ શ્રી ગોવરધનપર, દીધું સફળ ન્હદે દરશંન. કાળજ૦ ૮

( ૧-૨ )

પદ-રાગ-સોરઠ.

કામણ દીસેછે અલબેલા તારી આંખમાં રે;
લોભું ભાખ મા રે, કામણ દીસે છે અલબેલા. ટેક.

મંદ હસીને ચિતડું ચોર્યું, કુટિલ કટાક્ષે કાળજ કોર્યું;
અણીઆળી આંખે ઝીણું ઝાંખ મા રે. ભોળું ભાખ કામણ. ૧
નખશીખ રૂપ ધર્યું રઢિયાળું, લટક્યું સઘળું કામણગાળું;
છાનાં ખંજન રાખે પંકજ પાંખમાં રે. ભોળું ભાખ કામણ. ૨
વ્હાલભરી રસવરણી વાણી, તારૂણીનું મન લે છે તાણી;
ભ્રુગુટીમાં મટકાઇ ભુરખી નાખ માં રે. ભોળું ભાખ કામણ. ૩
દયાપ્રીતમ નિરખે જે થાયે, તે મેં મુખડે નવ કહેવાયે;
આ વિનતી આતુરતા આવડું સાંખ મા રે. ભોળું ભાખ કામણ. ૪

(૧-૨)

પદ—રાગ સોરઠ.

તેં તો ઘટઘટમાં ઘર કીધું વાલમ વરણાગીયારે,
કાળજ કોરાણું કંદ્રપનાં શર વાગિયાં રે, તે તો ઘટઘટ. ટેક.
રોમરોમ રસિયો તું વસિયો, ભવવૈભ સેજે તું ખસિયો,
વિરહના અંગારા અંગે જાગિયાજો, તેં તો ઘટઘટ. ૧
માત પિતા મૈયર સંતાપે, સાસરિયાં અતિ આરત આપે,
દુરિજન દુશમન સહુકો પુંઠે લાગિયાંરે; તેં તો ઘટ. ૨
કહાન કટાક્ષ કરી તું ભાલા, તેમાંનું કંઈ નહીં હસિ રાલા,
તે સાચું સમજી પાલે લોક અભાગિયારે; તેં તો ઘટ. ૩
દયાપ્રીતમ પ્રીત કરી ના ફાવી, વણ વેપારે જોખમ આવી,
કહ્યુંના માને પ્રાણ થયા અનુંરાગિયારે; તેં તો ઘટઘટ. ૪

(૨)

પદ—રાગ સોરઠ.

રૂડા દીસોછો રાજેશ્વર મંદિર આવતારે, રૂડા દીસોછો. ટેક
જરકસી હરી જામો પ્હેરી માથે બાંધી પાઘ સુનેરી,
રૂડા રેંટા હોડી મન લલચાવતારે; રૂડા દીસોછો. ૧.
હૈયે હાર ગુલાબી ફોરે, ચિતડુ રોકી રાખ્યું ચોરે,
ગજરા કાજુ બાજુ મુજ મન ભાવતારે; રૂડા દીસોછો. ૨
કનકછડી સુંદર કર લઈને. ગજગતિ ચાલે હળવા રહીને;
ચીતડું ચોરી મીઠું મીઠું ગાવતારે. રૂડા દીશોછે. ૩.

દયાપ્રીતમનો નાથ વિહારી, જાણે તુજ વદન કમળપર વારી;
હેનેશું બોલાની તાપ સમાવતારે, રૂડા દીસોછો. ૪

( ૩ )

પદ—રાગ—કાફી.

ચતુરાચેટક એવું જાણીરે, એણે કપવેળાનું કામણ કર્યું છે. ચતુરા. ટેક
બોલીને મધુરી વાણી, મ્હારૂં મન લેછે તાણી;
નિરખ્યાવના નહિં રહું નંદલાલનેજેમ ચંદ્ર જોઈ ચકોર શું ચળ્યું છે. ચ૦ ૧
મળ્યા હેને એમ ન કીજે, પોતાનો કરીને લીજે,
તું તોરા ધીરજથી ગુણ જાણુંરે, નેણામાં આવી અંબુજ ઠરયું છે. ચ૦ ૨
પ્રીત કરીને પ્યારા, શું રહોછો નેણાંથી ન્યારા;
વછોડયાં વ્હાલાં જુદાં નહીં થાયરે,જેમ શલીતાનું નીર સાગરમાં ભળ્યું છે. ચ. ૩
તેણે કરી આનંદ પામી, મળ્યો દયારામનો સ્વામી;
એવાં પુન્યે પુરણ પામી પ્યારરે, મનડું તો જાણે વિઠલમાં વળ્યું છે. ચ૦ ૪

(૧-૧)

પદ—રાગ—કાફી.

રૂપાળી રાધા તારૂં તનરે, સેહેજે તે સુંદરતાનું ભરયું. છે રૂપાળીરાધા. ટેક
વિના અંજન દીસે આંખડલી આંજીરે, સલુણી શ્યામા;
રંગ્યાવના રક્ત દસન વસનરે, બળબિંબ મુધા માનનું ભરયું છે રૂપાળી. ૧
વિના સુગંધ મ્હેકે શ્રીઅંગ ત્હારૂં રે, સલુણી શ્યામા,
વિના સકળ ગુણ રૂપ નિધાનરે, અનુંપમ્ય કાંઈ ચિતડું ઠર્યું છે. રૂપાળી.૨
વિના અંગ રંગ દીસે કનકલતા સુરે, સલુણી શ્યામા;
વિના માહાવરચરણ અરૂણરે, બિંદુ કપાળે અજબ કરયું. છે રૂપાળી. ૩
દયાનો પ્રીતમ પ્યારો વિશ્વનું મોહનરે, સલુણી શ્યામા;
તે મોહ્યો મોહ્યો મદનગોપાળરે, લટ્ટુ કરીને મનડું હરયું. છે રૂપાળી. ૪

( ૨ )

પદ—રાગ—કાફી.

કાનુડો કામણગાળોરે સાહેલી આ તો, કાનુડો કામણગાળોરે. ટેક.
કાનુડો કામણગાળો, રસભર્યો ને રૂપાળો;
આ શું આંખલડીનો ચાળોરે, સાહેલી આ તો કાનુડો. ૧.

રંગરાનો મદમાતો, વાંસલડીમાં ગીત ગાતો,
નેણાંશું કરેછે વાતોરે; સાહેલી આ તો કાનુડો. ૨
ભરવા હું ગઇ પાણી, પ્રેમપોઠા ભરી આણી;
ઘેલી થઇ હું આવી શાણીરે, સાહેલી આ તો કાનુડો. ૩
તે કહ્યું તે મેં નહિ માન્યું, આજે મારી જાતે તાણ્યું;
આવડું મેં નોતું જાણ્યુંરે, સાહેલી આ તો કાનુડો. ૪
બેની તાહારે પાયે લાગું, વ્હાલાવીના ઘેલું લાગું;
દયાનો પ્રીતમ માગુંરે, સાહેલી આ તો કાનુડો. ૫

( ૨—૧ )

પદ—રાગ—ખંમાયચી.

ગિરધારીયા ગુમાનીરે, વાહાલાજી તેં તો મને મારીરે;
મંદહસણી તાહારી વંકવિલોકણી, તેથી કાંઇ સારીછે કટારીરે. ગિર૦ ટેક.
ધૈર્ય વિવેક હરે સર્વેનાં, આંખ્ય એહેવી છે કામણગારી. ગિરધારિયા. ૧
કળ ન પડેરે મને કોઇરે ઠકાણે, શી વલે થશે હાવાં માહારીરે. ગિ૦ ૨
હું વહુવારૂ સાસરિયા વેશ, શી ગતી તેં તો મ્હારી ધારીરે. ગિ૦ ૩
મોહની મુરત તાહારી ચિતડામાં ચોંટી, વિસરે નહિં તે વિસારીરે. ગિ૦ ૪
દયાના પ્રીતમ પ્રીત કરીતે નિભાવિ લે, લાજ તજી કહું છું હું તો ત્હારીરે.ગિ૦ ૫

( ૩ )

પદ-રાગ-કાલિંગડો.

સખી હું તો જાણુતી જે સુખ હશે સ્નેહમાં—સખી હું તો. ટેક.
હું શું જાણું જે પ્રાણ પરવશ પડશે,
અગ્નિ ઉઠશે આખી દેહમાં, સખી હું તો. ૧
પીડા પામે પરો થશે નવ ભાવે,
ભપુડા એહવા જે કાંઇ એહમાં. સખી હું તો. ૨
રૂપને ગુણ સહુ તે તેમાં દેખે,
મન માન્યું જેનું જેહમાં. સખી હું તો. ૩
સ્વાધિનને પરાધીન કરી નાંખે,
નેહવિના એહ બળ કેહમાં. સખી હું તો. ૪
હું દુઃખી રહું ને વ્હાલો વિકળ ત્યાંહાં છે,
સુખી ના મળે કોઇ એહમાં. શખી હું તો. ૫
દયાનો પ્રીતમ સદા સમીપ વસે તો,
ભીજી રહું આનંદ મેહમાં. સખી હું તો. ૬

( ૩ )

પદ-રાગ-કાલિંગડો.

રાંક માહરી રાધાને ઠગી એણે દીધીરે,
ફાંદામાં નાંખીને એણે ફાંસીરે દીધી, પારધીની પેરે ધીરજીને જીવ લીધીરે. રાંક. ૧
મંદ હસીને વાહાલે વંક વિલોકી,
પ્રાણ પ્યારીજીનો પોતાને વસ કીધીરે. રાંક માહરી૦ ૨
દુઃખે દાધી કહિયે એહનું પણ રાધા લોચન,
બાણ ભવોભવ કાળજડું વીંધીરે. રાંક માહરી. ૩
દયાના પ્રીતમ એહવા તો એહવા રેહેજોરે,
કપટ કરીને એણે પ્રેમરસ પીધીરે. રાંક માહરી૦ ૪

( ૧ )

પદ-રાગ-બિહાગ.

હો મોહનાર મુને માયા લગાડી, મન મોહ્યું ગિરધરધારીલાલ;
મોહનની મોરલીએ ચિત ચોરી લીધું, માહારૂં મુને સુતી જગાડી. મુને. ૧
અણિયેલિ આંખની અણીએ પ્રાણ પ્રોયા, કીધી ઘાયેલ ઘાડી. મુને. ૨
કાળજ કાહાડી લીધું કામણગારા, નેહ નેત દેખાડી. મુને. ૩
વૈદ વાહાલાજી મારા રોગનો તું છે, કોહોને દેખાડું નાડી. મુને. ૪
દાંકી ધીકુ છું તાહરા વિરહની આગે, પ્રીતમ પાડની ટાહાડી. મુને. ૫
સાવજ સરખી કીધી સલુણા, તેં માણસમાંથી કાહાડી. મુને. ૬
મન મધુકર માહારો મુંકતો છે નહિ, તાહરા રૂપની વાડી. મુને. ૭
દયા પ્રીતમ મીઠું બોલી મંદ હસી, મોહના ફંદમાં પાડી. મુને. ૮

( ૨ )

પદ-રાગ-જંગલો.

એટલું તું મારૂં કહ્યું માન હો પ્યારીજી, એટલું તું મારૂં કહ્યું માન;
તેડે ગિરધારી તને કુંજનો બિહારી પ્યારી, એટલું તું મારૂં. ટેક.
આતુર છે ઘણા અલબેલાજી, ઊભા કુંજમાં પંથ પેખે;
હો પ્યારી વિવિધ કુસુમ તારી સેજડી સમારી. પ્યારી એટલું તું મારૂં. ૧
દયાના પ્રીતમજી પ્રાણપ્યારીને, નથી કોઈ પ્યારી હો તુજ સરખી;
હો પ્યારી સાચું કહું કરજોડી પાલવ સહી; પ્યારી. એટલું તું મારૂં. ૨

( ૩ )

પદ—રાગ—ખંમાયચી.

મનડાના માન્યા મોહન માહારે મોહેલે આવો.
માહારે મોહોલે આવો કહાના શીદ તરસાવો. મનડા. ટેક.
રીત તો વિચારો નરનારી પુંઠે ડોલે, ગુમાન ભરેલી ગોરી બોલ્યા વિના બોલે;
તે સામી આતુર થઇ જાયું કહોને તમતોલે. મનડાના. ૧
તમારા વિરહને દરદે વિકળ ફરૂંછું, ચાતુર છો વિચારો આતુર વિનતી કરૂંછું.
દયાના પ્રીતમ હું દહિ નિશ્ચે મરૂંછું. મનડાના. ૨

( ૨ )

પદ—રાગ—સોરઠ.

રંગભર આવે સલુણો છેલ, પ્રીતે પધરાવું મ્હારે મેહેલ. ટેક.
એક તુંને આપું અનુપમ વસ્ત, નથી જેની ઉપર કોઇનો દસ્ત;
તે ચાખે ચતુર થાસ મદમસ્ત. રંગભર આવે. ૧
જેથકી તું અજીત તોયે જીતાશ, આતમારામ પણ માહારે વશ થાશ;
એવો મીઠો અદભુતરસ તુંને પાસ. રંગભર આવે. ૨
નથી દીઠા જ્ઞાની વેરાગી મુની જોગી, સરવ કોઇ એ રસના છે વિજોગી;
એક તુંજ ભાવ્યો તે રસ ભોગી. રંગભર આવે. ૩
જે પીતાં ન ઓછો રેહે એકે અભિલાખ, ફીકા બીજા લાગશે રસ લાખોલાખ;
તે વેળાનાં સુખમાં મન તારૂં સાખ. રંગભર આવે. ૪
જેની ઉપર વારૂં અમૃત સુખસ્વર્ગ, ઓવારીને નાખું અમૃત આનંદ અપવર્ગ;
જેને ન અનુભવ્યો બ્રહ્માદીક ભર્ગ. રંગભર આવે. ૫
જેને મનકામના કશી નહિં નર્મ, એક મને વાહાલો છે વ્હાલો મારો પર્મ;
દયાપ્રીતમને વિરલા જાણે એનો મર્મ. રંગભર આવે. ૬

( ૧-૨ )

પદ—રાગ—સોરઠ.

ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે;
તને તારો કાન બોલાવે, તને ઘનસ્યામ બોલાવે;
તને તારો પિયુ બોલવે, સરસ સમય સાધે સાધે; પ્યારી રાધે. ચાલ વ્હેલી. ટેક
નથી તુજ સમા કોઈ અખિલ વિશ્વમાં;
શચી સાવિત્રી ઉમા રામા;
તે પણ નહિં સમોવડ અવર કોણ કામા;
ત્હારી તુલના, ત્હારી તુલના, એક તુજ, કે વ્રજભુપ;

તું તૂપ, ગુણ સ્વરૂપ, વામરૂપ, અધ્ય પુપ;
સદ્ગુણ રૂપ, બેઉ અનુપ અતિ અગાધે અગાધે, પ્યારી રાધે, ચાલ. ૧
કેસરી આમિષ તજી તૃણ કેમ ખાય;
સ્વાતિ સલિલવણ ન ચાતકતરસ જાય;
વન વિશાખા અગ્રજજ સીપ ન્હાય;
એ દ્રષ્ટાંત, એ દ્રષ્ટાંત, અર્થ આણ, ધ્યાન ગાન;
મુકી માન, પ્રીતમ કહાન, દે રસદાન, અધરપાન;
ભાગ્યવાન, ન કો આન, તું સમાન, સુના ભાન;
તજિ ઊપાધે ઊપાધે, પ્યારી રાધે, ચાલ વ્હેલી અલબેલી. ૨
સલિલહીન મીન જીવે ન કોય,
જપવિહીન થયું બગડે તે તોય,
તડિત મેઘ મેન તડિતવણ ન સોય,
કરિ જો વિચાર, કરિ જો વિચાર, વાર વાર, એજ સાર,
માન્યા માર, ધારધાર, સહુ સૃંગાર, મ કર વાર, નંદકુમાર;
પ્રાણઆધાર, ને ઉરહાર, કર અબાધે, અબાધે; પ્યારી રાધે; ચાલ વ્હેલી. ૩
એમ કહિ પતિ અતિ રતિરૂતી કરાવી,
સજાવ્યા સૃંગાર જેમ તેમ સમજાવી,
લાવી લલિતા પટરાણીને પધરાવી,
સાંપી શ્યામા, સાંપી શ્યામા, સુંદરશ્યામ, કરિ પ્રણામ, વળી વામ;
કુંજધામ, પુરણકામ, નિગમ ધામ, સો વિશ્રામ, તે ગુણગ્રામ;
કહે આગ, દયારામ, હર્ષ વાધે વાધે, પ્યારી રાધે; ચાલ વ્હેલી. ૪

( ૧-૧ )

પદ-રાગ-સોરઠ.

ચાલ ચપળા વૃષભાનની દુલારી; ટેક.
તુંને ઘનશ્યામ બોલાવે, તુંને પાશે લાલ બોલાવે,
તુંને તારો પિયુ બોલાવે, પ્રાણેશ્વરી પ્યારી પ્યારી; ચાલ ચપળા. ટેક.
કૃષ્ણ તંત્ર દીપ નિશ્ચ છે શા માટે;
નહિં ત્રિયા વર્ણ માસ રહે ઉચાટે;
હરિરિપુપતી જુએછે ત્હારી વાટે;
તેમાટે ચાલ શ્યામા, ગુણધામ, બહુનામ, સ્નેહરામ,
ગંનદામ પ્રિત વિચારી વિચારી; ચાલ ચપળા વૃષભાનની. ૧
જા રાખી હાવાં નહિં બોલું તુજસાથે;

ચંદ્ર મુખી કલંક દીધું માહારે માથે;
એવા નાથને કયમ મિટ્ઠું ભરી બાથે;
કે મુગ્ધસુતાભાન, વાલાવાન,અતિવાન,મુકી માન, કર નહિ વારીવારી, ચાલ ૨
હારે એમ કહી કરી જેમતેમ સમજાવી;
સજાવ્યા સૃંગાર કંચુકી કાળી;
કટાક્ષમાત્રમાં પુષ્પ નાખે ઢાળી;
કે એટલું, જોઇ પ્રકારા, તુજનાસ, કુંજઅવાસ, દાસદયાના મોરારી મો. ચાલ. ૩

( ૩ )

પદ-રાગ-વેળાવળ.

રસિએ વજાડી રંગ વાંસળી, વાંસળી મ્હારી પ્રોઇ;
વિકળ કરી મુને વાલમે, વાંકી દૃષ્ટેરે જોઇ. રસિયે વજાડી. ૧
સખી પનઘટ ઉપર હું પડી, મ્હારી કાયારે કંપે;
ભેદ ન સમજે કો ભામની, લેઈ લેઇ હૃદયાશું ચાંપે. રસિયે વજાડી. ૨
કોઇ કહે અંખંતર તો અડયું, કોઇ કહે કાળેરે કરડી;
એક સખી સમઝી ગઇ; લાલ લેહેરે રે મરડી. રસિયે વજાડી. ૩
તેણે કહ્યું સરકો સહુ, એક મંત્ર હું પાસે;
સંભળાવું એના શ્રવણમાં, વિખ ઊતરી જાસે. રસિયે વજાડી. ૪
તેણે કહ્યું મારા કાનમાં, હું છું શ્યામની સંગી;
નિશ્ચે હું તેને મેળવું સુણી ઉઠી ઊમંગી. રસિએ વજાડી. ૫
સરવે વખાણી તે ત્રિયા, વિખડું તે વાળ્યું;
દયાના પ્રીતમ તેણે મેળવ્યા, મારૂં વ્રેહદુખ ટાળ્યું. રસિયે વજાડી. ૬

( ૧-૨ )

પદ—રાગ—સોહાણી.

મુને કાંઈ કાંઇ કાંઇ કહેછે;રે
લાલ તમારો લાડકવાયો મારે આગળ સરવ કાંઇ કેહેછેરે; મુને. ૧
મુજ મારગ રોકી મોહનજી આડો આવી રેહેછેરે;
લોક દેખતાં કુંવર તમારો માહારો પાલવ આવી ગ્રહેછેરે; મુને. ૨
મુજ મુખ દેખી વાહાલો નેન નચાવે મધુરૂં મધુરૂં હસીદછેરે;
પનઘટપર પ્રિતમ દયાનો મારી બલૈયાં લેછેરે; મુને. ૩

( ૩ )

### પદ—રાગ—સોહણી.

લાલ તમારો લાડકવાયો, મુને કાંઈકાંઈ કહેછેરે;
હાંરે મારો મારગ રોકી ઊભો રેહેછેરે, લાલ તમારો. ટેક.
ગોકુળથી મથુરામાં જાતાંરે, મારાં દાણ દધીનાં શાને લેછેરે. લા૦ ૧
વૃંદાવનની કુંજગલીમાં, હાંરે મારો પાલવ શાને ગ્રેછેરે. લા૦ ૨
મુજ સામું જોઇને વ્હાલો નેન નચાવે,મુને શાન કરી સમજાવેછેરે. લા૦૩
દાસ દયાના સ્વામી અંતરજામી, મારા રૂદયા કમળમાં રેહેછેરે. લા. ૪

( ૩ )

### પદ—રાગ—કાફી.

હાવાં નહીં મુંકુંરે, મોહનજી માનો ખરી;
ક્યાંથી મળો છોછારે, એ અલબેલાજી ફરી. ટેક.
ઘણે દહાડે માહારે હાથે ચઢ્યા છો, મન ગમતું સુખ લેશ;
ખટપટ મુકીદો ખુશી થઇને, ગમશે તારે જાવા દેશ;
જો જોર કરી જાશોરે, હું તતક્ષણ જઇશ મરી, હાવાં૦ ૧
જે કહું તે જગજીવન છો, માહારે નથી અન્યનું કામ;
પ્રેમપયોધી પાતળીયા, મારાં વ્રેહદુખના વિશ્રામ;
ઝાઝું કેહેવું શાનેરે, જાજો તનતાપ હરી. હાવાં નહીં મું૦ ૨
તન મન માહારૂં તમસું બાંધ્યું, પ્રભુ હાવાં શું કહું વિશેષ;
માહારા ભાગ્યેગમાં છો તમો ભુધર, એ લખ્યો વીધાતાએ લેખ;
ડર ન દુરીજનથીરે, લજ્જા મેં તો મુકી પરી. હાવાં૦ ૩
આતુર જનની આશા પુરવી, ચતુરનું લક્ષણ એહ;
દાસ દયાના પ્રભુ હું છું તમારી, મેં તો તમને સોંપી દેહ;
પુરો કોડ મનનાંરે, અમપર મેહેર કરી, હાવાંનહીં મુંકું રે. ૪

( ૨ )

### પદ

મ્હારા વ્હાલારે લાગોછો વાહાલા, પીયુ પ્રાણજીવન નંદના લાલા;
બીજા વાહાલા તે કહેવાના ઠાલા, મ્હારા વ્હાલા. ૧
વ્હાલા વ્હાલ સરીખું નથી કાંઇ મીઠું, અમૃત પણ એહવું નવ્ય દીઠું;
હેત સ્વાર્થનું તે તો અજીઠું. મ્હારા વ્હાલા. ૨
મીઠી વસ્તુ સઘળી પ્રેમતણે, તેહને ભોગવ્યા પછે સંતોષ વળે;

પ્રેમરસ પીતાં તૃષ્ણા ન ટળે. મ્હારા વ્હાલા. ૩.
જ્ઞાનાદિકે તમે વશ ન થાઓ, મોક્ષાદિકે દેહે અળગા જાઓ;
વ્હાલા વ્હાલથકી તમો બંધાઓ. મ્હારા વાહાલા. ૪
પ્રીત રીતમાં પંડીત શું જાણે, અનુભવથી અજાણ્યા અવગુણ આણે;
એને જે જાણે તે નિત્ય માણે. મ્હારા વ્હાલા. ૬,
મુખ દીઠ મ્હારી આંખ ઠરે, તે મનડું ધીરજ નવ ધરે;
દુખી જળ માછલડી તરસે મરે, મ્હારા વાહાલા. ૬
તંન થાકે કાંયે મન રખે થાકો, નાથ સુખી કરવાને નિત ચિત તાકો;
નિત્ય નિરખું પણ તૃપ્તી નહિં આંકો. મ્હારા વાહાલા. ૭
મ્હારૂં મન રેહેજો તમસું લાગ્યું, મ્હારૂં તન મન રેહેજો તમપાસે માગ્યું.
દયાપ્રીતમજી દેજો એ માગું. મ્હારા વ્હાલા. ૮

( ૨ )

રાગ—સિંધભેરવી.

માડી નંદનો કુવર મારી કેડે પડયોરે, માડી નંદનો કુંવર મ્હારી. ટેક.
મુજ મુખ દેખી વાહાલો નેન નચાવે;
મિષમિષે આવે મારે અંગે અડયો, માડી નંદનો કુંવર. ૧
મુને પણ એવાના બીજો જોવો ગમે નહીં,
નિશદિન આવે મ્હારે કાળજે ચડયો. માડી નંદનો. કુવર. ૨
મને એમ સુઝે માડી એને વરૂં તો;
જોડું શોભે જાણે મણી કુંદને જડયોરે. માડી નંદનો. ૩
દયાપ્રીતમને મ્હારી પ્રીત પુરવ જાણે;
હો માડી વર એ વિધાતા મારેમાટે ઘડયોરે. માડી. ૪

( ૨ )

રાગ—શિંધભેરવી.

નંદનો કુંવર પરણાવ;
રે હો માડી મુને નંદનો કુવર પરણાવ. ટેક.
વ્હેલી થા નહિં તો કાંઇ વેવા કરી જાશે;
મારી સખીઓનીસાથે કાંઇ કહાવરે. હો માડી. ૧
મ્હારાં પિતાને કહી કુમકુંમ કચોળે ભરી;
વ્હેલો વ્હેલો વિપ્રને બોલાવરે. હો માડી. ૨
રૂપવંતો ને ગુણવંતો ન એવો કોઇ;

તુને દાખું જો ગોકુળિયામાં આવરે. હો માડી. ૩
અખંડ એવાતન વરેથી મારાં, જનમાક્ષર જોવડાવરે. હો માડી. ૪
શ્રીરાધાનાં વચન સુણી કીરતીજી હૃદે ચાંપી;
એમજ કરીશ એટા આવરે. હો માડી. ૫
મેં પણ દયાના પ્રભુ તારો વર ધાર્યો;
એની તું કાંઇએક ધીરજ મન લાવરે. હો માડી. ૬

[૧]

પદ.

વિઠ્ઠલ વાંકલડું મા ઝાંખરે. તારી નેણુ કટારી છે. વિઠ્ઠલ વાંકલડું ટેક.
નવ આવે સમોવડ આંખને કાંઇ કટારડી સારી છે;
તે તો હરી હણે તારી આંખ મળ્યાને મારણહારી છે, વિઠ્ઠલ વાંકલડું. ૧
રગાળી રસની ભરી કાંઇ કામણગારી છે;
દયા પ્રીતમ હું ક્યમ જીવું, ગને જીતની મારીછે. વિઠ્ઠલ વાંકલડું. ૨

( ૨ )

પદ.

વીઠલ વાંસલડી મા વાસરે, મ્હારૂં કાળજ કાંપેછે. વિઠ્ઠલ વાંકલડું. ટેક.
એના ટહુકા સુણતાં તનડામાં વ્રેહવન્હિ વ્યાપેછે;
મદનની પીડી માનનીને શીદ સંતાપેછે, વિઠ્ઠલ વાંકલડું ૧.
દાઘ લાગ્યો છે હૈડામાં શીદ રાગ અલાપેછે;
એકીવારે હણીનાખ દયાપ્રભુ શીદ અદાપેછે. વિઠ્ઠલ વાંકલડું. ૨

( ૩ )

સારંગની હોરી.

સખી આ જોની લાલે ગુલાલે મારી આંખ ભરી. ટેક.
આંખ ભરી મેં નવ જોવાયું, ત્યારે રહી ડરીને;
મન માન્યું તે કીધું એણે, વળગા ઝુમી કરીને. સખી. ૧
મેં વાર્યા તે વાલમ ના માન્યું, સમજી રસ ના લીધો;
એક દિવસમાં સહુ સુખ સાંત્યું, જગત ભવાડો કીધો. સખી. ૨
ઉર મુખ ઢાંક્યું ક્યાંહાં લગી રેહેશે, દુરિજન ગુરજન જોશે;
કાલે રમવા નહિં જવાય મેં, ત્યારે શી ગત હોશે. સખી. ૩
સખી કહે ચિંતા તજ ચિતથી, આપણું નિત્યે જેવું,

આવજો મંદિર છાનામાંના —છેકાંઈ કેહેવું. આ તે૦ ૨
હેતે ન હત આંખડલી દીઠી વાત કહી તે લાગી મીઠી,
દયાપ્રીતમ મુકી વસીઠી—લેવું ને દેવું. આ તે૦ ૩

(૩)

## નીતિ—ભક્તિ.

### ધોળ.

ધન સરવસ્વ સદા મ્હારૂં છો હે શ્રીનાથજી;
સહજે સઘળાં કારજ શુધારો દીનાનાથ,
વિવિધતણા અપરાધ ક્ષમા કરો દુઃખ હરિ દાસના,
સહાય નિરંતર કરોછો ઝાલો જેહનો હાથ. ધન સરવસ્વ ૧
પ્રસંન્નપાળક દીનજનભયહર સહજ સ્વભાવછે,
આનંદમંગળકારી હરી અશુભ ઉચાટ;
નેત્ર પલકનીપેરે નિજજન રક્ષક છો સદા,
કરૂણાકર અંતરસ જુઓ નવી નિત વાટ. ધન સરવસ્વ ૨
નિ:સાધનના સાધન નિર્ધનના ધન શ્રીહરી,
જનની જનકની પેરે ગ્રસે ન નીજ જડ દોષ;
અવગુણનાં ગુણ ભાખે ભૃત્યતણા ભગવંતજી,
અયોગ્ય યોગ્ય કરીને આપો આનંદકોશ. ધન સરવસ્વ. ૩
મહાપ્રભુ અસરણ શરણ અનાથના નાથ દીનબંધુ છો,
પતિતપાવન અધમોદ્ધારણ પુષ્ટિપયેશ;
કેવળ નિજ કરૂણાબળ નિજસમ નિજજનને કરો,
ચિંતા કોઈ વાતની રેહેવા દો નહિં લેશ. ધન સરવસ્વ. ૪
વિધી વિપત્તિ સંકટછેદક આધીવ્યાધિના;
પણ માગે સહુ સુખ દો ત્રિભુવન પુરણકામ;
આત્મસાતનું અવગુ સવગુ સર્વ કરો સદા,
અખંડ ભક્ત-હૃદયમાં નિવાસ સુંદરશ્યામ. ધન સરવસ્વ. ૫
નિજજન બુદ્ધિપ્રેરક પ્રાણજીવનજી આપ છો,
તે વિધા કરો જે વિધિ ગમતી હોય;
કરતા હરતાપણું નિજમાં તો જંત્રીની તરે;
જન લહી જંત્રસરીખો દોષ ન માનો કોય. ધન સરવસ્વ. ૬
નિજ જન સહુ સુખ ભુક્તાવો અલેપ રાખો સદા,

જ્યમ રસના ન અડે ચીગટ પંકજાન;
કાંઇએક ભીતી રખાવો ઉપજવવા મન દીનતા,
જે થકી કૃપાવૃદ્ધિનિજજન ઉપજે નહિં અભિમાન. ધન સન. ૭
ત્રિકાળ સત્ય સંકલ્પ શલ્ય ગિરા કો વિષે કહી;
કૃપાકરો ત્યાંહાં પાત્ર કુપાત્ર રહે ન વિચાર;
ઉદાર એવથી સદ્ગુણસાગર ઘણું ગંભીર છો,
જન ઘણું ચુક્યો તદપી કૃપા ચળે ન લગાર. ધન સરવસ્વ ૮
જનનું વણસે કશું ન તે પણ જાન તમો કરો,
સરવેશ્વરાત્મા નાગર નંદકિશોર;
માયા કાળ કરમબળી દુઃસ્વભાવ ચાલે નહીં;
એહવો પ્રબળ કરો જન દમે નહીં ખટ ચોર—ધન સરવસ્વ. ૯
માહારૂં સઘળું બળ છો આપ એક શ્રીનાથજી;
હું છું સકળ ધરમ સહુ સાધન સદ્ગુણહીન;
સેવા સમરણ નથી સત્સંગ અવિદ્યાએ ભર્યો.
સદજન દુઃખદ વિષ રતિ સકળ પાપ કરીપીન. ધન સરસ્વ. ૧૦
કોમળ નિર્મળ હૃદય કરો માહારૂં કરૂણાનિધિ;
નિત્ય નિરંતર જુગલકીશોર કરો ત્યાંહાં વાસ;
પ્રપંચ વિસ્મૃતિ નિજ આશક્તી ભક્તિ અહિતુકી;
આપો સતત સેવાવ્યસન કહી નિજ દાસ. ધન સરવસ્વ. ૧૧
મુજને સાચો સંત કરો ગુરૂ ભગવદી ભાવ દ્યો;
ભાવે ભાખું એહવાં લક્ષણ આપો નાથ;
માહારા મુગટમણી લોચનનાં ભુષણ શ્રીહરી,
જન્મ મરણ દુઃખ ટાળો ઝાલો નિજ લહિ હાથ. ધન સરવસ્વ. ૧૨
શ્રીમાહાપ્રભુકુળ સાંધ્યો છું સંબંધ વિચારિને;
શ્રીજી સહજે કરિયે મુજપર કરૂણાદૃષ્ટ;
સઘળાં શિઘ્ર દયાનાં કારજ તતક્ષણ થૈ જશે;
સહુ સુખ થાશે સઘળાં ભાગી જાશે કષ્ટ. ધન સરવસ્વ. ૧૩

[ ૩ ]

ધોળ.

શ્રીગુરૂદેવ મન અભિલાખ જે માહારા પુરશો તે દિન ક્યારે આવશેરે. ટેક.
શ્રીજી મળવાનાં પ્રતિબંધ છે જેને ચુરશોએ. તે દિન ક્યારે. ટેક.
પ્રપંચ સટી કૃષ્ણઆશક્તી થાશે;

પુષ્ટભક્તિ દ્રઢ પ્રેમરસ પીયુજી પાશે. તે દિન ક્યારે. ૧
નટવર રૂપરસમાં મન માંછલડું રમશે;
શ્રીરાધાપદ પંકજમાં મુજ મતી મધુકર ભમશે. તે દીન ક્યારે. ૨
શ્રીગોકુળ શ્રીવૃંદાવનવાસી નિરાંત રેહેશું;
ગોપીજનજુથમધ્યે રમતાં જુગલને જોશું. તે દિન ક્યારે. ૩
જન્મમરણકાળ કર્મની ફાંસી ટળશે;
નિત્યે સત્સંગ સેવા સ્મરણમાં મન ગળશે. તે દીન ક્યારે. ૪
હરિના સહુ વલ્લભ મુજને કીકરી કરશે રીઝી;
દયા તું દાસી મ્હારી કહી કર સાહાશે શ્રીજી. તે દીન ક્યારે. ૫

( ૨ )

## ધોળ.

સાંભળો સહુકો આ છે સીખામણ સારી, જેહને પ્રસંન કરવા હોય શ્રીગીરધારી. ૧
દેવને દુર્લભ મોઘો મનુષ્યદેહ આવ્યો, હરિ ના ભજ્યા તેણે એળે ગમાવ્યો. ૨
સફળ તો થાય છોડે માયાઆશક્તી, રાત્રદિવસ કરવી શ્રીકૃષ્ણની ભક્તી. ૩
નવધા ભક્તિ તો સહુ સાધનમણી કહિયે, પ્રેમલક્ષણા તે તો સર્વોપરી લહિયે. ૪
તે તો શ્રીગુરૂ વૈષ્ણવ પ્રસંન જો થાય, તેની કૃપાએ પ્રેમભક્તી પમાય. ૫
તે ભક્તી આવે તેનું લક્ષણ આવું, સાંભળો સહુકો તેહની રીત બતાવું. ૬
હસ્તવડે તો કરે શ્રીકૃષ્ણ સેવા, ચરણ દ્રોડાવે હરિનાં દર્શન લેવા. ૭
નેત્રે તો નિરખે નંદકુંવરનું રૂપ, શ્રવણ કથામૃતે પુરે કર્ણના કુપ. ૮
નાસા પ્રસાદી સુંઘે તુળસીની દામ, રસના રટે રસિક શ્રીકૃષ્ણ નામ. ૯
ચિત ચિતંન કર સુંદર શ્યામ, સર્વાંગે કરે પ્રભુને દંડ પ્રણામ. ૧૦
આત્મા નિવેદી હરિસું દાશત્વ રાખે, તન મન ધન જીવન વ્હાલાપર વારી નાખે. ૧૧
ભગવદી જન સહુને બંધુ સરખા રે જાણે, સર્વ પ્રાણીની ઉપર કરૂણા બહુ આણે. ૧૨
પરઉપકાર પ્રીતી ઝાઝેરી લાવે, કદાપી કોઈનું હ્રદે ના દુખાવે. ૧૩
માન અપમાન હાની વૃદ્ધિ સમજાણે, જે નીપજે તે શ્રીહરીની ઇચ્છા પ્રમાણે. ૧૪
અંત:કર્ણ નિર્મળ વાણી સત્યજ બોલે, પુરૂષોતમ પાખે ક્યહુ મન ના ડોલે. ૧૫
હરિ ગુરૂ હરિજન એક વિવેક જાણે, પારકું સુખ દેખી મન દુ:ખ ના આણે. ૧૬
દીનતા રાખે ન કરે નીજનાં વખાણ, પ્રેમભક્તી આવ્યાનું એજ પ્રમાણ. ૧૭
પ્રભુની પ્રસાદી ખાનપાનમાં લાવે, માયા વિષેમાં ઇંદ્રીઓ ના દ્રોડાવે. ૧૮
એ રીત શ્રીકૃષ્ણની ભક્તિ જો કરિયે, તો ભવસાગર નિમિષમાં તરિયે. ૧૯
એ શિક્ષા સાર ધોળ ભાવે જે ગાશે, તેહને દયાનો પ્રભુ પ્રસનજ થાશે. ૨૦

( ૨ )

### ધોળ.

શ્રીમદ વલ્લભ કરૂણારસ સમુદ્રથી; નિર્મળ રત્ન નિકળ્યાં દસેંચાર ;
કિયાં કિયાં નેહ વિવેકે વરણવું, સાંભળજો સહુ દૈવીજીવ નરનાર. ૧
પેહેલું તે રત્ન શ્રીનવનીતપ્રિયે, બીજું શ્રીમથુરેશ નિર્મળ નામરે ;
ત્રીજુ રત્ન શ્રીવિઠ્ઠલેશ રાયજી, ચોથે શ્રીદ્વારિકેશ પુરણ કામજી. ૨
પાંચમું રત્ન શ્રીગોકુળનાથજી, છઠું શ્રીગોકુળચંદ્રમાજી કહિયેજી ;
સાતમું ને રત્ન શ્રીમદન મોહનજી, આઠમે શ્રીબાળકૃષ્ણજી સહિયેજી. ૩
નવમું ને રત્ન શ્રીનટવરરાયજી, દશમે શ્રીજમુનાજી મહારાણીજી ;
એકાદશમું રત્ન શ્રીગિરિધરરાયજી, બારમે શ્રીગોવરધન લો જાણીજી. ૪
તેરમે શ્રીદામોદર શોભહી સંગે, ચોદમે શ્રીગોકુળસેહે વ્રજરે ;
ચોદ રત્નમાળા મધ્યે એક દુગદુગી, મધ્યે મોતી લળકે ગોપીનાથ રે. ૫
એ માળા કંઠે ધરી સુંદર શોભિયા, ચિંતામણી શ્રીવિઠ્ઠલેશરે;
એ માળા જે ગાય ને સાંભળેરે, બલિહારી જાય દયો દાસરે. ૬

[ ૨ )

### ગરબી.

ત્રિલોક સુંદર મુગટમણીરે, તમે રસિયા રાધાનાથ, મારા વ્હાલાજી;
શરણાગતવત્સલ શ્રીજી, તમે ઝાલો માહારો હાથ, નંદલાલાજી. ૧
શ્રી વલ્લભનું રૂપ ધરી, તમો પ્રગટ કર્યો પંથ પુષ્ટ, મારા વાલાજી;
કેવળ કરૂણાબળ, શરણાગત તાર્યા જે ખળ દુષ્ટ. નંદલાલાજી; ૨
જે મોંઘી મુક્તિ મુનીજનને, તે તો સદાવૃત્તને ઠામ, મારા વાલાજી;
મોક્ષ નહીં સ્ત્રી શુદ્રને, તેને આપ્યાં વૈકુંઠધામ, નંદલાલાજી. ૩
મહીસાટે મુક્તિ આપી, અહો ભાજીમાટે ભક્તિ; મારા વાલાજી;
માધા પ્રભુદાસ જલોટાદાસ, ગદાધરદાસ અતુલિત શક્તી; નંદલાલાજી. ૪
પુષ્ટસૃષ્ટિ નિજ ઇચ્છા વશ નહીં, કાળ કર્મનું જોર, મારા વાલાજી;
બાધક કર્મ કર્યાં સાધક, જયમ જળના ચોર. નંદલાલાજી. ૫
શ્રી માહાપ્રભુ મારગ અગમ્ય, જયાંહાં શિવ બ્રહ્મા નોપ્રવેશ મારાવાલાજી
આપ અનુગ્રહથી પ્રાપ્તી, નહીં સાધન નહીં બળ લેશ. નંદલાલાજી. ૬
દૈવીજીવને પુરણ કૃપા કરી, બઈ પોતાનું જોઇ, મારા વાલાજી;
સેહેજ શ્રેષ્ટ ફળ નિસાધાન, નહીં શાસ્ત્ર નિયામક કોઇ નંદલાલાજી. ૭
પુષ્ટ પંથનો પ્રતાપ, વરણી શકે ન શેષ અતુલ, મારા વાલાજી;
દાવો દયાનો તેથી, તમપર સોંપ્યો વલ્લભકુળ. નંદલાલાજી. ૮.

( ૩ )

## ગરબી.

શ્રી વૃંદાવન સુખાકારીરે, સમરે નાહાસે સહુ પીડા;
જ્યાંહાં શ્રી રાધા ગિરધારીરે, સદા કરેછે રસક્રીડા. ૧.
જ્યાંહાં રસમય ગિરિ ગોવરધનરે, રસમય શ્રી જમના રાણી
રસરૂપ વૃક્ષને વેલોરે પૃથ્વી રસભય લો જાણી. ૨.
રસરૂપ ચંદ્રમા અચળિતરે, રસમય છે દિવસરેણી;
રસરૂપ સર્વ સામગ્રીરે, યુગલ રૂપને સુખદેણી. ૩
જ્યાંહાં ખટરૂતું સદા વરસેછેરે, જેહેને ઇચ્છા તે થાયે;
છે સર્વ સમય હરિસવાધીનરે, દીવસ રાતપૂર્ણ થઈ જાયે. ૪
જ્યાંહાં પ્રવેશ નહીં કોઇ પરનોરે, નવ ચાલે કોઇની માયા;
ગોપી પણ તે સહુ ગોવીંદરે, જ્યમ કાંઈ સ્વરૂપ અને છાયા. ૫
જ્યાંહાં પુરૂષ એક પુરૂષોત્તમરે, બાકી સરવે વૃજનારી;
તેમાં લલીતા મુખ્ય સખી છે રે, મધ્ય બેઉની અધિકારી. ૬
જ્યાંહાં જુગલ કીશોર રમેછે રે, નવરસલિલા નિત્ય નવી;
અનુંભવિનું અંતર જાણે રે, શકે વર્ણવી કેમ કવી. ૭
જ્ઞાનની ગતિ નવ પોંહોંચે રે, પ્રેમરસ પ્રેમીને જરે;
જ્યમ દુધ સિંઘણીકેરૂં રે, સિંઘણસુત હોય તોજ ઠરે. ૮
એ પ્રેમ પરમ આનંદ રસ રે, રખે વિષચર સમ આણે;
એમાં શુક મુનીને શિવ છાક્યા રે, તે શું કામી જન જાણે. ૯
જેણે કામને મોહ પમાડ્યોરે, તે પ્રભુ કામવશ ક્યમ થાયે;
ઋણ રસક્રીડા ગાતાં રે, કામરોગ ઊરથી જાયે. ૧૦
માહા અધમઉદ્ધાર કરવા રે, ભુતળ લીલા કરિ નાથે;
જ્યમ ધૃત વિષજ્વર વાળાનેરે, તેજ અમૃત ઔષધસાથે. ૧૧
હોય જીવની અવળી બુદ્ધિ રે, માટે એ શિક્ષા ભાખી;
સમજી અનુભવતાં નિર્મળ રે, થાશો શ્રી ભાગવત સાખી. ૧૨
એ ભાવે હરીરસ ગાતાં રે, સુણતાં હરિ વાહાલા થાશો;
ભજો દાસ દયાના પ્રીતમ રે, સહુ સુખ સ્હેજે થઇ જાશો. ૧૩

( ૨ )

## ગરબી.

ગિરીવરધર ગોવીંદરૂપ, એક ગીરીવરધર ગોવીદરૂપ;
જુગલનાં ચરણકમળ ચો પી. ટેક.

જેમ પ્રતિબીંબસંગ ખેલે બાળક, એમ લિલા ઓપી. એક. ૧
કાશીમાં મુક્તી ને શ્રીગોકુળ વાહલે, પ્રેમવેલ રોપી. એક. ૨
વ્રજવિનતાને વશ થયા વિઠ્ઠલ, વેદવચન લોપી. એક. ૩
શુદ્ધ ચિતે પ્રેમરસ ના પીધો, શું થયું પેહેરે ટોપી. એક. ૪
દયાપ્રભુ લીલાએ મુખ મરડયું, તેને કાળસેના કોપી. એક. ૫
( ૯ )

ગરબો.

મોહોટાનું વચન સુખધામ, કૃતી રીતે કરીયે;
તે કરે ચાહાય તે કામ, આપણ તો મરીયે. મોટા. ટેક.
પેરનારીક્રીડા કરી કૃષ્ણે, તે તો આપણે થયારે;
ઉર્ધરેત અગની પીવો, ઓવરધન કેમ ધરાય. કૃતી રીતે. ૧
શિવ અર્ધાગે ભામીયા રાખે, પણ આપણને બીહીવું રે;
ત્યમ કરીયે જો કામ બાળિયે, પાણે હળાહળ પીવું. કૃતી રીતે. ૨
રૂધિર માંસને ભોગે ભવાની, આપણે હઠીયે ત્યાંથીરે;
સીંહ ચઢી દાનવ દળવાએ, કાઢીયે તે બળ કયાંહાંથી. કૃતી રીતે. ૩
બ્રહ્મ ભોક્તા પણ પુત્રીલાંછન, બ્રહ્માને કહેવાયરે;
તે જોઈ ત્યગ કરીયે પણ આ, સૃષ્ટી કેમ રચાય. કૃતી રીતે. ૪
ચંદ્ર ઇંદ્ર ગુરૂપની રંગીયા, ત્યમ કરવું તો સુલભરે;
અંડ પ્રકાશ અમી વૃષ્ટી, નગપાંખ્યો છેદન દુર્લભ. કૃતી રીતે. ૫
અગ્નીભક્ષણ સર્વ કરે પણ, કોઇ કહે નહીં મેલોરે;
તે જોઇને તું તેમ કરીશ તો, સરવે કેહેશે ઘેલો. કૃતી રીતે. ૬
કલેશ પ્રીય નારદને છે જોઇ, રખે તું ઘેલાં કહાડરે;
તેહેનો સંગ ભવભયભંજન ને, ત્હારો સંગ ભવ પાડે. કૃતી રીતે. ૭
અસુર પ્રતીગ્રહ સુરાપન, શુક્રાચાર્ય નવ જોગોરે;
દીવ્ય કૃતી મૃતસંજીવન, વીદ્યાવેળા પછી રોગો. કૃતી રીતે. ૮
ગંગામધ્યે મુની પારાશર, ઢીમરકન્ય ભોગવીરે;
વ્યાસ પ્રગટ માછગંધા, મૃગમદગંધા કરી એ યોગી. કૃતી રીતે. ૯
કુંતા કૃષ્ણા પંચ પતી પણ, સતી શીરોમણી કહાવેરે;
તેહેનું જોઇ સ્ત્રી અન્ય કરે તો, નીશ્ચે નર્કમાં આવે. કૃતી રીતે. ૧૦
શંકરસ્વામીનું જોઇ શીખે, સ્વપચના ટુકડા ખાધારે;
સીસું નવ પીવાયું સંગે, થયા બહીર્મુખ બાધા. કૃતી રીતે. ૧૧
પુત્રીતણી બે પુત્રી કશ્યપ, થઇને પીતામહ વરીયારે;

## ગરબી.

શ્રી વૃંદાવન સુખાકારીરે, સમરે નાહાસે સહુ પીડા;
જ્યાંહાં શ્રી રાધા ગિરધારીરે, સદા કરેછે રસક્રીડા. ૧.
જ્યાંહાં રસમય ગિરિ ગોવરધનરે, રસમય શ્રી જમના રાણી
રસરૂપ વૃક્ષને વેલીરે પૃથ્વી રસમય લો જાણી. ૨.
રસરૂપ ચંદ્રમા અચળિતરે, રસમય છે દિવસરેણી;
રસરૂપ સર્વ સામગ્રીરે, જુગલ રૂપને સુખદેણી. ૩
જ્યાંહાં ખટરૂતુ સદા વરસેછેરે, જેહેને ઇચ્છા તે થાયે;
છે સર્વ સમય હરિસવાધીનરે, દીવસ રાતું પુર્ણ થઇ જાયે. ૪
જ્યાંહાં પ્રવેશ નહીં કોઇ પરનોરે, નવ ચાલે કોઇની માયા;
ગોપી પણ તે સહુ ગોવીંદરે, જયમ કાંઇ સ્વરૂપ અને છાયા. ૫
જ્યાંહાં પુરૂષ એક પુરૂષોત્તમરે, બાકી સરવે વૃજનારી;
તેમાં લલીતા મુખ્ય સખી છે રે, મધ્ય બેહુની અધિકારી. ૬
જ્યાંહાં જુગલ કીશોર રમેછે રે, નવરસલિલા નિત્ય નવી;
અનુંભવિનું અંતર જાણે રે, શકે વર્ણવી કેમ કવી. ૭
જ્ઞાનની ગતિ નવ પોંહોંચે રે, પ્રેમરસ પ્રેમીને જરે;
જયમ દુધ સિંઘણીકેરૂં રે, સિંઘણસુત હોય તોજ ઠરે. ૮
એ પ્રેમ પરમ આનંદ રસ રે, રખે વિખચર સમ આણે;
એમાં શુક મુનીને શિવ છાક્યા રે, તે શું કામી જન જાણે. ૯
જેણે કામને મોહ પમાડ્યોરે, તે પ્રભુ કામવશ ક્યમ થાયે;
ઊલ્ટણ રસક્રીડા ગાતાં રે, કામરોગ ઊરથી જાયે. ૧૦
માહા અધમઉદ્ધાર કરવા રે, ભુતળ લીલા કરિ નાથે;
જયમ ધૃત વિષજ્વર વાળાને રે, તેજ અમૃત ઓષધસાથે. ૧૧
હોય જીવની અવળી બુદ્ધિ રે, માટે એ શિક્ષા ભાખી;
સમજી અનુભવતાં નિર્મળ રે, થાશો શ્રી ભાગવત સાખી. ૧૨
એ ભાવે હરીરસ ગાતાં રે, સુણતાં હરિ વાહાલા થાશો;
ભજો દાસ દયાના પ્રીતમ રે, સહુ સુખ સ્હેજે થઇ જાશો. ૧૩

( ૨ )

## ગરબી.

ગિરીવરધર ગોવીંદરૂપ, એક ગીરીવરધર ગોવીંદરૂપ;
જુગલનાં ચરણકમળ ધ્યો પી. ટેક.

જ્યમ પ્રતિબીંબસંગ ખેલે બાળક, એમ લિલા ઓપી. એક. ૧
કાશીમાં મુક્તી ને શ્રીગોકુળ વાહાલે, પ્રેમવેલ રોપી. એક. ૨
વ્રજવિનતાને વશ થયા વિઠ્ઠલ, વેદનચત લોપી. એક. ૩
શુદ્ધ ચિતે પ્રેમરસ ના પીધો, શું થયું પહેરે ટોપી. એક. ૪
દયાપ્રભુ લીલાએ મુખ મરડયું, તેને કાળસેના કોપી. એક. ૫
( ૩ )

ગરબો.

મોહોટાનું વચન સુખધામ, કૃતી રીતે કરીયે;
તે કરે ચાહાય તે કામ, આપણ તો મરીયે. મોટા. ટેક.
પેરનારીક્રીડા કરી કૃષ્ણે, તે તો આપણે થયારે;
ઉર્ધરેત અગની પીવા, આવરધન કેમ ધરાય. કૃતી રીતે. ૧
શિવ અર્ધાંગે ભીમીયા રાખે, પણ આપણને બીહીવું રે;
ત્યમ કરીયે જો કામ બાળિયે, પ્રાણે હળાહળ પીવું. કૃતી રીતે. ૨
રૂધિર માંસને ભાગે ભવાની, આપણે હઠીયે ત્યાંથીરે;
સીંહ ચઢી દાનવ દળવાએ, કાઢીયે તે બળ કયાંહાંથી. કૃતી રીતે. ૩
ખરૂં ખોટું પણ પુત્રીલાંછન, બ્રહ્માને કહેવાયરે;
તે જોઈ ત્યમ કરીયે પણ આ, સૃષ્ટી કેમ રચાય. કૃતી રીતે. ૪
ચંદ્ર ઇંદ્ર ગુરૂપત્ની રંગીયા, ત્યમ કરવું તો સુલભરે;
આંડ પ્રકાશ અમી વૃષ્ટી, નગપાંખ્યો છેદન દુર્લભ. કૃતી રીતે. ૫
અગ્નીભક્ષણ સર્વ કરે પણ, કોઇ કહે નહીં મેલોરે;
તે જોઇને તું તેમ કરીશ તો, સરવે કહેશે ઘેલો. કૃતી રીતે. ૬
ક્લેશ પ્રીય નારદને છે જોઇ, રખે તું ઘેલા કહાડરે;
તેહેનો સંગ ભવભયભંજન ને, ત્હારો સંગ ભવ પાડ. કૃતી રીતે. ૭
અસુર પ્રતીગ્રહ સુરાપન, શુક્રાચાર્ય નવ જોશોરે;
દીવ્ય દુતી મૃતસંજીવન, વીદ્યાવેળા પછી રોશો. કૃતી રીતે. ૮
ગંગામધ્યે મુની પારાશર, ઢીમરકન્ય ભોગવીરે;
વ્યાસ પ્રગટ મછગંધા, મૃગમદગંધા કરી એ યોગી. કૃતી રીતે. ૯
કુંતા કૃષ્ણા પંચ પતી પણ, સતી શીરોમણી કહાવેરે;
તેહેનું જોઇ સ્ત્રી અન્ય કરે તો, નીશ્ચે નર્કમાં આવે. કૃતી રીતે. ૧૦
શંકરસ્વામીનું જોઇ શીડયે, સ્વપચના ટુકડા ખાધારે;
સીસું નવ પીવાયું સંગે, થયા બહીર્મુખ બાધા. કૃતી રીતે. ૧૧
પુત્રીતણી બે પુત્રી કશ્યપ, થઇને પીતામહ વરીયારે;

તેહેનો દોષ આપણે ના જોવો, તે ઘર હરી અવતરીઆ. કૃતી રીતે. ૧૨
જવની રાખી જગન્નાથ પંડીત, તે તો સહજ બની આવેરે;
બાવન સીઢી ગંગા ચઢાવી, તે તો વેવલાં વીણાવે. કૃતી રીતે. ૧૩
મેહેતે અનામીકને ઘેર ઓચ્છવ, કીધો તે નવ જોઇયેરે;
હરીયે હાર મેહેતાને આપ્યો, તે વેળા પત ખોઇયે. કૃતી રીતે. ૧૪
માટે પ્રમાણ વાટે ચાલવું, ભજવા ગીરીવરધારીરે;
મ્હોટાની ગતી મ્હોટા જાણે, દયા દીનતા સારી. કૃતી રીતે. ૧૫
( ૩ )

ગરબી.

જીવ જાણીલે, જારપ્રીત જુગદીશ વિના નવ સારી;
મન માનીલે, પુછી જો અનુભવિ હોય જે નરનારી. જીવ૦ ટેક.
એમાં ડાહ્યા ઘેલા થઇ જાએ, વણતેડ્યા તે પુંઠળ ધાયે;
ના ગણે જગમાં હાંસી થાયે, જીવ જાણીલે. ૧
તેની લજ્જા સ્વધર્મ સહુ જાયે, તે નફ્ટ નિર્લજ કેહેવાયે;
શું કરે મનમાં બહુ દુઃખ થાયે. જીવ જાણીલે. ૨
જે પાંચ લોકમાં પંકાયે, જેનું બુદ્ધિબળ કલ્પ્યું નવ જાયે;
તે પણ સ્નેહીને વશ થાયે. જીવ જાણીલે. ૩
ત્હેનું વિકળ ચિત સહુથી થાયે, તેહને વિચારમાં વાહાણાં વાયે;
તે કલેશ કોઇને ના કેહેવાયે. જીવ જાણીલે. ૪
થઈ જાય તેજ યશની હાની, તેની નિંદા કરે સહુ મનમાની;
તોયે ન છુટે પામે ગ્લાની. જીવ જાણીલે. ૫
તેહેને ભોજન ના ભાવે ભાણે; તેહેની મન પીડા કોઇ ના જાણે;
તેહેના સર્વ કોઈ અવગુણ આણે. જીવ જાણીલે. ૬
કોઇ શિક્ષા દે તે શર લાગે, વિખવેણ અમૃત સ્નેહનાં લાગે;
તે જાણે, જેને અનુભવ જાગે. જીવ જાણીલે. ૭
એવો પ્રેમ જેને પ્રભુસું લાગે, તેહેનાં સરવે દુઃખ સેહેજે ભાગે;
દયો કરગરી કૃષ્ણપાસે માગે. જીવ જાણીલે. ૮
( ૨ )

ગરબી.

રૂપાળા શ્રીરણછોડ છેજી, રાજ, રૂપાળા શ્રીરણછોડછે. ટેક.
રાત્રદિવસ મન ભમે રસિયામાં, નીરખવાનાં ઘણાં કોડછેજી. રાજ રૂપાળા. ૧

શ્રીશંકરજી શિવજીનું સર્વસ, ઉપનિષદોની ઓડ છેજી. રાજ રૂપાળા. ૨
રૂપમાં દેવાં નથી કેપ બીજું, એ અલપેલો અજોડ છેજી. રાજ રૂપાળા. ૨
એહને મુકીને બીજાને ભજે જે, તેહમાં મેર જેવડી ખોડ છેજી. રાજ રૂપાળા. ૪
ઠાકોરના ઠાકોર નથી વાહાલા તે, શ્વાન વૃષભની જોડ છેજી. રાજ રૂપાળા. ૫
મુગટ સુરજ છે સંસારમાં દયા પ્રભુ, દપે નાં ઓળખે તે ઘોડ છેજી. રાજ રૂપાળા ૬

( ૩ )

ગરબી.

ધન્ય જેણે હરી ગુણ ગાયા, સંસારમાં, ધન્ય જેણે હરિગુણ ગાયા. ટેક.
ખુધા સંસારમાં તે નર જીત્યો, બાકી સહુ જાણે ઠહવાયા. સંસારમાં. ૧
જમના ઝપેટાથી નવ ચેત્યા, ધુળ મળ્યું ડહાપણ ઘા. સંસારમાં. ૨
હાથી ઘોડા સુખપાળે બેશે શું થયું, શું થયું મેળવી ઘણી માયા. સંસારમાં ૩
કંઠ સાહી તુંને કહાડશે પલકમાં, દુર રેહેશે સગાં વીત જાયા. સંસારમાં. ૪
દયા જપો નિત્ય નામ નંદકુંવરનું, સફળ થશે ત્હારી કાયા. સંસારમાં. ૫

( ૩ )

ગરબી.

સરવના શિરોમણી શ્રીનાથજી રે લોલ,
આપના સ્વરૂપવિશે સર્વ, મારા વાહાલાજીહો;
સર્વ સેવ્યા મેં તમોને સેવતાં રે લોલ,
સંગ કો ભુષણ આયુધ છે રે લોલ, સેવામાં રહું તજી ગર્વ. મારા વ્હાલા. ૧
બ્રહ્મલોક મુગટ માહારાજનો રે લોલ,
સાંખ્યજોગ કુંડળ બેહુ કરણ, માહા વ્હાલાજીહો;
છત્ર છે વૈકુંઠ ચમર ધર્મ છે રે લોલ,
દૈવી ભવ સ્વરૂપ ગોરધરણ, મારા વ્હાલાજીહો. ૨
ચક્ષુ સુરજ ચંદ્રમા છે મન વીરો રે લોલ,
ભૃકુટી જમરાજકેરૂ એન, માહારા વ્હાલાજીહો;
ઉર્ધરધો અધર લજાયછે રે લોલ,
દેહેકાંતી તન કમળનેન, માહારા વ્હાલાજીહો. ૩
આ વનમાળ હાસ્ય પેન વીરો રે લોલ,
જેની ભક્તીતણો નીવાસ, માહારા વ્હાલાજીહો;
કેશ મેઘદીશા શ્રવણને વીરો રે લોલ,
વદન વન્હી દીશા વાયુપાસ, માહારા વ્હાલાજીહો. ૪

માહારે નથી બળ સાધનરે, ધરમનું, નથી બળ ભક્તિ જ્ઞાન વિવેક,
સેવા સમરણરે નાં મળે, મેં નથી સતસંગ કર્યો કાંઈ એક શરણ. ૩
પણ બાનું તમારૂંરે જોઈને, મુજને જગત કહે હરીભક્ત;
હું છઉં જુઠોરે જીવણજી, નથી માહારૂ મન તમથી આશક્ત. શરણ. ૪
તે અંતે ઊઘડીરે વાગસે, પાસું દેશો જો મહારાજ;
બળવંત બાહુરે લાજશો, હું નિરલજ્જને શાંની લાજ. શરણ. ૫
પણ એક ભરાંસોરે એછે, અંતરજામી છો તમે સાક્ષ;
બરદ વિચારીરે કૃપાનિધે, સહજે કરશો કૃપાકટાક્ષ. શરણ. ૬
ઓષધ રાખ્યેરે ઓટમ ઘણી, ઊઘડું પાડે ઓછ જણાય;
આચો સંગ્રહ રે સહુ કરે, જુઠું નભવે જગ જસ ન થાય. શરણ. ૭
જેહેવો તેહેવો છું હું રાજનો, દીન લહી કરીયે કરૂણાનંદ;
દાસ દયાનીરે વીનતી, કૃષ્ણ કૃપાનીધી ધરજો કાંન. શરણ. ૮

( ૨ )

## ગરબો.

દરશણ દોનીરે દાસને, માહારા ગુણનિધિ ગિરિધરલાલ;
નાથ નિવારોરે ત્રાસને, આપો આપઉપર અતિ વાહાલ. દરશણ. ૧
શ્રીનટવરનંદનેરે નંદના, ભાવે, મુને મદનમનોહરરૂપ;
ચિત ના ચોહોટેરે માહેરૂં. મુને અનુભવ વ્યાપક બ્રહ્મ અનુપ. દરશણ. ૨
જપું નહીં અજપારે જાપને, ગમે ના સુણવો અનહદ નાદ;
યજ્ઞ સમાધીરે ના ગમે, નગમે સ્વરગ મુક્તિના સ્વાદ. દરશણ. ૩
અન્ય ઉપાસનેરે ના ગમે, વિના એક પુરણ પુરૂષોત્તમ;
ફીકાં લાગેરે સાધન સહુ, પડી મુને પ્રેમભક્તીમાં ગમ. દરશણ. ૪
મુને શ્રી વલ્લભસુતરે ગુરૂગમ્યા, સહુ વિધિ શ્રીકૃષ્ણજી સમાન;
જીવ નાં સાધનરે નાં જુવે, વાહાલો નિજબળે કરે નિજાનંદદાન. દરશણ. ૫
સરવ તપાસ્યુંરે ફરીફરી, કંઈ ત કયહું નાં દીઠું સાર;
સુખ એક દીઠુંરે સ્નેહથી, સેવા સમરણ નંદકુમાર. દરશણ. ૬
શ્રી માહા પ્રભુનીરે કહાણથી, મુજપર રીઝો રાધાનાથ,
અમુળ અવિદ્યારે તો ટળે, હરિજી ઝાલો મુજ હાથ. દરશણ. ૭
શ્રી વૃંદાવનતીરે, કુંજમાં, જાંહાં કરો જુગલકીસોર વિલાસ;
દાસ દયાનીરે વીનતી, મુને દાસી કરી રાખો નીજપાસ. દરસણ. ૮

( ૧-૨ )

## ગરબી.

જે કોઈ શ્રીને કલ્યાણ ચાહો તે અક્ષીની સંગત તજજોરે;

દુઃખ દરીઓ પાપ પુતળી, શાણા સમજો ભજનોરે. જે૦ ૧
જડ જુઠ્ઠી નીરદે લોભીને, ગંદી છળ રચનારીરે;
સાહસ કરતી નીચ હઠીલી, સદાકાળ સહુ નારી રે. જે૦ ૨
સ્વારથ થાતો હોય તદા, અસ્ત્રી પતિ પુત્રાદિક મારેરે;
ના કરવાનું કરે વીફરતાં, વિધિ નિશદિન વિચારે રે. જે૦ ૩
મરયા પછી પાછાં ફરાએ નહીં, જર જસ તપની હાની રે;
હરીની વાત હૃદમાં ન આવે, અનુભવી લેજો માનીરે. જે૦ ૪
પળ ન મળે પરવાર જાંહાં લગી, ગમતો પુરૂષ નવ લાધેરે;
નારદને હરિ કહ્યું પતિવ્રત, તાંહાં લગી અસ્ત્રી સારે રે. જે૦ ૫
અફીમને અબળા એ સરખી, ગળે પડયાં નવ છુટે રે;
તન ધન સુધરમ સહું વણસાડે, નરકપડે, તનકુટેરે. જે૦ ૬
પ્રેમદા પુષ્પ સરીખાં સમજો, નીરખે મન મોવાએરે;
ચોળ્યા પાછળ તેવાં ન રેહે, ચિત પસતાવો થાએરે. જે૦ ૭
સણગારી તરવાર ઊપર સારી, અંતર રેહે કટારી રે;
તેમ સુંદર અસ્ત્રી મોહનવચનો; કાળજમાંહી કટારી રે. જે૦ ૮
કામે દામે ચીત ન ચાહે, સંત સગા વાહાલા જેહેને રે;
દયો કહે સાધુ તે સાચો, શ્રીહરી ન તજે તેહેને રે. જે૦ ૯

( ૨ )

ગરબી.

સહુથી સમરથ રાધાવરનો આસરો;
જેહેના જનને દુભવી સકે નહી કોય જો;
જમનું જોર ન ચાલે દોષ કરે કદી;
ક્ષમા કરે કે હરી ચાહાયે તો જોય જો. સહુથી. ટેક. ૧
જુઠો હરીનો ભક્ત જક્તમાં થઇ ફરે;
એહેવાનું પણ માધવ રાખે માનજો;
ખાનું પોતાનું જોઇ પાળે વરદ તે;
જેમ જડ પ્રોહીતને પોખેછે જજમાન જો. સહુથી. ૨
બીજા સહુ મોહોટા પણ હરિના હુકમમાં;
સુર બ્રહ્મા ગણપતિ શક્તિ શિવ શેષજો;
કેશવ કોપે કોઇનું બળ ચાલે નહી;
એ સહુ રૂઠે હરિજન ડરે ન લેશ જો. સહુથી. ૩
રાવણ હિરણ્યકશ્યપુ, બ્રહ્મ હિમાપતી;

દુરજોધનને પક્ષ હતો બળરામ જો;
કોપ્યા કૃષ્ણ તદા સરવે જોતા રહ્યા;
હરિજનનું કોઇ લેઇ શક્યું નહી નામ જો. સહુથી. ૪
કરણ કુંવર સુર્યનો અર્જુને મારીઓ;
સબળ સુયોધન ભીમે મરણ પમાડયો જો;
હરિ રાખ્યા સુર ગણેસે વિઘ્ન થયું નહી;
ચિત્રકેતુ સહ્યપડયો ન અંખા પાડયો જો, સહુથી. ૫
માયા કાળતણો ભય કોઇથી ના ટળે;
અભય અચળ કરવા સમરથ નહી કોય જો;
વિના એક શ્રી ગિરિવરધારી લાલજી;
કોણ શરણ જાતાંમાં રાનમુખ જોય જો. સહુથી. ૬
સેવા કરતાં અવળું પડે અન્ય દેવને;
બીંજું રૂ કાંત્યું પળમાં થાય કપાસ જો;
કોપી કષ્ટ પમાડે તે વળી લાભમાં;
બહુ શ્રમથી કાંઇ ફળ આપે હોય નાશ જો. સહુથી. ૭
શ્રીજી જનના અવગુણ તે પણ ગુણ ગણે;
સહજ કરે શરણાગત આપ સમાન જો;
સમોવડ કીધો શરણ જતાં મળમાસને;
આપી લીધું પુરૂષોત્તમ અભિધાન જો. સહુથી. ૮
એહેવા કુરણાનીધી સમરથ શ્રીનાથજી;
દાસદયાના પ્રીતમ પ્રાણ આધાર જો.
એહેને મુકી અનયતણો આશ્રય કરે;
તે નિર્ભાગી મુરખના સરદાર જો. સહુથી સમરથ. ૯

( ૨ )

## હરિનામ માળા.

### છંદ. સવૈયા. એકત્રીશા.

ગુરૂ ગોવિંદ, કૃપાનિધિ કેશવ, કમળાનાથ કૃપાળ;
કમળનયન કરૂણાસાગર, શ્રીકૃષ્ણ હરે ગોપાળ;
ગોપીજનવલ્લભ ગિરધારી, ગોપીનાથ ગોવીંદ;
ગોકુળેશ ગરૂડધ્વજ, ગોવરધનધારી વ્રજચંદ. ૧.
ગોકુળચંદ્ર ગદાધર, ગોમતિપ્રીય રમેશ;

નારાયણ નરસિંહ, નિરંજન નિરાકાર નરેશ;
નરકાંતક નરવીર નરોત્તમ, નંદલાલ નરરૂપ;
જગંનાથ જળશાઇ જનાર્દન જ્યોતિરૂપ જગભુપ. २
જગદાધાર જશોદાનંદન, જગજીવંન જગનેસ;
શ્રી જમુનાંવલ્લભ જગવંદન, જુગદીશ્વર જમુનેશ;
ચક્રપાણી ચતુર્ભુજ અચ્યુત, ચિદાનંદ શુભકંદ;
ચતુર્બાહુ ચાણુંરતનમર્દન, શ્રીધર પરમાનંદ. ૩
દયાશિંધુ દામોદર દિતાપતિ, દીનનાથ દયાળ;
દીનબંધું પ્રભુ દેવકીનંદન, નરપતિ સુરપતિપાળ;
શ્રીપતિ પદ્માપતિ રાધાપતિ, કમળાપતી ભવેશ;
દધિજાપતિ રૂકમણિપતી શાગર, મુનાપતી રૂષિકેસ. ૪
પદ્મનાભ પુરૂષોત્તમ પરિબ્રહ્મ, પરમપુરૂષ પરમેશ;
પુષ્કરાક્ષ પરમાક્ષ પરમપ્રભુ, મધુસુદન મથુરેશ;
ધરણીધર અવનીધર ભુધર, વસુમતિધર મહિધારિ;
કૌસ્તુભધર પીતાંબરધર, વંસીધર કુંજવિહારી. ૫
માધવ મુરમર્દન મધુમરદન, મતિવિક્રમ સુખધામ;
મુકુંદ મેઘવર્ણ મહાબાહુ, જદુપતી સુંદરશ્યામ;
રામચંદ્ર પ્રભુ દશરથનંદન, દયાસિંધુ ભગવંત;
માં માહિ માં માહિ મહિ માં, પુર્ણાનંદ અનંત. ૬
અષ્ટોત્તરશત નામ કૃષ્ણનાં, ગણિ ગણિ જે જન ગાય;
રોગ દોષ દુખ કલેશ જશે, વળિ પળમાં પાપ પળાય;
મનવાંછિત ફળ તેને મળશે, દયો કહે ધ્રુવ વાણિ;
કોટિક કારજ તજિને ભજીયે, દ્રઢ કરિ સારંગપાણિ.
( ૩ )

પદ.

તારો અમુલખ અવસર જાયરે ગોવિંદ ગારે;
ગોવિંદગા ગોપાળ ગા ગોપીજન વલ્લભ ગારે;
જોને ક્ષણેક્ષણે હાની થાય ગીરીવરધારી ગાને; ટેક.
મુરખ તું સમજે નહી, આયુષ ઓછું થાય;
જ્યમ સરોવરની માછલી, સરાજે નહી સલીલ સુકાયરે. ગો૦ ૧
તેનું તે ભાશે તુને, ભોર અપાર શરીર;
નહી જાતું જાણે નહી, જ્યમ નદિઓનું નીર. ગો૦ ૨

અમુલખ મટકું લાભનું, ચેત્યા તે પામ્યા પાર;
ચાર દિવસની ચંદની, જાતાં નહિં લાગે વારરે. ગો૦ ૩
માયાની મધલાલથી, કોણ ધરાયું તું ધરાશે;
દુઃખામાં બન્ને જશે, પાછળથી પસ્તાશેરે. ગો૦ ૪
ઠાલાં થોથાં કુટતાં, ખુટ્યું દીપક તેલ;
મનના મનોરથ રહિ જશે, ઓચીંતા તુટી જાશે ખેલરે. ગોવીંદ૦ ૫
માયા મેવા મીઠડા, જેમ જ્વરમાં ધીજ;
હરી રસાયણ ગુણ ઘણો, ઓષધ જાણીને પીજરે. ગો૦ ૬
પ્રભુ પાખે હે પ્રાણિયા, કોઇમાં પ્રીત કરીશ;
તારૂં ઢાંક્યું અંતર ખીકશે, ટટળીને તલશી મરીશરે. ગો૦ ૭
અંતે આવી પળ નહીં મળે, જો કરે કોટિ ઉપાય;
વિચારે વિઠ્ઠલ વણ ભજે, વૃથા કહ્યું સહુ જાયરે. ગો૦ ૮
તને અનેક વાતની એક કહું, સમજાવું માબાપ;
દયા નામ શ્રીકૃષ્ણથકી, સમશે સહુ પરિતાપરે. ગો૦ ૯

( ૧ )

પદ.

હરિ હું શું કરૂં રે, મારો માયા ન મુકે કેડો; ટેક.
કોટી કલ્પ સુધી એણે ભમાવ્યો, ભમું હજુ નહિં છેડો;
મુજથી ન છુટે ન આપ છોડાવો, મારો કોયે કાળ નીવેડો. હરિ૦ ૧
સેવા સમરણ કામ કરૂં, મારો ક્ષણ એ ન છાંડે, હેડો;
શું ગજું મારૂં એ અવિદ્યા જીતી, કરૂં ચરણ કમળે નેડો. હરિ. ૨
આપવિના એતા સહુ ઘેલા, કોને કહું દુખ ફેડો;
દાસી તમારી જાય પ્રેર્યા ત્યાં, પાછી ફરે જ્યારે તેડો. હરિ. ૩
કરગરી કહું છું કૃષ્ણ કૃપાનિધિ, ચરણ પડ્યો ન ખસેડો;
માયાકાળ અગ્નીથી બચે દયો, કૃષ્ણ કૃપાજળ રેડો. હરિ. ૪

( ૨ )

પદ.

હરિ જેવો તેવો હું દાસ તમારો, કરૂણાસિંધુ ગ્રહો કર મારો;
હરિ જેવો તેવો હું દાસ તમારો. ટેક.
સાંકડાના સાથી સામળિયા, છો બગડ્યાના બેલી;
શરણ પડ્યો ખળ અમિત કુકરમી, તદપી ન મુકો ઠેલી. હરિ૦ ૧

નિજજન જુઠની જાતી લજ્યા, રાખોછો શ્રી રણછોડ;
શુન્ય ભાગ્યને સફળ કરોછો, પુરો બાંહ્‌ બળ કોડ. હરિ૦ ૨
અબળનું સબળ કરો સુંદરવર, જ્યારે જન જાય હારી;
અયોગ્ય યોગ્ય પતિત કરો પાવન, પ્રભુ દુઃખ દુકૃતહારી. હરિ૦ ૩
વિનતિવિનાં રક્ષક નીજ જનના, દોષતણા ગુણ માનો;
સ્મરણ કરતાં સંકટ ટાળો, ગણો ન મોટો નાનો. હરિ૦ ૪
વિકળ પરાધિન પીડા પ્રજાળો, અંતરનું દુઃખ જાણો;
આરત બંધુ સહિતનું અભયકર, અવગુણ ઊર નવ આણો. હરી૦ ૫
સરવેશ્વર સર્વાત્મા સ્વતંત્ર, દયાપ્રીતમ ગિરિધારી;
શરણાગત વત્સળ શ્રીજી મારે, મોટીછે ઓથ તમારી. હરિ૦ ૬

( ૨ )

રાગ ખમાચી.

હો મનવા શ્રીહરી શરણે રેહેજે;
અવર ઉપાય નથી કંઇ બીજો, કૃષ્ણ કૃષ્ણ મુખ કહેજે. હો મનવા. ટેક
અકળ અવિદ્યાની જાળમારે, પડિયા પંડીત શુર;
જ્ઞાનિ વેરાગી જોગિ જતીરે, ચાવી કર્યા ચકચુર. હો મનવા. ૧
સ્ત્રી એજ મોટી મોહનીરે, બીજું સહુ એની હેઠ;
પોહોંચેલાને પણ પાડે પલકમાં, છેલિ સિદ્ધિ લગી હેઠ. હો મનવા. ૨
જ્ઞાન વેરાગ્ય ગાઢ નહીરે, ન ઉપજે હરિશું હેત;
જાય વિવેક વિકળ રહેરે, જ્યારે અતુરાં ચોરે ચીત. હો મનવા. ૩
ઇંદ્ર ચંદ્ર પારાશર મુનીરે, એકલશૃંગી મુન્ય;
શિવ બ્રહ્માદિક ભુલીયારે, એથી મોટો કોણ અન્ય. હો મનવા. ૪
મન તો ભ્રષ્ટ બંધી વિશ્વનુંરે, નવ રેહેવું સ્ત્રી પાસ;
ધીરાંને ચંચળ કરેરે, ઘાલે સત્યાનાશ. હો મનવા. ૫
ચતુરાઇ સહુની ચુલે પડીરે, કાઇનું ન ચાલે જોર;
દયા જગતમાં તે બચે, જેનો કર ગ્રહે નંદકિશોર. હો મનવા. ૬

( ૩ )

પદ.

દામોદર દુઃખડાં કાપોરે, પાવલે લાગું;
નંદલાલ નિજાનંદ આપોરે; એ વર માગું. ટેક
વહાલાજી હું છું પળપળનો અપરાધી;
ભરેલો આધી વ્યાધીરે; પાવલે લાગું. દામોદર. ૧

વાહાલાજી હું તો તમારા બળથી ઘણો ગાજું;
જાણોછો કહું શું ઝાજુરે, પાવલે લાગું. દામોદર, ૨
વાહાલાજી હું જેવો તેવો તોએ છું તમારો;
આધાર અવર નહિં માહારો રે; પાવલે લાગું. દામોદર. ૩
વાહાલાજી મારૂં જોર નથી જો તરછોડો,
શું રૂઠી કરે મંકોડો રે; પાવલે લાગું. દામોદર. ૪
વાહાલાજી શ્રી મુખ પોતાનો કાહોછો ગારે લાડુ,
બીજું બળ ક્યાંથી કાહાડું રે; પાવલે. દામોદર. ૫
વાહાલાજી જનનું માન વધારો જગતમાં,
ગમે તો ઘરમાં મારો રે; પાવલે. દામોદર. ૬
નૃપનાં ગજ ઘોડા મસ્તીખોરાને માન મોહોટું,
મારે ના માન ખોટું રે; પાવલે. દામોદર. ૭
દયાના પ્રીતમ પાણી ગ્રહ્યો છે તો નીભાવો,
મારો દાસપણાનો દાવોરે; પાવલે લાગું. દામોદર. ૮

(૨)

પદ. રાગ લાવણીનો.

સાંભળ શિક્ષા તું મન મારી, સાચિ કહું એક વાત,
મનુષ્ય દેહ દુર્લભ ભજ હરિને, જ્યાંલગિ તન કુશળાત;
રામો ગમે પરતાધરા પાર ક્યાં, ચોરાસી અથડાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૧
ખર અવતાર થશે હરિ ભુલ્યે, પીઠ કુદશે તારી,
ભુખ્યો, તરશ્યો કોઇ નહિ પુછે, શીત વૃષા તપ ભારી;
પાછળ માર ધડાધડ પડશે, કાંઇ એક ગંદે ગલાતાં,
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૨
શ્વાન થઇશ ભગવાનને ભુલ્યે, હંકાઇશ ઘેર ઘેર,
મળ મુત્રાદિક ખાનપાન બહુ, કષ્ટ સહિશ શી પેરે;
કહ્યું નહી આ જન્મ જશે એમ, લાત લાકડી ખાતાં,
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૩
ઘણું ગંદુ તન [illegible] હરિ ન ભજે તો થાશે,
મુત્ર પરીશ [illegible] અડી સહુ નાશે;
[illegible] મરાતાં.

કૃષ્ણ કીર્તનમાં આળશ આણે, ... પડે થાવું;
વણ થાકે પાળે ને લેવે, કસાઇ કરમાં ...
અકાળમૃત્યુ શસ્ત્રમાર પીડા, અતિશય ... તાં.
તે કરતાં શું દુઃખ ઘણું છે. ઘરમાં ગોવિંદ ગા... ૫
હરિ ન ભજે ઇત્યાદિક અધમ તેનો, ગણતાં ન આવે પાર,
નરકકુંડની આખંડ આંચતો, કેમ કરૂં ઉચ્ચાર;
કેરાવ વણ કોઇ શકે ન છોડવી, જમકીંકર લઇ જાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૬
દયા પ્રિતમ વિશે રહ્યું ઉપદેશ ને ચેત હજુ તો ચેતાય,
વિષય સુખ સહુ યોનીમાં ત્યાં, કૃષ્ણ ભજન નહિં થાય;
આ અવસરમાં લે સગરી, પછિ પાર નથી પસ્તાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૭

( ૨ )

રાગ—કાફી.

વરિયે તો સામળિયો વરિયે, વરિયે તો પાતળિયો;
વરિયે તો છબીલો વરિયેરે, ચતુરવર—ટેક.
સંસારીનું સગપણ કાચું, પરણીને રંડાવું પાછું;
એને ઘેર તે પાણી શીદ ભરિયેરે, ચતુરવર. ૧
સંસાર તો સરવે જુઠો, શું થાશે રૂઠા કે તૂઠા;
તેહને તુચ્છ જાણી ફરીયેરે. ચતુરવર. ૨
જેહને પરણે દુઃખ જાય, અખંડ હેવાતણ થાય;
તેની સાથે પ્રીત કરિયેરે. ચતુરવર. ૩
સંસાર તો સરવે ખોટો, પાણીમાંહેનો પરપોટો;
ફુટી જશે નાહાનો મોહોટોરે. ચતુરવર. ૪
દયા પ્રીતમકેરો વાહાલો, નાગર નંદલાલો;
તેહેનો સાહ્યો કરી મ્હાલિરે. ચતુરવર ૫

( ૩ )

રાગ—સારંગ.

સદા શ્રીકૃષ્ણ સેવોરે, સદા શ્રીકૃષ્ણ સેવોરે, સમજી લો સુધો સિદ્ધાંત;
વાત કહું તે વિચારમાં લાવો, ભાગો મનની ભ્રાંત. સદા. ટેક
સહુ બરાબર કૃષ્ણ છે નથી કૃષ્ણ બરાબર કોઇ;
સાગર છોળ્યોને વાચાર શાણા સમજી જોઇ. સદા શ્રીકૃષ્ણ. ૧

વાહાલાજી હું તો તમારા બળથી ઘણો ગાજું;
જાણોછો કહું શું ઝાજુરે, પાવલે લાગું. દામોદર. ૨
વાહાલાજી હું જેવો તેવો તોએ છું તમારો;
આધાર અવર નહિં માહારો રે; પાવલે લાગું. દામોદર. ૩
વાહાલાજી મારૂં જોર નથી જો તરછોડો,
શું રૂઠી કરે મંકોડા રે; પાવલે લાગું. દામોદર. ૪
વાહાલાજી શ્રી મુખ પોતાનો કોહોછો માટે લાડુ,
બીજું બળ ક્યાંથી કાહાડું રે; પાવલે. દામોદર. ૫
વાહાલાજી જનનું માન વધારો જગતમાં,
ગમે તો ઘરમાં મારો રે; પાવચે. દામોદર. ૬
નૃપનાં ગજ ઘોડા મસ્તીખોરાને આન મોહોટું,
મારે ના માન ખોટું રે; પાવલે. દામોદર. ૭
દયાના પ્રીતમ પાણી ગ્રહ્યો છે તો નીભાવો,
મારો દાસપણાનો દાવો રે; પાવલે લાગું. દામોદર. ૮

(૨)

પદ. રાગ લાવણીનો.

સાંભળ શિક્ષા તું મન મારી, સાચિ કહું એક વાત,
મનુષ્ય દેહ દુર્લભ ભજ હરિને, જ્યાંલગિ તન કુશળાત;
સમો ગએ પસ્તાઇશ પાર ક્યાં, એ ચોરાશી અથડાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૧
ખર અવતાર થશે હરિ ભુલ્યે, પીઠ કુંવાદશે તારી,
ભુખ્યો તર સ્યો કોઇ નહિ પુછે, શીત વૃષા તપ ભારી;
પાછળ માર ધડાધડ પડશે, ક્યાંઇ એક ગંદ ગલાતાં,
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૨
સ્વાન થઇશ ભગવાનને ભુલ્યે, હંડાઇશ ઘેર ઘેર,
મળ મુત્રાદિક ખાનપાન બહુ, કષ્ટ સહિશ શી પેરે;
કહ્યું નહી આ જન્મ જશે એમ, લાત લાકડી ખાતાં,
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૩
ઘણું ગંદુ તન વિટવરાહનું, હરિ ન ભજે તો થાશે,
મુસ્ક પરીશાની હાર વાસ ત્યાં, તને અડી સહુ નાશે;
નાસે દીઠ શાની ભુંડા, જ્યાં ત્યાં ફરે મરાતાં,
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૪

કૃષ્ણ કીર્તનમાં એ       માણું, એજ કુકુટ પડે થાવું,
વણુ થાક પાળે ને લેખે      કરમાં જાવું;
અકાળમૃત્યુ શસ્ત્રમાર       અતિશય કંઠ કપાતાં,
તે કરતાં શું દુઃખ ઘણું છે     માં ગોવિંદ ગાતાં. ૫
હરિ ન ભજે ઇત્યાદિક અધમ ત્યાં, ગણતાં ન આવે પાર,
નરકકુંડની અખંડ આંચનો, કેમ કરૂં ઉચ્ચાર;
કેશવ વણુ કોઈ શકે ન છોડવી, જમકીંકર લઈ જાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૬
દયા પ્રિતમ વિશે રહ્યું ઊર્ધ્યું, ને ચેત હજુ તો ચેતાય,
વિષય સુખ સહુ યોનીમાં ત્યાં, કૃષ્ણ ભજન નહિ થાય;
આ અવસરમાં લે સમરી, પછિ પાર નથી પસ્તાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૭

( ૨ )

રાગ—કાફી.

વરિયે તો સામળિયો વરિયે, વરિયે તો પાતળિયો;
વરિયે તો છબીલો વરિયેરે, ચતુરવર—ટેક.
સંસારીનું સગપણ કાચું, પરણીને રંડાવું પાછું;
એને ઘેર તે પાણી શીદ ભરિયેરે, ચતુરવર. ૧
સંસાર તો સરવે જુઠો, શું થાયે રૂઠો કે તુઠો;
તેહને તુચ્છ જાણી ફરીયેરે, ચતુરવર. ૨
જેહને પરણે દુઃખ જાય, અખંડ હેવાતણ થાય;
તેની સાથે પ્રીત કરિયેરે, ચતુરવર. ૩
સંસાર તો સરવે ખોટો, પાણીમાંહિનો પરપોટો;
ફુટી જાશે નાહાનો મોહોટોરે, ચતુરવર. ૪
દયા પ્રીતમ કેરો વાહાલો, નાગર નંદલાલો;
તેહનો સાલો કરી મ્હાલીરે, ચતુરવર ૫.

( ૩ )

રાગ—સારંગ.

સદા શ્રીકૃષ્ણ સેવોરે, સદા શ્રીકૃષ્ણ સેવોરે, સમજી લો સુધો સિદ્ધાંત;
વાત કહું તે વિચારમાં લાવો, ભાંગો મનની ભ્રાંત. સદા. ટેક
સહુ બરાબર કૃષ્ણ છે નથી કૃષ્ણ બરાબર કોઇ;
સાગર એજ્યાને ગાગર શાણા સમજો જોઇ. સદા શ્રીકૃષ્ણ. ૧

વિશ્વ કર્યું હરિ રૂપ એ રીતે સાચું સરવે કાળ;
ન્યારૂં નહી તે ગોપાળથી પણ ન્યારા પરા ગોપાળ. સદા શ્રીકૃષ્ણ ૨
કાયા થઈ કાયા સંબંધે કાયામાંહે સમાયા;
કાયાથી છાયા છાયાથી કદિન કાયા કય લેહે છાયા, સદા શ્રીકૃષ્ણ. ૩
મુખ ઇંદ્રાણી થડ ને ડાળાં એમ હરી સંસાર;
કૃષ્ણ ભજે દયા કાંઈ ન બાકી વેદ પુરાણ વિચાર. સદા શ્રીકૃષ્ણ ૪

( ૩ )

## રાગ—ગુર્જરી.

સાચા સંત તે દુઃખ દે તેહેને, પણ સુખ દે મન સાચેરે;
દોષ ન રાખે કલ્યાણ તેહનું, પ્રભુની પાસે જાચેરે. સાચા૦ ૧
વણ અપરાધે પ્રહ્‌લાદ પીડયો, હિરણ્યકશ્યપ અભાગીરે;
શ્રી નરહરી પાસે પ્રહ્‌લાદે, તેની પણ ગતી માગીરે. સાચા૦ ૨
ચંદ્રહાસ્યને, દૃષ્ટમતિ, વણ વાંકે કષ્ટ પમાડયોરે;
તેહેનો દોષ ગણ્યો ન મુવેલો, દેવીપાસ જીવાડયોરે. સાચા૦ ૩
પાંચ પુત્ર પાંચાળીકેરા, અશ્વસ્થામા બળે માર્યારે;
ભીમસેન હણતા હુતા, ધારી દયા દ્રૌપદી વાર્યારે. સાચા૦ ૪
નારદની મર્યાદ ન માની, કુબેરસુત બે કામીરે;
શ્રાપમિષે શ્રીહરિ મેળવિયા, હરખ્યા ભક્તી પામીરે. સાચા૦ ૫
ગોવિંદસ્વામીને ધુવરાવ્યા, મુતર્યો કુકર પાપીરે;
તેહને દંડ કર્યો નવ દીધો, હરીની ભક્તી આપીરે. સાચા૦ ૬
નંદદાસને વૃશ્ચીક ડસિયો, વારેવારે ફરિનેરે;
તેહેને જળના જગમાં બુડતો, રાખ્યો કરૂણા કરિનેરે. સાચા૦ ૭
અંબરષ જે ભક્ત હરીનો, તેને દુર્વાસા ઘણું દમિયોરે;
વર્ષ એક દુખ ક્ષુધા ભોગવ્યું, મુની સુખી કરીને જમીયોરે. સાચા૦ ૮
જયદેવને લુંટી કર કાપ્યા, ઠગે કુપમાં નાખ્યોરે;
તે ઠગને નૃપપાસ પુજાવ્યા, મ્હોટો સંશય ભાખ્યોરે. સાચા૦ ૯
વ્યાઘ્રભીતીએ વાનરિયે, પારધી રાખ્યો દુખ સોરીરે;
અતી અપરાધસહિત સુખ દીધું, સ્વર્ગ પમાડયો દોષીરે. સાચા૦ ૧૦
હરિજન સંતમાં દુષ્ટે લુટયો, નાંખ્યું અંગ સહુ કાપીરે,
તદપી દોષ તેહેનો નવ માન્યો, પ્રસન કર્યો મણી આપીરે. સાચા૦ ૧૧
ઠગ વૈષ્ણવને વેશે નારાયણ, દાસતણી સ્ત્રી મારીરે;
પ્રભુ સમઝયા તદપી ન નડયા, સ્ત્રી જીવાડી ગિરધારીરે. સાચા૦ ૧૨

સાધુપણું તું શીખ શ્રુસુગી, પીડા સહી પર પોશેરે,
દયા પ્રીતમને તે જન વાહાલો, રિપુ રંજે ચિત ચોરેરે. સાચો. ૧૩

( ૨ )

## રાગ—બિલાવલ.

કોટી પ્રયત્ન કરો તોયે પણ, સુખ દુઃખ હાથ હરીને રે,
થાવાનું સેહેજે પણ થાશે, હરિભજ ભાવ ધરીનેરે—કોટી પ્રયત્ન. ટેક.
ચંદ્રહાસને વિષ વિષયા કરી, દુષ્ટમતી પછે હાર્યોરે;
વણ વિચારે મદન મારિયો, કોણે એ મરવો ધાર્યોરે. કોટી પ્રયત્ન. ૧
અજામેળ સરખાને વણ શ્રમે, તેજ દેહમાં મુકતી રે;
માધવ પ્રગટ મળ્યા મુચુકુંદને, તદપી જન્મ કહી મુકતીરે. કોટી પ્રયત્ન. ૨
ધીરજ ધરે કે કરે ઉતાવળ, કોણલહે સુખ સેહેમારે;
મનુપમાથે પણ કાંઈ નવ સમઝ, હરિ સમઝે એક એહેમાં રે. કોટી પ્રયત્ન ૩
કર્માદીકનું ત્યાંહાંલગી બળ હરી, જ્યાંલગી મનમાં નાણેરે;
નહિંતો કરૂણાધી ઇશ્વર પદ, શાને વેદ વખાણેરે. કોટી પ્રયત્ન. ૪
બ્રહ્મ શ્રાપ જોતાં વણવાકે, સહુ યાદવને લાગ્યોરે;
ઊધ્વ વ્રજનાભ, વંચાવ્યા, મન સંધે સહુ ભાગ્યોરે. કોટી પ્રયત્ન. ૫
કરતુંમ અકરતુંમ અન્યથા કર્તુમ, સમરથ ઇશ કાહાવેરે;
સર્વેશ્વર સર્વાત્મા સ્વતંત્ર, તેમ કરે જેમ ભાવે રે. કોટી પ્રયત્ન. ૬
સુખ થાવા સહુ દુખ જાવાનો, એજ ઉપાય એક સાચોરે.
મન ક્રમ વચને કૃષ્ણ ભજો દયા, અવર વિચાર સહુ કાચોરે. કોટી પ્રયત્ન. ૭

( ૩ )

## રાગ—લલીત.

હરિ ભજન થકી; હરી મળે તે સાચું સહુ શ્રુતી ગાય,
પણ સ્વતંત્ર છે, દીવસ પ્રયાસ પ્રમાણ ન કોથકી થાય હરિભજન ટેક.
જયમ પાકયા દાવ પાસે ન પડે, પડે સહજ શ્રમે કદી અતીસે, અડે;
નાખી દીધો કોચર થઈ કયમે ન જડે. હરિભજન. ૧
કુપ ખોદતાં નિકળે પાણી, કહેવું કેટલે કર કો શકે જાણી;
જયમ ત્યમ જગદીશ ગતી જો તાણી. હરિભજન ૨
વિધી પ્રાણી સુતપા શ્રમ ભાળો, જોઇ કુબ્જી નરસંઇ મેહેતા ન્યાહાલો હરિભજન. ૩
મરૂાંગ અજામેળ ગુણકા જુઓ પારધી પુતના જોઇ સંદેહ ખુઓ.
ભય પ્રાચીનબર્હિ સનૃગ પામ્યો કુઓ, હરિભજન. ૪

મુચકુંદ ભર્તને વિલંબ કરી; ગિરધારીદી તાર્યા તુર્ત હરી,
ગમી ગોવિંદને તે વાત ખરી હરિભજન. ૫
પાંડવ કુબ્જા મધુપુરી મ્હાલી તેને રહેજમાં રીઝયા વનમાળી,
બિજાં સાધન નીધી રહ્યા ભાળી હરિભજન. ૬
સોહેજે દુર્લભ સંત કદરજને મળ્યું ગોપી સહજ પ્રેમ મન હરિમાં ગળ્યું;
અવરને એવું ન ફળ શ્રમે ફળ્યું, હરિભજન. ૭
કોઈ સાધન બળે ન છુટયા ફરસો,નિસાધની હમડીમાં મારસો.
દયા દીનતાએ હરી મને હરસો. હરીભજન ૮

## પદ—રાગ—રામગ્રી.

કૃષ્ણ કેહતાં શું બેશે નાણું, મુરખ તને કૃષ્ણ કેહેતાં શું બેશે નાણું. ટેક.
મિટયા લવરી કરે મનગમતી, નહીં તેનું ઠામ ને ઠેકાણું. ૧
દામનું કામ નહી પરીશ્રમ, ગાતાં ગોવીંદ ગુણગાણું મુરખ. ૨
કિંચિત શ્રમ ને લાભ ઘણેરો, નહી કોઇ એહ સમાણું. મુરખ. ૩
ખાતો ન હોય તો નબળો કહું તુને, જોઇએ બરોરનું ભાણું. મુરખ. ૪
હરિ ભજતાં તુંને આળસ આવે, ભવ ભટકણ નિશ વાહાણું મુરખ. ૫
કો દહાડાતું કોલીન થવું જો, કૃષ્ણ કિરતન મુખ આણું મુરખ. ૬
પ્રભુસમરણવિના ભવ ન તરાયે, હું નીશ્ચે કરીને જાણું. મુરખ. ૭
જન દયો કેહે હરી ભજ મન માહારા, ફરી નહિં મળે આ ટાણું મુરખ ૮

( ૧ )

## પદ—રાગ—રામગ્રી.

કૃષ્ણ કરૂણા કરી રૂપ નટવર ધરી, કોટી કંદર્પથી અતિરે સારૂં
આપો દરસંન તો થાઊં પરસંન હું, ટમટમે નિરખવા મંન મ્હારૂં. કૃષ્ણ ૧
ભજન સમરણતણું નિર્ય મ્હારે મહી, જેથિ હું તાહરી કાંતિ દેખું;
ઇંદ્રાદીક દેવને દ્રષ્ટે આવો નહીં, તે આગળ માહરૂં કોણ લેખું. કૃષ્ણ૦ ૨
ભક્તિથી હીન હું દીન દામોદરા, અન્ય એકુ નથી મ્હારે દાવો;
મનતણાં કોડ તે મનવીશે, રહી જશે, નહિં સુણો નાથજી મ્હારી રાવો. કૃષ્ણ ૩
કર્મ જોશો મ્હારાં તો કશું નહિં બને, દીન લહેસો તો કાંઇક હળશે;
બેટોની ભુધરા રંક જાણી મને, કાર્ય સરશે ત્હારૂં બંદ પળશે. કૃષ્ણ. ૪
કોટી ભકત ભક્તિથી આવિ મળિયા સરણ, શ્રીકૃષ્ણ ગુણ તે ગાતેગાતે;
તેમાં એક અધિક પતીત લઇ પાળજો, એમ જાણો દયો ધર્મખાતે. કૃષ્ણ. ૫

( ૨ )

### પદ—રાગ—રામગ્રી.

જેને સહાય શ્રીકૃષ્ણની, તે તો સુખમાં મ્હાલે,
વેર પડે આખા વિશ્વસું, કોઇનું કાંઈ ન ચાલે. જેને૦ ૧
દાસના ગુણ માને હરી, જેહને કીધા પોતાના;
વ્હાલથી વાંક વસે નહી, એ સ્વભાવજ માનો. જેને૦ ૨
અવળું તે સહુ સવળું કરે, માધવની મેહેરે;
ભક્ત ગણે લક્ષણ વિના, પાંડવની પેરે. જેને૦ ૩
કૃષ્ણ કૃપા થઈ તે થઈ, ફરી જાએ ન ફીટી,
ભાંતી પટોળ રંગચોળની, જેમ કરતલલીટી. જેને૦ ૪
નિજ જનમતી હરી હાથમાં, ગમતું હોય તે કરાવે;
જંત્રની જુગતી જંત્રીનીજ છે, દોષ શી પેરે લાવે. જેને૦ ૫
સહુ વાતે સમૃથ હરી, વાણી વેદ અખાખી,
તદપી અહીત નીજ ભક્તનું, હરિથી થાય ન કદાપી. ૭
સત્ય સંકલ્પ શ્રીપતીરે, સદા સત્ય છે વાણી;
તદપી અગાધ ગતી અકળ, કોથી જાયે ન જાણી. જેને૦ ૭
કૃષ્ણ કૃપા ઘણી દખીને, જંતને છાંડી ના જાવું;
દયા દીનતા મુકતાં, પડે ગોથું રે ખાવું. જેને૦ ૮

(૩)

### પદ—રાગ—રામગ્રી.

શ્રી ગોવરધનધર લાડીલારે, સંગે શ્યામા પ્યારી;
જુગલ સ્વરૂપ આ જોઇતે, ઠરે આંખડી માહારી. શ્રી ગોવરધન. ૧
અવતાર અન્ય બહુ આપના, સવળે તેજ તમારૂં;
પણ આ રંગીલી જોડી વિના, મન માને ના માહારૂં. શ્રી ગોવરધન. ૨
દીપજ્યોત એક અગ્નિથી, સઘળે જુઓ જાગે;
તદપી ચકોરક્ષુધા જુઓ, એક અગ્નિથી ભાગે. શ્રી ગોવરધન. ૩
આગળ ભીતી હતી ભજે, ધર પતિવૃત ટુટે,
હાવાં ધોળી ધવપુતળી, ચીત છોડયું ના છુટે. શ્રી ગોરધન. ૪
થાનાર તેવથી થજો, બાધુ બગડીરે જાજો,
પણ દયાની એ દંપતી વિના, મતિ ક્યાંહાં ન લોભાજો. શ્રી ગોવરધર. ૫

(૪)

### પદ—રાગ—રામકળી.

કર ચિત ચિંતન કોઇ પ્રકારે, સદાનંદ શ્રી કૃષ્ણ સારૂં;
પરમાનંદ ઉદે થાય અંતર, ન રેહે પાપ સંતાપપણું, કર ચિત ૧

સુંદર બાળક રૂપ રસાળુ, ચરણુ લંગેરી વાગેરે;
ઠુંઠણુતો યશોદા પાલવ ગ્રહી, હઠ કરી માખણુ માગેરે. કર ચિત. ૨
નાકે મોતી લટે લટુરી, સુંદર મુખપર જુમેરે,
હૈયે હેત વધ્યું જોઇ જસોમતી, લેઇ લેઈ શ્રી મુખ ચુમેરે. કર ચિત. ૩
સુંદર મુખપર દધિ લપટાણું, નિરખે લાગે વ્હાલુરે,
નહીં ખાઊં બાપ્યો ધાવીશ માડી, બોલે તોતલું કાલુંરે. કર ચિત. ૪
કહે કયહું ગુહ્ય કરે કામનિશું, દુષ્ટ કષ્ટ બચાવેરે;
કે વાંસલડી વાતો વિઠલ, ગૌ ચારી ઘેર આવેરે. કર ચિત. ૫
શ્રી ગોપીજનનાં ઘરમાંહે, મનગમતું સુખ માહાલેરે;
કોઈ સમે ચોરી મહી ન્હાસે, કદા ગોપિકા ઝાલેરે. કર ચિત. ૬
શ્રી બૃંદાવન રાસ મંડળમાં, નાચે જુગલ કિશોરરે,
ઇત્યાદીક લીલાધર દયાને, દયા તું નિશ દિન ભોરરે. કર ચિત. ૭

(૨)

પદ-રાગ-રામકળી.

શ્રીહરિ શરણે રેહેજે હો મનવા શ્રીહરી શરણે રેહેજે,
અવર ઉપાય નથી કાંઇ બીજો, કૃષ્ણ કૃષ્ણ મુખ કેહેજે. હો મનવા. ટેક.
અકલ વિદ્યાના જોરમાંરે, પંડિત પડિયા સુર;
જ્ઞાની વેરાગી ને જોગીયા, આંટ્યાંવી કીધા ચકચુર. હો મનવા. ૧
સ્ત્રી મોહોટી મોહનીરે, બીજું સર્વ એહની હેઠ;
પોહોંચેલાને પાડે પલકમાં, છેલી સીડીલગી ઠેઠ. હો મનવા. ૨
અવાર માયાબળ એટલુંરે, હોય અજાણ્યાં વ્હેવાય;
જાણીતીને છેતરે, એવી મોહનકેરી માય. હો મનવા. ૩
જ્ઞાન વેરાગ્ય ગોઠ નહીંરે, હરિસું ન ઉપજે હેત;
જાય વિવેક વિકળ રહેરે, જ્યારે ચતુરા ચોરે ચિત્ત. હો મનવા. ૪
ચંદ્ર ઇંદ્ર પારાસુરરે, એકલશૃંગી મુન્ય;
શિવ બ્રહ્માદીક ભુલીયા, એથી કોણ છે મોટાં અન્ય. હો મનવા. ૫
મન તો અસત્ય આખી વીશ્વનું રે, તનથી ન રેહેવું સ્ત્રીપાસ;
ધીરને ચંચળ કરે, એ તો ક્ષણમાં ઘાલે સત્યાનાશ. હો મનવા. ૬
ચતુરાઇ તાહારી ચુલે પડીરે, કોઇનું ન ચાલે જોર;
દયા જગતમાં એમ બચે, જેનો કર ગ્રહ્યો નંદકીશોર. હો મનવા. ૭

રાગ—રામકળીનું—પ્રભાત.

શ્રીદ્વારિકાધીશ છો શીશ મ્હારે ધણી, ઇશ નહીં અવર વગુ વીશ્વનાથ;
શ્રીગિરધરણ તવ ચરણને શરણ છું, જન્મને મરણ હરો ગ્રહેજો હાથ. શ્રીદ્વારી૦ ૧
પાપ આણમાપ ત્રય તાપ સંતાપ સો, કાપવા બાપ છે નામ તાહારૂં;
સર્વ સાધનરાજન અભિધન તવ, અન્ય પ્રસંન્ન નહિ મન માહારૂં. શ્રીદ્વા૦ ૨
દામ ને ધામ તન વામ શું કામનું ઠામ વિશ્રામ નહીં શ્યામ પાખી,
ત્હારો હું દાસ અવિનાશ તુજ પાસ રહું, વાસ વૈકુંઠનો છું અભીલાખી. શ્રીદ્વા૦ ૩
અચળ તવ ભક્તિ રસયુક્તિ સતસંત દો, જગતથી દુર આશક્તી માહારી;
નિધિ દયા ધરી દયા જન દયા પરદયા, કર છકે ત્હારો ગિરિવરધારી. શ્રીદ્વા૦ ૪

( ૨ )

રાગ—રામકળી.

માહારા શ્રી માહાપ્રભુજી હું એ વર માગું,
સહજે કૃપા કરી આપો પાવલે લાગું. માહારા ટેક
પ્રિયસહ પ્યારા થઇ પ્રસંન રહો રાખો,
નિજનો જાણી નિત્ય શ્રીમુખ દાખો. માહારા. ૧
ચિત માહારૂં રાખો સદા તમારે બે ચરણે;
અળગો કરી અવિદ્યાથી રાખો સદા શરણે. માહારા. ૨
આપનું ઉચ્છિષ્ટ સદા માહારે ખાનપાન,
નિત્ય જ્યાંહાં સેવા પુજા થાયે ગુણગાન. માહારા. ૩
અભય નિજાનંદ સદસંગ આપે,
લીલા સહીત વાસ મુજ ઊર થાપે. માહારા. ૪
આપને રૂચે નિત્ય કૃતી રે કરાવો;
દોષ માહારો એકે મનમાં ન લાવો. માહારા. ૫
નિરભિમાન ઊપમ લક્ષણા ભક્તિ,
સદા સ્મર્ણ કૃષ્ણ વ્યસન આસકિત. માહારા. ૬
સદા સહુ સમીપે નાથ નિત્ય વૃજવાસી,
કહાવું પ્રભુ તમારી અચળ દાસ દાસી. માહારા ૭
અખંડ આશ્રય મુને તમારોજ હોજો,
સેવક દયાને કરૂણા દ્રષ્ટે નિત્ય જોજો. માહારા. ૮

પદ—રાગ—રામકળી,

કહો કઇપેરે કહિએ પ્રભુ કાયર કે બળિયારે. ટેક
નિડરહોતો કાંત કયમ થાયો કંસદાસરિ,

દયાળુ તો કયમ તરછાવ્યાં વ્રજવાસીરે. કોહોકઇ ૧
બ્રહ્મચારી હો તો કયમ કાહાવો ગોપીકંથરે,
કામી હો તો કાલિંદી ના આપે સ્ત્રીને પંથરે. કોહો ૨
નાગપાશે બંધાયા ને લીલા નાચ્યો કાળીરે,
તમને ના કહેવાય કાંઈ નમિયે વાળીવાળીરે. કહો ૩
કાળને કંપાવો કૃષ્ણ ભયંકર એહેવારે;
કામને લજાવે રૂપ કોહોની કહિયે કેહેવાયરે. કહો ૪
જુઠા કેહેતાં દોશ લાગે વેદ અવલીનેરે,
સાચા છો તો બાંધ્યો કેમ બચારા બળીનેરે, કહો. ૫
શાંત શા નૃસિંહરૂપ ક્રોધના ભંડારરે,
ક્રોધી હો તો સહ્યો કેમ ભૃગુપદ પ્રાહારરે. કહો. ૬
સઘળું તમોમાં છે ને, કસું પણ છે નહિંરે,
એથી પણ અગ્ર કહું પર છો એ બેનીરે. કહો ૭
કોઇન મન વાણી નવ પોહોંચે. અનિર્વાચી દોારે,
નિશ્ચે ના બોલાય કાંઇ, આહાવા છો કે તેહેવારે. કહો ૮
જેવા છો તેવા છો માહારા સ્વામી આપો સેવારે,
દાસ દયો નીજનો જાણી કાંઈ નથી લેવા દેવારે. કહો ૯

( ૨ )

## પદ—રાગ—રામકળી.

કાંઇ નથી જોતા કૃષ્ણ કૃપા જ્યાંહાં કરોછોરે. ટેક.
કુટિ કાતી તેહેની સહુ રૂડી માની લોછોરે. કાંઈ નથી. ટેક
પાંડુસુને વેદથી વિરૂદ્ધ કર્યાં કર્મરે,
તમારી પ્રસંનતાએ ઠર્યાં તે સુધર્મરે. કાંઇનથી. ૧
વાલી માર્યો બંધુસમંધને પાપરે,
તેજ કીધું વિભીશણ સુગ્રીવે જોયું આપરે. કાંઇનથી ૨
કોહો શું ચુકી સુપનેખા નાક તેહેનું કાપ્યુંરે,
સાધન શું કુબ્જા કીધું પતિસુખ આપ્યુંરે. કાંઈનથી. ૩
સેહેજે અરધે નામે ગુણકા વૈકુંઠ પમાડીરે,
સંત બીજા પડયા રંહ્યા રટતા નામ દહાડીરે. કાંઇનથી. ૪
નહીં તેહેનું નહી ભાવ્યું તેહેનું સરવે ભાવ્યુંરે,
વાંક શો હમારો પ્રભુ તમથી ચાલ્યું આવ્યુંરે. કાંઇનથી. ૫

એહવી દયા દયાળીપર ક્યારે કરશો હરિજીરે,
કરૂણાના સમુદ્ર મારા પ્રાણપતિ શ્રીજીરે. કંઇ નથી ૬

( ૨ )

પદ-રાગ-ભેરવી.

હરી માહારૂં અંતર શુદ્ધ કરોરે, હરી મ્હારી નિર્મળ બુદ્ધ કરોરે. ટેક.
હરી મુને પ્રપંચ વિસરાવોરે, મુજ મન નિજ છબી લોભાવોરે. હરિ. ૧
હરી હું ભાવું એહવો કરોરે, હરી મ્હારા તનમનતાપ સમાવોરે. હરિ. ૨
હરીજી મ્હારી દુરમતી દુર કરોરે, અંતર ભક્તીભાવ ધરોરે. હરી ૩
હરી નીજની લીલા દરસાવોરે, નિશદિન સતસંગની ભાવોરે. હરિ ૪
હરી માહારૂં ચિત ચરણે રાખોરે, દયો તમારો શ્રીમુખે ભાખોરે. હરી. ૫

( ૨ )

પદ—રાગ—ભેરવી.

નંદનંદન ભજ ભજ મન માહારા, કોટી કલ્પના કલેશ ટળેરે. ટેક.
જન્મમરણનો ભય જાય ભાગી, યમકિંકર સ્વપને ન દમેરે. નંદ. ૧
આનંદસિંધુ ઊંડે થાય અંતર, જો સેવે શ્રીનાથ ગમેરે. નંદ. ૨
બ્રહ્માદીક ત્હારૂં ભાગ્ય વખાણે, ઇંદ્રાદીક જર ધુમેરે. નંદ. ૩
ચારે પદારથ દ્વારે રેહે ઉભા, ચૌદલોક તુંને ચરણ નમેરે. નંદ. ૪
ખાતું શ્રીઉસીરસું ન ધરે, તારૂં ચિત્રગુપ્ત ઉધારે નમેરે. નંદ. ૫
અણમાસીધ નવેનીધ સંપત્ય, અનાયાસ ત્હારી પુઠે ભમેરે. નંદ ૬
નિશ્ચય પદપંકજ પુરૂષોત્તમ, જેને શેષાદીક સમાન નમેરે. નંદ ૭
તે તુજને આપશે દયા પ્રીતમ, નિશદિન તાહારા હૃદિયામાં રમેરે. નંદ ૮

( ૩ )

પદ.

હો સ્વતંત્ર શ્રીજી કરો તમો જે મન ભાવે;
ઇશ્વરપ્રત્યે જોર કોનું નહીં ફાવે;
સરણ પડ્યાને માયા પણ અકળાવે, હો સ્વતંત્ર. ૧
નડતું કોઇનું નાથ કરે નહીં વેદ ગાય;
જિવ અસકયો એ નિજ બળે કસું નવ, થાય;
કોહો તદા જિવ ભુક્તેછે કિયે ન્યાય. હો સ્વતંત્ર. ૨
શ્રુતિ સ્મૃતિ શાસ્ત્ર સરવ એમ ગાય;

હરિ સમરતાં સદ્ય સકળ દુખ જાય;
તે સ્તવે ખરૂં પણ દ્રષ્ટિસું નવ દેખાય. હો સ્વતંત્ર. ૩
હરિગુણ ગાતાં કબુદ્ધિ રહે નહિં નામે;
ગતી ઘરડા થયા મોહોવાયક કામ દામે;
કેહેતાં કાંઇ ફાવતું નથી એણે ઠામે. હો સ્વતંત્ર. ૪
રામ રટતાં દેહ તુજ્યો દસરથ સ્વર્ગે;
નામ જપતાં છુટ્યું કપાળ નહીં ભટકે. હો સ્વતંત્ર. ૫.
એક મ્હારે નાસે હું સરખો નર થાય;
નિત્ય નિરંતર નામ તમારૂં ઘણું ગાય;
શું કહિયે આધિવ્યાધિ વીષે તે પિડાય. હો સ્વતંત્ર. ૬
કૃપા કરોછો કોઇએક બ્રહ્માદીથી ઝાઝી;
તદપી તેહેને સંતાપે માયા મનમાં ખાઝી;
કાળજ કુટાયું ક્યાંહાલગિ હળધર સાજી. હો સ્વતંત્ર. ૭
તમારો છું એકજવાર કહે કોઇ;
શ્રીકૃષ્ણ તેહેને આપો અભય બરદ જોઇ;
તે પણ અધુના નથી દેખાતું રહિયે રોઇ. હો સ્વતંત્ર. ૮
સ્વરૂપ ધર્મ પણ મ્હારો માહા ભયથી રાખે સાચું;
શ્રીમુખથી બોલ્યા આપ કેવાય કયમ કાચું;
અભય તદા રહું આપ કૃતિમાં જદપી નાચું. હો સ્વતંત્ર. ૯
સુણો જાણવા દયાયે આદરે વખાણે;
વિશ્વસૃષ્ટી પાવન થાય તેજ ટાણે;
સમરૂં તદપી સધુના સાથી કોણ જાણે. હો સ્વતંત્ર. ૧૦
નામે પાપ નાહાસે પાપ નાસે ત્રાસે
શ્રીકૃષ્ણ કહું છતી શી પેરે પાપ હૃદેમાં વાસે,
શાથી મળતાં છો નહી કેમ દાશ મારા ભાસે, હો સ્વતંત્ર. ૧૧
વેદાદીકનાં વચન સફળ સ્તવે દાવે,
પણ ત્યારે જ્યારે તમારા મનમાં આવે;
કરો આહો તે સરવેશ્વર શંકા કોહોની લાવે. હો સ્વતંત્ર. ૧૨
ઘણા શરણાગતનું સાધન સાધ્યું પણ નાજોતું,
નિજબળથી નિજજન જાણી દુખ હવે ખોતું;
દયા પ્રીતમજી નહિં શોભે જોવું મ્હારૂં રોવું. હો સ્વતંત્ર. ૧૩

પદ.

હે હરી હું તો હાવાં હાર્‍યો જે ગમે તે કરો,
અતીસેં અટળામણુના મારયો. જે ગમે તે કરો. ટેક.
હરિ હું સહુ શુભ કૃતીથી હીણો,
જે અતિશય દ્રષ્ટનો પણ ઝીણો, જે ગમે તે, ૧
પકિ અલિદ્યા મ્હારી પુઠે,
સુવાસ્યાંમાં નાખે મુઠે, જે ગમે તે. ૨
મૃષ્ટ -હદે માને નહી શિક્ષા,
જગમાં લજવી કેશુવની દિક્ષા. જે ગમે તે. ૩
ભવ ઉદ્વેગ અતીસેં પીડે,
મુકવાં ઉચિત કર્મ સહુ ભિડે. જે ગમે તે. ૪
શરણાગત જોવું ગતિ મતિ માઠી,
ગુહ્ય કાંઇ હતી તે નાઠી, જે ગમે તે, ૫
બહુ દુઃખ જે કૃતિ નિશ દિન કરિને,
જાય મન ત્યાંહાંનું ત્યાંહાં ફરિને. જે ગમે તે, ૬
તન જયમ વૃદ્ધ થયું મન બાળક,
ઊપર ઉજળ અંતર કાળક. જે ગમે તે. ૭
અંતકાળ દુઃખથી કાં પુછશો,
સત્ય વચન સમરી જાયું છઉં. જે ગમે તે. ૮
પ્રભુ જયમ રાખ્યો છે તેમ રહું છું,
જે શીર પાડો છો તે સહું છું. જે ગમે તે. ૯
જાણું છું કરશો સહુ સારૂં,
પણ વણસમજે ભટકે મન મ્હારૂં. જે ગમે તે. ૧૦
જિવથકી નિવડાકી નિજબળ કશું નથી થાવું,
સનેપાતમાં ગાડું ગાવું. જે ગમે તે. ૧૧
જેવો શરણ પડ્યો છું,
માહા પ્રભુ રાખ્યો અટળ આડચોકું. જે ગમે તે. ૧૨
મનુષ કોઇથી વ્હાલ ન હાલે,
ગગન પવન સહ ભરાઈ ન ચલે. જે ગમે તે. ૧૩
વિનતી દયાની એ ફરી ફરીને,
પ્રગટ મળ્યું સેવું હું હરીને. જે ગમે તે. ૧૪

પદ.

જીવતો મુઓરે મુર્ખ જીવતો મુઓ.
તેં ભજ્યા નહીં ભગવાંન મુર્ખ જીવતો મુઓ. ટેક
પેટને અર્થે પાપ કરતાં દીલમાં ન ડર્યો;
પાડોશીને ઘેર પુણ્ય કરતાં આડો જઈ પડયોરે. મુર્ખ. ૧
કુડની માળા કોટમાં ઘાલી ક્રોધી ગુરૂ કર્યો;
ત્યારે મેથુ। કરવા લાગ્યો અંતર ના ડર્યોરે. મુર્ખ. ૨
બહુનામીને ઓળખ્યાવીના, અંતર બહુ પડયો.
દયાપ્રીતમ દિલમાં વસ્યો કારજડો સર્યોરે. મુર્ખ. ૩

( ૨ )

પદ.

વૃજ વાહાલુંરે વૈકુંઠ નહિં આવું, મને ન ગમે ચતુરભુંજ થાવું;
નંદકુંવર ક્યાંહાંથી લાવું, વૃજ વાહાલુંરે. ૧
સોહીયે સલીતા ત્રિવેણીમાંરે ગીરધારી, સંગે સોહિયે જ્યાંહાં રાધે પ્યારી
તેવિના આંખ ન ઠરે માહારી, વૃજ વાહાલુંરે. ૨
ત્યાંથી શ્રીજમુના ગિરિવર છે એ નહીં, મુને આશાકનીછે ઘણી બેહેની;
તેવીના માહારો પ્રાણ પ્રસંન રેહે નહીં. વૃજ વાહાલું. ૩
ત્યાંહાં શ્રીવૃંદાવન રાસ નહીં, વૃજવનતા રંગ વીલાસ નહીં;
શ્રિકૃષ્ણ વેણુ વાયાનો અભ્યાસ નહીં, વૃજ વાહાલું. ૪
વૃક્ષે વૃક્ષે વેણુધા મારી, પત્રે પત્રે હરિભુજ ચારી;
હેવા રજુરજુ છું સંગીત મારી. વૃજ વાહાલું. ૫
હેવા વિસ્રશિત સખીરૂપ થયા, હેવા રજુરજુ તે રસનારે રહ્યા;
ઊધવ સરખા તે ત્રણ કૃષ્ણ થયા. વૃજ વાહાલું. ૬
સુખ સ્વર્ગનું કૃષ્ણવીના કડવું, મને ન ગમે બ્રહ્મ સદન અડવું;
ધિક જન સુખ પામી પાછું પડવું વૃજ વાહાલું ૭
શું કરૂ શ્રીજી સહુજ પામી, તેહેમાં નહિં આપણ એ સ્વામી;
મારે દાસપણામા આવે શી ખાંમી. વૃજ વાહાલું. ૮
વૃજજન વૈકુંઠ સુખ જોઇ વળી, ન ગમે તો બ્રહ્માંડમારે ભલી;
એવા સ્વરૂપાનંદ અર્તસે ગળી, વૃજ વાહાલુરે. ૯
ગુરૂબળે ગોકુળવાશી થઇશું, શ્રીવલ્લભ શરણે નીત્ય જઇશું;
દયાપ્રીતમ સેવી રસ જસ ગાઇશું. વૃજ વાહાલુંરે. ૧૦

( ૨ )

### પદ—રાગ—હુસેની.

હરિને ભજે નહીં ને અવર આરાધે, અનન્ય ભક્તી ન કહાવેરે;
અંતે સહાય કરે શ્રી કૃષ્ણ કો પ્રાણી, આગળથી અથડાવેરે. ટેક
ભજતાં ભગવંત કાંઇ ન રહે બાકી, મુળનું પાણી સઘળે પોહોંચેરે;
શાખાઓ છાંટે તરતૃપ્તિ ન થાય, સર્વ ભાગે સિંચાયરે. હરિના. ૧
ઘેર ગોવિંદ ને અંબાને આરાધેરે, અજગર ગળી પીડા પામ્યારે;
છુટ્યા તો જ્યારે શ્રીકૃષ્ણે છોડાવ્યા; દેવથી દુઃખ નવ વામ્યારે, હરિ. ૨
પાંડવને ઘેર પ્રભુ પ્રગટ વસ્યા પણ, શિવાદીકના સેવા શ્રદ્ધા મનમાંરે;
કુંતીસંબંધે કરાવ કષ્ટ પણ થાયારે, વિવિધ વિધે વિટંબણા પામ્યારે, હરિ. ૩
અભયનો આશ્રય કીધો અમૃત હરિ ભક્તે, દુર્વાસા દુખ દીધુંરે;
એહવા ઇતિહાસ સરળમાં સમજજોરે, અન્ય આશ્રય કીધે એવું થાયરે. હરિ. ૪
ખાઉ ઘરનો જામ ભુખે મરેરે, ઓળંભા કોઇના ન દેવાયરે;
એક આશક્તિવિના ચિત નહિં ઠગારેરે, સેવે ત્યાંહાં સિદ્ધિસાનારે. હરી. ૫
( ૩ )

### પદ.

તારાં સહુ દુખ જાશે ગોવીંદ ગાની;
સેહેજે સહુ સુખ થાશે, ગિરિવરધારી ગાની. ટેક.
ભવના વૈભવનો ચિતમાં ચોહોટોછે રંગ;
એના એ ભોગ કરડી ખાશે ભુજંગ. ગિરિવરધારી. ૧
ઘણુંરે ગુંચવણોની એ અવિદ્યા જાળ;
નાહાસવા બારી એક શરણું ગોપાળ, ગિરિવરધારી. ૨
કો સમે મોહ તને કો સમે શોક;
એ બેમાં અથડાતો તું તો એ ચિંતા ફોક. ગિરિવરધારી ૩
જેહેનું તું સુખ માણે તે દુખનો ભંડાર;
પડતા પેજારાં ખાતાં નહિં આવે પાર. ગિરિવરધારી. ૪
કેવળ કલેશ ભર્યો આ સાગર સંસાર;
નાવ તરે એક નામ નંદકુમાર. ગિરિવરધારી. ૫
આવ્યો ઓતરો પાછો વચમાં વહિલેરા;
દયાપ્રભુને ભુલે પાછળ પસ્તાશેરે. ગિરિવરધારી. ૬
( ૧ )

### પદ.

મોઢા રીઢને માથાકુટ માંડી, શ્રીકૃષ્ણ શું નાભજે;

મ્હારા મનથકી દેને સર્વ છાંડી, તો મ્હારૂ કામ નીપજે, ટેક.
તું કહીશ કે મ્હરિ હાથે ધન મેળવી, માહારી કામનાઓ ક્યમ પુરી થાશે,
તે તો મનુષ્ય આપોઆપ મજુર, તો ઇશ્વર ક્યમ ભુની જાશે શ્રીકૃષ્ણ. ૧
તું કહીશ કે ધંધા વીના ધન ક્યમ મેળવું, ધન વિના ઘર ક્યમ ચાલે;
તે તો આયુશ સુધી પોહોંચાડે પ્રારબ્ધ, મિથ્યા હું પદમાં માહાલેરે. શ્રી.૨
તું કહીશ કે નિવૃત્તી આગળ થઈને બેસાય, માહારી દેહી થાકે છેક માતા;
તું હસ્ત ચરણ તું કરની કારજ, વદને વિઠલ ગાતારે. શ્રીકૃષ્ણ. ૩
વિશ્વંભર બધી વિશ્વનું પુરતો, ખાન પાન અંબર જો વિચારી;
તે પ્રભુથી તું કેમ રહેછે અળગો, તો ખબર ન લે તાહારો રે. શ્રીકૃષ્ણ.૪
તોહે તાહારૂં મન ન માને તો, ચારે પોહોર કમાની;
ત્રણ પોહોર નિંદ્રા કર નિશ્ચે, એક જામ હરિગુણ ગાનીરે. શ્રીકૃષ્ણ. ૫
જે જે વાતના ખાંચા તેં કહાડચા, તે તે માર્ગ બતાવ્યા,
કેશવકીરતન ને ભક્તિ ન ભાવી, તો ગઠાવાશે તાહારે ભાગ્યે આ૦ બારેચોરાશી. ૬
દામ ન લાગે હાંડ ન ભાગે, ગાતાં ગોવિંદ ગોપાળા,
પણ દયો કહે જેને ભક્તી ન ભાવી, તેહેને લલાટે લખિયા છે કાળારે.શ્રી.૭

( ૨ )

રાગ—કાલીંગડો.

માહારો કર ગ્રહો કેશવરાયરે, માયાદળથી મુંકાવો;
શરણાગત વત્સલ તણું રે, બર્દ પાળો માહારો દાવો. માયા. ટેક.
હયાની હોળી કોને કહાયેરે, કોહો તોહે કામ શું થાય,
આપતો અંતરજામીછો, હરી માહા સમરથ સુખદાયક. માયા. ૧
કેહેતાં કાંઇ બનતું નથી રે, ઘણી ગુંચવાણી ને દુઃખ;
જેને સોંપ્યો તેને કહાં નથી કર, ઝાલ્યો તો સઘળું સુખ. માયા. ૨
કષ્ટ પામીને કાયર થયોરે, નથી માહારે એકુ ઉપાય;
કાન ધરો તો કહું તો ભુલું નહિં તો, માહારૂ સબળ વૃન રાય. માયા. ૩
કસા યોગ્ય હું છું નહિરે, જેહવો તેહવો તમ દાસ;
અકળાયો છું અવિદ્યા દુઃખે, માથે કાળનો મોટો ત્રાસ. માયા. ૪
પ્રસન્ન થાઓ તમો, એહવી કાંઇ નથી મારી પાસે વસ્ત;
નિજ બળથી નીજનો કરો તો તો, અખિલ કષ્ટ હોય અસ્ત. માયા. ૫
કરગરૂં કામ આવ્યું કશું રે, ઊત્તર ન આપને મન;
પણ વિચારીને હું કહોને કહું, તમપાખે માહારે કોછે અન્ય. માયા. ૬
દયાના પ્રીતમ દીનનાથજી, માહારી, સામું જુવો એકવાર;
દાન નિજાનંદ કરો પાયો, પ્રેમરસ પ્રાણ આધાર. માયા. ૭

( ૩ )

સુર સરદાર શ્રીમુખકારી. ૨ટ શ્રીરાધાવર. ૩
વાણી પ્રયાસ મન પ્રપંચ મોહ ત્યાગે;
ધર્મ અર્થ કામ મોક્ષ રૂક્ષ લાગે;
એવી પ્રેમભક્તિ સહજ હૃદય જાગે.
તદુપરાંત, નિત્યરાસ, જુગવિલાસ શ્રી અવિનાસ, આણંદરાસ;
કેલીહાસ, જ્યાંહાં પ્રકાશ, ત્યાંહાં નાવાસ, અનાયાસ, નિપટપાસ;
દયો દાસ, કરે વિહારી વિહારી. ૨ટ શ્રી રાધા રાધાવર. ૪

( ૨ )

શ્રીપદ.

હરિ ભાવવીના, કેવળ કૃતી કરેથી કાર્ય ન થાય;
જેમ અગ્નિવીના, ભસ્માંં ધૃત હોમે એળે જાય. ટેક.
જુઓ સર્પ સમીર ભક્ષિને રહે, જુઓ ચાત્રક તે પિપાસ શહે;
જુઓ, ઉલુક અખંડ ઊજાગ્ર રહે; હરિભાવ વિના. ૩
જુઓ મીન તીર્થ જળમાં ન્હાયે, જુઓ ગુણકા નૃત્ય કરે ગાયે;
જુઓ પાંહાણો પોખે શું સુખ થાયે; હરીભાવ વીના, ૨
જુઓ મગઆદીક પશુ વનવાસી, જુઓ ગુનેગાર સેહછે ફાંસી,
જુઓ કાસદ પણ જાય છે કાશી, હરીભાવ વીના, ૩
જુઓ તેલીનો બળદ પરિક્રમા કરે, પનગ પેટે ચાલે ડંડવત ન કરે,
જુઓ તપોધન દેવળે દેવળ ફેરી ફરે. હરિભાવ વિના. ૪
જુઓ વટ જતાનો બોજ શહે, જુઓ અંધ સદા કર ડંડ ગ્રહે;
જુઓ ખર તન રાખમાં રોળતું રહે હરિભાવ વિના. ૫
જુઓ નટવો અવધુત વેશ ધરે, જુઓ બગલો દૃઢ થઇ ધ્યાન ધરે,
જુઓ મુક વચન મુખ નવ ઉચરે, હરિભાવ વિના. ૬
નાહે વૃંદલ વિષય તણી આપદા, ઉભું વૃક્ષ ને ક્રોધ મળે ન કદા,
જુઓ અજગર નિર્લોભી છે સદા, હરિભાવ વિના. ૭
ભાવે પ્રહ્લાદને સ્થંભમાંથી મળ્યા, નામદેવને ભાવે ભુતમાંથી નિકળ્યા;
વળી ભાવે મંડળીકને કાળ ફળ્યા. હરિભાવ વિના, ૮
હરિ તેહવા થાય જેવા નાણે, નિજ ભાવ પ્રમાણે ફળ માણે;
દયો કહે જુઓ સર્વ ઠેકાણે. હરિભાવ વિના. ૯

(૧—૨)

પદ.

ચિત્ત તું શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે. ટેક.
સ્થાવર જંગમ જડ ચેતનમાં, માયાનું બળ ઠરે;

સમજ્યું કર શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મ મરણ જાય પરે. કૃષ્ણને. ૧
નવમાસ પ્રાણી કૃષ્ણચંદ્રનું, ધ્યાન ગર્ભમાં ધરે;
બાપાનું આવ્યું કર્યું ત્યારે, લક્ષચોરાશી ફરે. કૃષ્ણને. ૨
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસૂબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને. ૩
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે. કૃષ્ણને. ૪
થનાર વસ્તુ થયાં કરે જ્યમ, કૃષ્ણ ફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણિપેરે જાશે, જ્યમ ગજ કોઠું ગરે. કૃષ્ણને. ૫
જેહવું જોઈતું જે જ્યમ કાળે, તે તેહને કર ઠરે;
એહમાં ફેર પડે નહિ કોઈથી, શીદ ફુટાઇ તું મરે. કૃષ્ણને. ૬
ત્હારૂં ધાર્યું થાતું હોય તો, સુખ સંચે દુખ હરે;
આપણાપણું અજ્ઞાન કુળ એ, મુળ વિચારે ખરે; કૃષ્ણને. ૭
થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનીષદ ઓચરે;
રાખ ભરોસો રાધાવરનો, દયા શીદને ડરે; કૃષ્ણને. ૮

(૧)

પદ.

નીશ્ચેના મેહેલમાં વસે મારો વાલમોરે વસે વ્રજલાડીલોરે,
જે રે જાગે તે જાણી પામે જીરે;
ભુલા ભમે તે બીજા સદનમાં શોધેરે,
હારી નાં મળે એકે ઠામે રે, નીશ્ચેના. ૧
અતરંગ દેશમાં ભક્તિ નગર છે રે, પ્રેમની પોળે પુછી જાજોરે;
ત્રેહ તાપ પોળાગ્યાને મળી બોલે પેરાજોરે સાંકડી ચડી સેળ થજોરે ની. ૨
દીનતા પાત્રમાં મનમણી મુકીરે, ભેટ ભગવંતજીને કરજોરે;
કુમાનપુંગાવનો છાવર કરોનારે, ગીરીવરધર વર તમો વરજોરે. ની. ૩
એરે મંડાણનું મુળ હરિ ઇચ્છારે, કૃપાવનાં સિદ્ધી ન થાયરે;
શ્રી વલ્લભચરણથકી સહુ પડે સેલુંરે, દૈવગનપ્રતી દયો ગાયેરે. ની. ૪

(૨)

પદ.

એક વસ્યો ગોપીજન વલ્લભ નહીં સ્વામી બીજો;
નહીં સ્વામી બીજોરે મ્હારે, નહીં સ્વામી બીજો. એક. ટેક.
અવર કોઇનું કામ ન મારે, રીઝો કે ખીજો,

કૃષ્ણ કરે પ્રમાણ, કારજ વાહાસેં કુંચીજો;
પ્રાણ જાણે પણ અન્ય કૃતીમાં ગુંતે રખે ભોજો. એક. ૧
સુખી દુખી જેમ રાખે તેમ ગણે એના ગુણ ગાઉં;
શિર મુકનો ઘર ગુલામ વેચે તો વેચાઉં
એજ ગમ્યો એવા મન માન્યું બીજો નવ ચાહું;
એના અતી આનાર હું કામનો દાસ ન કેહેવાઉં એક ૨
કૃષ્ણવીનાં શીર અવર નમે તો છે દંડ,
નંદકુંવર વીણ નામ જપે તો જીહા કરૂં સતખંડ;
અવર દેવની આશા કરે, આઘ ભાજે બ્રહ્માંડ.
અંત અમર દરશણ દોડે પગ તો પાડું પીંડ. એક. ૩
હું ચાતક જળ સ્વાતી શ્રીજી હું જપ હરિ વારી,
હું હારીલ કાઠી હરી દ્રઢવ્રત ધારી તે ધારી;
અન્ય ન પતીવ્રત જેને નહીં તે કહીયે વ્યભીચાર;
શ્રીગુરૂ દેવને ભજજો કહે દયા સદા ટેક મારી. એક. ૪

( ૨ )

પદ.

જો વીચારી જીવ તારી શી વલે થશે;
શી વળે થશેરે મુરખ, શી ગતી થશેરે, જો વીચારી. ટેક
જન અમુલ્ય જનમ વ્યર્થ ગયો કંઈ હશે ચેતના ... ન કાળ અચક આવશે;
ના ભજ્યા શ્રી કૃષ્ણ કોણ ત્યાંહાં છોડાવશેરે. જો વીચારી. ૨
છળ કરી અધર્મે દ્રવ્ય મેળવ્યું દુખે, પાળ્યું નિજ કુટંબ કણ, પડ્યો ન પરમુખે;
નિત્ય હાય હૈવ પલક ના કર્યો સુખે;
શા વિકારમાણ, ભજ્યા ન રહ્યો ક્યાં રુખેરે. જો વીચારી. ૨
રુદ્ર પંચમે પોકારી નર્ક દુઃખ કહ્યું.
ત્રાસ ઊપજે સુણીને કેમ જશે સહ્યું
માટે હજુ ચેત કૃષ્ણ સેવ કર કહ્યું,
ત્યાંહાં તો પછી વાઢ્યું તેહેને જોઇશો વહુરે. જો વિચારી- ૩
જાણે તું જંજાળીયું તે ક્યમ ભજન કરૂં;
પણ વિચારી વેઠ સર્વ મનથી કર પરૂં;
તુ રામ નામ રટણ ચીત રાખ આધરૂં;
બળતે ઝુંપડેથી ખાંચી કાઢ્યું તે ખરૂંરે, જો વિચારી ૪,
ભજનવિના વાત સર્વ જાણજે વૃથા;
મુકી કુથળા ને સાંભળ કૃષ્ણની કથા;

આ તમાતી તું જ તાહરો ન થાં નથા;
દયાપ્રીતમ વિના ગતિ નથી સત્ય ધારે, જો વિચારી. ૫

પદ.

ભજની શ્રી હરી કરી સહુ કલ્પના પરી,
કલ્પના પરી કરી સહુ કલ્પના પરી રે, ભજની. ટેક.
તાહારી કલ્પનાએ વાત કેહે કશી સારી,
નિત્ય તાણી જોય તોહે શિદ મથે મરી;
આ અમુલ્ય સમય ગયો નહી મળે ફરીરે ભુંડા ભજની. ૧
જોની દુખ મૃત્યુ કોણ માગવા જાય છે,
તે જો સહજ સમય આવી પ્રાપ્ત થાય છે;
તેજ રીતે સુખ સર્વ શાસ્ત્ર ગાય છે;
હું પણ માની તું શિદ દરદમાં દળાય છે રે, ભજની. ૨
જેહેને નીમત નીમ્યું જેહ તેહ તો જશે,
અને પણ કહ્યા ન કોનું કોઈનું હશે;
થાયુ ધણીએ તેજ થયું થાય છે થશે;
તું વ્યર્થ વિટંબણ કરેશ તેજ ઉગરીરે; ભજની. ૩
કરવો ઉદ્યમ કહ્યો છે પણ રૂડા રીતનો,
તું તો છેક ભજન ભુલી કરે અનિત્યનો;
એક આશ પ્રભુ વિશે તુને ન પ્રીતનો,
આજે ના વિચાર ચિત રાખે જીતનોરે. ભજની. ૪
રાખ દૃઢ ભરોંસો એક નાથજી તણો,
જેહ થકી લાભ ઉભય લોકમાં ઘણો;
વીપ્રીત સુપ્રીત કરશે જાણી જન આપણો,
ટેક ધર દયા ભણે તે કૃષ્ણથી બણ્યો રે. ભજની. ૫

[ ૨ ]

પદ.

સેવની શ્રી કૃષ્ણ રસીક રાધીકા પતી,
રાધીકાપતી ગોવીંદ ગોપીકા પતી. સેવની૰ ટેક.
મહાવાક્ય તત્ત્વમસી મરમી તે તણા મુનીંદ્ર,
લીન જેહેમાં સ્વરૂપ તેથી પરઅતી. તે સેવની૰ ૧
બ્રહ્મા વીષ્ણુ ભવ અનંત અંત ના લેહે અચીંત,
વ્યર્થ સાધને ન સાધ્ય યોગી ન તું યતી તે. સેવની૰ ૨

આત્મરામ પુરણ કામ ધામ ધામ વામ ગ્રામ,
ધ્યેય સદમ નામ શ્યામ અદભુતાકૃતી તે. સેવનીo ૬
સ્વયંભુ સ્વતંત્ર ગૃહી શકે ન કોપી મંત્ર મંત્ર;
પ્રાપ્ત શુદ્ધ પ્રેમાનંદ ભક્તિ દીનમતી તે. સેવનીo ૪
લલિત છબી ત્રીભંગી લાલ મદન મોહન અતી કૃપાળ;
જેહેને નીરખી તૃપ્તી દયાને નથી થતી. તે સેવનીo ૫

( ૩ )

૫૬.

જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઊરમાં ઠરે. ટેક
સિંહણકેરૂં દુધ હોય તે, સિંહણ સુતને જરે;
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે પ્રેમરસo ૧
સકરખોરનું સાકર જીવન, ખરનાં પ્રાણજ હરે;
ક્ષાર સિંધુનું માછલડું જેમ, મીઠા જળમાં મરે. પ્રેમરસo ૨
સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગળવંશીને વમન કરાવે, વેદવાણી ઉચરે. પ્રેમરસo ૩
ઉત્તમ વસ્તુ અધીકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્યભોગિ બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે. પ્રેમરસo ૪
એમ કોટી સાધને પ્રેમવીનાં પુરૂષોત્તમ પુંઠ ન ફરે;
દયાપ્રીતમ શ્રીગોવરધનધર, પ્રેમભક્તિયે વરે. પ્રેમરસo ૫

( ૧-૨ )

૫૬.

હરિ મોટા હરિ મોટા, સહુથી હરિ મોટા હરિ મોટા;
બીજા જુઠા સર્વ ગપોટા, સહુથી હરિ મોટા. ટેક.
હરિ સમાંન બુદ્ધી સહુ સુરમાં, તેજ અસુરમાં ખોટા;
એક આદ હરિ સદા સ્વયંભુ, બીજા સહુના જોટા હરિo ૧
માયા કાળા અતી અનાદી, બીજા જળ પરપોટા;
આએપું અવરનું અનીત હરિવણ, માટે સમજો છોટા હરિo ૨
શેશાદીક પણ હરિથી હેઠા વીચારો પંડીત ઢોટા;
હરિમાયાકૃત મોહહીંડાળે, સરવે ખાધા જોટા. હરિo ૩
પ્રતી બ્રહ્માંડે બ્રહ્માદિક સુર બ્રહ્માંડ અગણિત કોટા;
દયાપ્રીતમ શ્રીકૃષ્ણ ભજનવિણ, નવ છુટે જેમસોટા. હરિo ૪

( ૨ )

પદ.

શ્રી લક્ષ્મણભટ્ટજીનાં ભાવે લીજે ભામણાં,
તલંગતિલકને વિપ્ર શિરોમણી ભુપજો;
એહેના સુત શ્રીવલ્લભનાં લઉ વારણાં,
દ્વિજવર રૂપે પ્રગટ્યાં અનલસ્વરૂપજો. શ્રી લક્ષ્મણ૦ ૧
ધર્મ ધોરિંધર એ સુત શ્રીવલ્લભ દેવના,
પ્રગટ કરવા વેદ તણો વિસ્તારજો;
ગુણસહોદર ભરિયા શ્રી ગોપીનાથજી,
હળ મુશળધર હળધરનો અવતારજો. શ્રી લક્ષ્મણ૦ ૨
શ્રીગોવરધનધર ધીર વીર બળદેવનો;
રસના રૂપે કહિયે શ્રીનંદ કુમાર જો;
તે પુરૂષોત્તમ પ્રગટ્યો શ્રીવીઠલનાથજી,
નિર્ગુણ બ્રહ્મ તે સગુણ સોહી સારજો. શ્રી લક્ષ્મણ૦ ૩
શ્રી વિઠલનાથજીના સાતે લાલ સોહામણા,
સૌથી મોટા શ્રી ગિરધરજી માહારાજ જો;
શરણું ગયાને સોંપે તે શ્રી નાથજી,
કરવા સુંદર સેવા કેરાં કાજ જો. શ્રી લક્ષ્મણ૦ ૪
શ્રી ગોવિંદરાય તણાં મન પ્રસન હુલાસમાં,
આવે તેને આપે આનંદ દાનજો;
શ્રીબાળકૃષ્ણજી કોમલ અંગે રસ ભર્યા,
કરાવે છે અધર સુધારસ પાનજો. શ્રી લક્ષ્મણ૦ ૫
શ્રી ગોકુળનાથ જગાવે જુગતે જીવને,
એવા પોતે કહીયે પરમ કૃપાળજો;
શ્રી રઘુપતીજી રૂડા નયણે નીરખતાં,
વદન સદનની ભુલે લેરો સંભાળ જો. શ્રીલક્ષ્મણ૦ ૬
જોયા સરખા દીસેછે જદુનાથજી,
જે છે વાહાલો અબળાનો આધારજો;
દેખી દેહીજીવ સદા ઘનસ્યામજી,
ઉપર રેડે અમૃતરસની ધારજો. શ્રી લક્ષ્મણ૦ ૭
એ સાતે લાલનો વંશ સદા સંસારમાં,
પ્રગટ બિરાજે પુરૂષોતમ પરીબ્રહ્મ જો;
દયો દાસ અધમ છે તે આપનો,
એ શું જાણે શ્રીવલ્લભકુળનો મર્મ જો. શ્રી લક્ષ્મણ૦ ૮

પદ.

શું કહીયે શ્રીજી શરણ પડચાને સંતાપો,
એ મ્હોટું કૌતક દુષ્ટ વિમુખને સુખ આપો. શું કહીયે૦ ટેક.
વ્રજનો પરિકર અતિ વલ્લભ તેહને વિરહમાં બાળ્યો,
વરુણવધ હરી અતિ વિરાધ વાસવ તેહને પાળયો, શું કહિયે૦ ૧
વરુ શાપે પ્રહ્લાદને પીડયો જગત જાણે,
અસુર પાપી કંસના પીડયો તે પ્રમાણે. શું કહિયે૦ ૨
પોતાના કીધા પાંડવ સાધુને સંતાપ્યા;
અતિખળ દુરીજન કૌરવને શકળા વૈભવ આપ્યા. શું કહિયે૦ ૩
હરિશ્ચંદ્રને વિશ્વામિત્રે બહુ દુખીયો કીધો;
તે કૌશિકને દંડ તમે કશો ના દીધો. શું કહિયે૦ ૪
માધવ તુલસીદાસ વ્યાધીનું દુખ ના ખોયું;
પાપપુતળું પારધી પાંમ્યો કશું નાં જોયું. શું કહિયે૦ ૫
દરસણ લોભી અંગદ તેહને દુસેહે કાહાડયો;
નિંદક શત્રુ શિશુપાળને વૈકુંઠ પમાડયો. શું કહિયે૦ ૬
દોષકોશ કળિ તેહને રાજ્યાસન દેવું ભાવ્યું;
ધર્મધામ પરીક્ષત તેહને રાજ મુકાવ્યું. શું કહિયે૦ ૭
અજામેળ ગુણીકા વસ્યાં એ વૈકુંઠ ગમેછે;
વ્હાલો વૈષ્ણવ હનુમાન ભુતલમાં ભમેછે, શું કહીયે૦ ૮
નિજ દુખદાયક અઘાસુર તેહનું તેજ પીધું;
પિતા પોતાના દસરથ તેહને નાં નિજપદ દીધું. શું કહીયે૦ ૯
પાપપુતળી પુતના ઊપર દયાભાવ લાવ્યાં;
શુક મુની સરખા સાધું વૈકુંઠે ના વસાવ્યાં. શું કહિયે૦ ૧૦
સહિત જંતુ શ્વાન પાપી માહાપદ લીધો;
નિજસગ ઊધ્ધવ તેહને ભુતળમાં મુંકી દીધો. શું કહિયે૦ ૧૧
સંત પીડયાની ટેવ તમને પડી છે,
કોણ જાણે રૂડી વસ્તુ તેમાં શી જડીછે. શું કહિયે૦ ૧૨
તમને ઠપકો દેતાં કાળજડું માહારૂં ધ્રૂજે;
દયો કહે મને બહુ દુખમાં હરિ ભજવા નવ સુજે. શું કહિયે૦ ૧૩

( ૩ )

( પદ. )

હરિસેવા હરિસેવા માગું હરિસેવા હરિસેવા; મુને દો દેવાધીદેવા, મા૦ ટેક

પદ લોક તથા પરલોક, એના એ એહેવા;
ધરમ અરથને કામ મોક્ષ, તેથી નહીં લેવાદેવા. મા૦ ૧
રૂચે ન તમને જેહ પદારથ, મુને હજો વિષ જેવા;
તમને પ્રીય જે તે સેહેજે, હુંથી ખનજો તતક્ષેવા. મા૦ ૨
અવર માગું બીજ સંગી સંગત, જાંહાં ભક્તીરસમેવા;
ડુંગા દયાને એજ કરો, મન નિરચળ તમપદ રેહેવા. મા૦ ૩
( ૨ )

( ૫દ. )

અરે દિવસ એક આવશે, અલબેલા શ્રીજી; ત્યાંહાં શુધ લેજો માહારી. ટેક.
તે વેળા સગાં વાહાલાં સહુ રેહેશે અળગાં;
જ્યારે જમના કીંકર ઝપટાવશે, અલબેલા શ્રીજી; ત્યાંહાં શુધ૦ ૧
અવસરે આવી કર સાહાસો નહીં કૃષ્ણજી તો;
દુશમનનો દાવો ફાવશે, અલબેલા શ્રીજી; ત્યાંહાં શુધ૦ ૨
પાપ દેખી જો દીનાનાથ ઓસરસો તો;
તે સમે કોણ છોડાવશો, અલબેલા શ્રીજી; ત્યાંહાં શુધ૦ ૩
કુપુત્ર કેરા અવગુણ દ્રષ્ટિ, શોભા પિતાની;
પ્રકાશે પોતાને લજાવસે અલબેલા શ્રીજી; ત્યાંહાં શુધ૦ ૪
જેહેવા તેહેવા પણ દયો કાહાવ્યો તમારો પ્રભુ;
તમ વીના કોણ નીભાવશે, અલબેલા શ્રીજી; ત્યાંહાં શુધ૦ ૫
( ૩ )

પદ.

હાવાં તો હરીને ભજોરે ભજોરે.મન, હાવાં તો હરીને ભજો. ટેક.
ચાખીને જુઓ કરચો તેં સંસાર સુખ, હાવાં એહમાં નથી રે મઝોરે મઝોરે.મ.૧
સાઈ ગયને સપેતી આવી જુઓ, કાંઈ તો લાલાઈથી લજોરે લજોરે.મન.૨
વૃદ્ધ નકામો જાણી સહુ તુને હાં કરે, તોહે તૃષ્ણા ન સેં તજોરે તજોરે.મ.૩
ટાણું ટળી જાશે પછી પસ્તાશોરે, માટે કાંઇ વેહેલા સમઝોરે સમઝોરે.મ.૪
કાળ કંપતે જમનું જોર ન ચાલે, દયા એવી સજાઈ સજોરે સજોરે.મ.૫
( ૨ )

પદ.

રામ સેવીયેરે, ગોવિંદ ગાઈયે; કોરી કથનીથી શું થાય. રામ૦ ટેક.

આવડી શી અંડખીરે, રંકપર રાજ્ય ધરો. કૃપાસિંધુ. ટેક.
અનેક ભક્તના પુર્યા મનોરથ, મન ઇચ્છા તત્કાળ;
એક મુને ટાળ્યો તેમાંથી, તે ના ઘટે ગોપાળ;
ખરદને છે બટ્ટોરે, દાસને કરતાં પરો. કૃપાસિંધુ. ૧
દોષ દયાનિધિ ક્યાં લગી જોશો, મારા ગણુતાં નહિં આવે અંત;
છો સુકુમાર શ્રમીત થાશો, માટે ભુલી ભુલી જાઓ ભગવંત;
બંધેને ગુણ થાશેરે, એજ ઊપાય ખરો. કૃપાસિંધુ. ૨
મ્હારી આશા પુરણ કરતાં, નાણું નહિં બેશે નાથ;
છો ઉદ્ધાર અતિ અંતરજામી, હું છું દીન અનાથ;
સમુદ્ર મહીં ખુટેરે, બિંદુ એક કરતા વરો. કૃપાસિંધુ. ૩
પ્રમાણ મુંકી બળ પ્રમય ધરો, ત્યારે સીધે માહારાં કાજ;
હું કહું છું તેહની કેહેણ વિચારો, તમો મન સમજો માહારાજ;
દયાનાં દુખ કાપોરે, રંગીલા રૂદયામાં ધરો. કૃપાસિંધુ. ૪

( ૨ )

પદ.

સીતાપતી રામની સેવા, જાણો મન મીઠા મેવા. ૧
કમાઇ શી કમાયો, ગિરધરલાલ ન ગાયો. ૨
બેઠાં બેઠાં ફેરવ્યું નાણું, ન જાણ્યું, રાત ને વહાણું. ૩
માળા તને ન ગમે દીઠી, નિંદા તને લાગે મીઠી. ૪
ડહાપણનો ડાટ વાળ્યો, ધર્મનો માર્ગ ટાળ્યો. ૫
ચતુરાઈ ચુલે પડી, હરી ભજવાની આ ઘડી. ૬
જોબનીયું અટક્યું લટકું, ઘડી એક ચારનું ચટકું. ૭
જવાંનીના જોરમાં માતો, હિંડે છે રંગમાં રાતો. ૮
કાયા તારી કાચનો કુંપો, હીંડે તારે દશનો સુંપો. ૯
પરપોટો ફુટી જાશે, શી ગતી તાહારી થાશે. ૧૦
આવ્યો તારે લાભ લેવા, જાશે, ત્યારે મુળગું ખોવા. ૧૧
આવ્યો ત્યારે બાંધી મુઠી, જમડા લેશે લુંટી. ૧૨
કહું છું તો કર્મ કુટયા, કરી લે અધુરા પુરા. ૧૩
રાવણ રામ લંકાપતી, મંદોદરી રાણી સતી. ૧૪
પવન ઘેર ભરે પાણી, નવે ગ્રહ બાંધ્યા તાણી. ૧૫
એવા નર ગયા ઉડી, પછાડી ધુળની મુઠી. ૧૬
સગું તારા સુખનું બેલી, રેસે નાણાની થેલી. ૧૭
અસંકાર અળગા રેહેશે, કાષ્ટમાં ફુંકી દેશે. ૧૮

કં મરેશ તો છોડી જશે, પછાડી રડીને રેહેશો. १૯
દયારામ દાસ કેહછે ભજે તેનો તોલ રેહેછે. ૨૦

[ ૨ )

પદ.

રે ગાજેરે ગોવીંદ ગુણ નીત્યે ગાજે. ટેક.
ત વડ કરજે હરિસેવા, ચરણે હરિદરસણ ધાજેરે. ગાજે. ૧
ાં નિરખજે નંદનંદનને, હરિજસરસ શ્રવણને પાજેરે. ગાજે ૨
ણને પુષ્પ પ્રસાદી તુળશી, પ્રભુનો પ્રસાદ સાધુ સંગે ખાજેરે.ગાજે. ૩
ાન કરે શિર હરી હરીજનને, તીર્થનાં તીર્થમાં નીત ન્હાજેરે. ગાજે. ૪
ા મધુવ્રત પદકમળે રાખે, દાસ દાસ હરીનો થાજેરે. ગાજે. ૫
ા સંગ વીના પલક ખોફામાં, દુષ્ટ સંગથકી દુર જાજેરે. ગાજે. ૬
ધરી સહુપર દયા રાખે, હરી ગુરૂ હરીજનસમ ચ્હાજેરે ગાજે. ૭
ો સ્નેહ રાખ કૃષ્ણ સાથે, છળ કરી વીશ્વને માં ભ્હાજેરે. ગાજે. ૮
શીક્ષા દયો કહે સધી આવે તો, વણ શ્રમે વૈકુંઠ જાજેરે. ગાજે.૯

( ૩)

શ્રી–પદ.

સર્વ તજીને ભજી લે ભજી લે શ્રીગોવીંદને,
જે નારાયણ નીધાસનો આધારજો; ભાગે સંકટ કુડાંરે સંસારનાં;
તેનાં નામ થકી તો ઊતરિયે ભવપારજો. સર્વ તજીને० ૧
અપમાને વચને ધ્રુજી વન સાંચર્યાં,
નારદજીયે દીધા છે ઊપદેશજો, સાનદૃષ્ટિ વૈરાગ્ય તે મનમાં આણિયાં;
હરી ભજીયા તેણે જઈ બાલવેશજો, સર્વ તજીને० ૨.
દૈત્યપુત્ર પ્રહ્લાદજીને આગે થયા,
લાગ્યો છે કંઈ પીતા પુત્રનો વાદજો, સ્તંભથી પ્રગટ્યારે નૃસિંહરૂપથી,
શ્રીમાહા પ્રભુજીયે દીધો તેને સાદજો. સર્વે તજીને० ૩
લાખા ગ્રેહમાં પાંડવને વળી આવીયા,
ભક્તજનને દીધીછે ઘણું ધીરજો, સમરણ પ્રેહલાં આવ્યાછો તમે સદા
ભક્તજન ઊગાર્યા પાચે વીરજો. સર્વે તજીને० ૪
સુદામાનું દારીદ્ર જાહ્યું ઘણું,
મુઠીએક તાંદુળ આરોગ્યા માહારાજજો, એમ દાસદયાને પ્રભુજી કરૂણા કીજીયે
ભક્તજનનાં કીધાં કોટીધા કાજજો. સર્વે તજીને० ૫

( ૨ )

રાગ-કેદારો.

મ્હારૂં હણુકતું ઢોર હણુકેછે સહુ નગ્રમાં, સીમખેતર ખળું કાંઈ ન મુકે
ના જાવું જાય ત્યાંહાં ના ખાવું ખાય તે, રખડવું નીત્ય તેહેમાં ન ચુકે. મ્હારૂં ટેક
વાળી લાવું ઘેર ને ઘોતું માંડ્યું ગલ્યું, લીલું નીરખું પણ તે ન સુંઘે;
કોહેલાં રાડાંઓ ઘાસ કહ્યું કુસકાં, માર ખાઈને પણ તેજ હુંગે. મ્હારૂં. ૧
હેડલો હેડેરડો મ્હારો માન્યો નહીં; થયું હરાડું હાવાં હું તો હાર્યો;
વશમ્હારે નથી તદપીમ્હારૂં કહાવ્યું, માટે રહુછું ભયભીતથી તાનો માર્યો મ્હારૂં ૨
હે ગુરૂ આ ગોપાળ મેં અરપ્યું એ આપને, વશ કરી રાખો નીજપાસે; માગું,
સાધુપણું શીખવી વૃંદાવન ચારજો, કલેષ મ્હારા ટળે પાય લાગું. મ્હારૂં. ૩
હે રૂશીકેશ એ કલેશ મુજ મનતનતણા, આપ ટાળો કરો શુદ્ધ સાચું;
સ્મરણ સેવન બને અહરનિશ આપનું, અચળ આનંદ માણે એહ જાચું. ૪
મનમતી બગડતાં સર્વ કાંઈ બગડીયું, ડરવું બહુ નાથજી દયા આણો;
જન દયાના પ્રીતમ શ્રીગોવરધન ધરણ, કરૂણા દ્રષ્ટે જુઓ નીજનો જાણો. ૫

( ૧-૨ )

પદ.

મેં શ્રીકૃષ્ણજી વર્યા રાધીકેશ એક મેં શ્રીકૃષ્ણજી વરયા. ટેક.
કલ્પ સારસ્વત પ્રગટ પુરણ સ્વયમેવ,
શ્રીભાગવત ગાય સેવે શ્રીવલ્લભ દેવ. મેં શ્રીકૃષ્ણ. ૧
ત્રીગુણપર પ્રધાન પુરૂષ કાળાક્ષર ઈસ,
સ્વઈશ્વર સર્વાત્મા કોણ જેહેને શીશ. મેં. શ્રીકૃષ્ણ. ૨
મનક્રમવચ ત્યાંહાં જન મન તેમનો આધાર,
તેમને સમ થે સમે સહુનો સત્કાર. શ્રીકૃષ્ણ. ૩
નીંદ્યા નહી સ્તવન અન્ય આશ નહી ત્રાસ;
દેવ દેવી સરવ લહું મુજ પ્રભુના દાસ. શ્રીકૃષ્ણ. ૪
પુરૂષ એક દયાપ્રીતમ અવર સરવ વાસ;
ભજે વામનું શું સરે કોહો કામ. શ્રીકૃષ્ણ. ૫

( ૩ )

પદ.

એહવા શ્રીહરીને શેં નવ ગાય, શાહાને અથડાય;
ભજતાં શ્રીકૃષ્ણ સર્વ સુખ થાય, અવસર વહી જાય. એહેવા શ્રીહરીને. ૧
જેહેને પુતના દુખ દેવા આવી, સ્તન વીશ લપટાવી;

તેહેને જનુની પદ દીધું ધાવી, ઊર કરૂણા લાવી. એહવા શ્રીહરીને. ૨
જેણે મહા ગરલ મીરાંનું પીધું, ધ્રુવ ધ્રુવપદ દીધું;
બળીનું જેણે દ્વારપાળ પણું કીધું, અમરીષદુખ લીધું. એહવા શ્રીહરી. ૩
દામાજી માટે માહાર કાહાવ્યા, જનતાપ સમાવ્યા;
સેનાસારૂ નાપીક થૈ આવ્યા, નવ દાસ દુખાવ્યા. એહેવા શ્રીહરી. ૪
હરિ નીજ ભિષ્મપ્રતિજ્ઞા રાખી, જન વસ્તલતા દાખી;
નામાનું છાયું છાપરૂ પરપાખી, પ્રીયા હત અભિલાખી. એહવા શ્રીહરિ. ૫
મુકી પ્રભુતા પરી લઘુતા લીધી, ભૃત્ય ભૃત્યતા કીધી;
થઇને દીનબંધુ અભયતા દીધી, અગણુગુતા પીધી. એહવા શ્રીહરિ. ૬
જેહેનો વિધી વેદ ભેદ નાં જાણે, પદમા સીર નામે;
સ્થપતાં શિવ શેષ ક્ષણુ ન વિરામે, સમરે દુખ વામે. એહવા શ્રીહરિ. ૭
નથીરે નથી કૃષ્ણ સમો પ્રભુ કોઇ, નિશ્ચે કર્યું જોઇ;
ભુલ્યા તે અંતકાળ ગયા રોઇ, કહુ શુતી વચન દોહોઇ. શ્રીહરિ. ૮
નથી રે નથી એમાં એકુ પક્ષની ખામી, સર્વે ગુણધામી;
ભજરે એવા દાસ દયાના સ્વામી, પ્રભુ અંતરજામી. શ્રીહરિ. ૯,

( ૨ )

પદ.

શું જાણે વ્યાકરણી, વસ્તુને, શું જાણે વ્યાકર્ણી;
મુખ પર્યંત ભર્યું ધૃત તદપી, સ્વાદ ન જાણે વર્ણી. વસ્તું. ૧
સુંદર રીતે શાક વધાર્યું, ભોગ ન પામે ભરણી;
અંતરમાંહે વસે અગ્નિ વસે પણ, આનંદ પામે ન અરણી. વસ્તુ. ૨
નિજ નાભીમાં કસ્તુરી પણ, હર્ષ ન પામે હરણી;
દયો કેહ ધન ડાટ્યું ઘણું, જ્યમ ધનવંત કહાવે નિર્ધણી. વસ્તુ. ૩

( ૧ )

રાગ—આસાવરી.

શ્રીગોવરધનધર લાડીલા, સંગે શ્યામા પ્યારી;
જુગલ સ્વરૂપ જોઇને, ઠરે આંખડી મ્હારી. શ્રીગોવરધન૦. ટેક.
અવતાર અન્ય બહુ આપના, સઘળે તેજ તમારૂં;
તદપી રંગીલી જોડી વીના, મન માને ન મ્હારૂં. શ્રીગોવરધન૦ ૧
આગળ બીતી હતી બજે, પર પતિવ્રત તુટે,
હાવાં થયું ધૃષ પુતળી, ચીત છોડયું ન છુટે. શ્રીગોવરધન૦ ૨

થાવાનું એથી થજો, બાંધુ બગડીરે જાનો;
દમાંની એ દંપતી વીના, મન કહ્યું ના લોભાજો. શ્રીગોવરધન૦ ૩

( ૨ )

## રાગ આશાવરી.

કરો માહારા મર્મનો ઉત્તર જાણી, પુછું પંડીત બુદ્ધાભિમાની. ટેક.
હરીએ કરી એક શી વસ્તુ, હરીનું નથ્ય જાણોજી;
હરીનાં ઘરમાં શુ નથી, શું નો નીપજે વીશ્વનો રાણો; કરો૦ ૧
શ્રીહરી નામ માને ને નવ તારે, ધર્મ પાપ થાય કહાનેજી;
પાપ તે ધર્મ રૂપ કહાવે ક્યાંહાં, જુઠા જાણી સાચા સાધ જાણે; કરો૦ ૨
હાર પોતાનો કોણ નવ જાણે, ક્યાંહાં થાવો ધર્મ અધર્મજી;
પ્રેત ઉદ્ધારના પર ભક્ત કહાવ્યા, હરિભક્ત હોય કાં નર્મજી; કરો૦ ૩
સંચીત, ક્રિયમાણ, પ્રારલબ્ધ, એ ત્રાગુમાં કોણ છે આદીજી;
દેહ પ્રથમ કે કર્મ પ્રથમ, હોતાં સંભવે નહિં બે અનાદી; કરો૦ ૪
કરવું જીવ કરે કે ઈશ્વર કરે, નિશ્ચે બતાવો કોયજી;
જીવનું કર્યું થાય તો, હરીમાં ન્યુનતા હોયજી. કરો. ૫
હરી કરી મુક્યું છે તે ખરૂં, કે કરશે તે ખરૂં બેહુ કેહેની જો;
અકથ અકળ ગતી દયાપ્રીતમ, ન્યારી સર્વની કહેણી જો. ૬

( ૩ )

## રાગ—કેદારો.

હે નાથ હું શું કરૂં ચલન માહારૂં ન કશુબુદ્ધિ પ્રેરક તમો શોચ મ્હારો;
મન પવન અબધ બે રોક્યાં કહો કેમ રહે, એ બેની રોકણી કર તમારો. હેનાથ.૧
ના જવું જાય ત્યાં મંનની પ્રકૃતી, અવળચંડી જેવી રીત એહની;
મંત્ર ડાકણીતણો એની મેળે આવડે, ભુન્ને ભુલાય ના સ્મૃતી તેહની. હેનાથ. ૨
કાપે કુતર્ક સહુ શુભ મતિ દયો સદા સંત સાચો કરો સ્હેજ શ્રીજી;
કલેશ સઘળા હરો યુગલ મુજપર ઠરો, હરી અવિદ્યા ટળો પ્રગટ રીજી. હેનાથ. ૩
સ્ફુટ કરી શું કહુ કસું અજાણ્યું નથી, જાણી સંતાપો શું કૃપાસિંધું;
દીન નાં દુખ હણો જન દયો તમતણો, બરદ કેમ વીસરૂં દીનબંધું હે નાથ. ૪

( ૪ )

## પદ—રાગ—સોરઠ.

શાણારે સમજણ એહવી રાખો,
પાત્ર આ રીતે ઓળખી તેથી તેહ ભાખો. શાણારે. ટેક.
હરીના હિમાયતી હરી સરખા તેને નાહાના ના જાણો;

જેને આશ્રય હોય જેહનો તેહને તેહવા પરમાણો, શાણારે. ૧
નાહાને નાહાના મોટે મોટા એવી આશ્રયની રીત;
વેદે પણ વરણન કર્યું સાંભળો ધરી પ્રીત, શાણારે. ૨
મધ્યમ દેવના દાસનું વરણું બળ જોજે;
અમીત બળ ઘણું તે થકી હરીજન મન પ્રોજે. શાણારે. ૩
ચંદ્રશું પ્રીત ચકોરને, અગ્ની આપણું છે ચારે;
અમૃત જડીના જોરથી, નોળ નાગને મારે, શાણારે. ૪
સંગ વીરતી બળ પંકજ જુઓ, પાણી નવ પરસે;
રસના યોગટ નવ અડે ઓજ અનળનું દરસે. શાણારે. ૫
મેઘ મિત્ર મહિમા થકી મોર વૃશ્ચક ચવે;
અબળા અનંગ પ્રભાવથી બળી અનર ન ચાવે. શાણારે. ૬
સુવર્ણ શુદ્ધ શશાંકનું શ્યામતા નવ લાગે;
જલ બલ જખ ઊલ્ટું ચઢે પાછું નવ ભાગે. શાણારે. ૭
માયા કાળે કંપે સહુ બ્રહ્માદીક ભય ધારે;
થોડામાં કહું તે બહુ હરી ભકતથી હારે. શાણારે. ૮
ઉત્તમ અધમા શ્રમ થકી ઓશિયાળા થાયે;
પ્રગટ વસ્તુને પ્રમાણશું, સેહેજે શમજાયે. શાણારે. ૯
અલ્પ જીવ હરિ આસરે હરિસમ બળ દાખે;
દઢ આશ્રય શ્રીજી તણો દયા શેં નવ રાખે. શાણારે. ૧૦

( ૨ )

પદ.

હરી તુને પ્રસંન તે કેમ થાયે, તાહારા મનનું કપટ ન જાય;
તાહારા દીલનો છળ નવ જાય, પ્રભુ તુને પ્રસંન તે કયમ થાય. ટેક.
હરિ કીરતન હરિનામ રટણમાં, અતીસેં આળસ તાહારે;
ડાચાકુટ લવ પરનીંદામાં, આખો દિવસ ન હારે. હરિ. ૧
પ્રભુનું પુજન કરતી વેળા કાયા તારી કંપે;
ગંજીફા સોકટાં કુટતાં, આઠ પોહોર ન ઝંપે. હરિ. ૨
પ્રભુનું ચંદન નવ ઘસાય, તુજ શ્રમથી શરીર બગડે;
કુંડી કુતકે મરી મસાલે, ભાવે ભાંગ તું રગડે. હરિ. ૩
એકાદશી ઓચ્છવનું જાગરણ, અતિ અઘરૂં તે લાગે;
ભવાઈ કે ગુણિકા નૃત્ય નારિસંગ, જામિની આખી જાગે. હરિ. ૪
બે પૈસાની ગુરૂસેવા બતાવે, ત્યાં ગણુગણતું બોલે;

ધરવી સ્ત્રી સેજ મઝે ધરેણું, ત્યારે હરખ મગન થઇ ડોલે, હરિ. ૫
ખોટાં મોતી કાચ કીડીયાં, ભગવત ભુષણ ધાલે;
સોનું રૂપું મણી મુકતા વિના, સ્ત્રી સુતને ના ચાલે, હરિ. ૬
હરિના ભગતને લુખું સુકું, વેઠ વળગી હોય જાણે;
સગાં સંબંધી ઘેર પ્રાહાણા આવે, મિષ્ટાન પ્રીસે પ્રાહાણે, હરિ. ૭
જગ દેખે તાંહાં જગને બેસે, બાકી નાહાય નાં ખાવા;
ગળાં કાપે કયમ થાએ ગરગળો, એ વૈષ્ણવતા વાહાના. હરિ. ૭
આ કરવું આ ના કરવું, એમ સહુને શિક્ષા દેછે;
તેમાંનું તું કાંઇ નથી કરતો, અનુચિત કરમ કરેછે. હરિ. ૯
અંતરનો છળ અન્ય ન લેહે, પણ જાણે અંતરજામી;
એતો સાચાના સંગી છે, દાસ દયાના સ્વામી. હરિ. ૧૦

( ૨ )

પદ.

શ્રી વલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વાંમી, સાંમળીયા વાહાલા;
સઘળું સમજોછો અંતરજામી; નંદલાલારે, ૧
ભયતો લાગેછે મુજને ભારી, સામ૦ અંતકાલે શી વળી થાશે માહારી;-નંદ૦ ૨
સેવા સગરણભાવે ના કીધું સામ૦, રંક સાધુને દુખ દીધું નંદ૦ ૨
હીણો સાધન સહુ ધરમે સામ૦, પરીપુરણ છું કુકરમે; નંદ૦ ૪
જકત જાણેછે સંત સાચો સામ૦, પાખંડી પુરો તમથી કાચો નંદ૦ ૫
શ્રીગુરૂ સોંપો તે વિચારી સામ૦, તે સમે લેજો શુધ માહારી નંદ૦ ૫
બાંહે ગ્રહ્યાની લાજ ધરજો સામ૦, પીડા ના પામું એહેવું કરજો નંદ૦ ૭
માહારાં મન, મુખ, લોચનમાં આવી રેજો સામ૦,
દોષ ન જોશો દરશણ દેજો નંદ૦ ૮
શ્રી મુખ બોહયા તે સાચું કરજો સામ૦, તે સમે દુખ દયાનાં હરજો નંદ ૯

( ૨ )

પદ.

જેહેના સમોવડ કોઇ ના કેહેવાય, એવા હરિજન મોટા;
જેના જસ જગદીશ મુખે ગાય, એવા હરિજન મોટા. ટેક.
અનંતકોટી બ્રહ્માંડ જેને ઉદરે એવા, વેદે હરિ ભાખ્યા;
તે હરિને રાધે કમળ સેં નિશદિન;
હરિજન જુઓ રાખ્યા, માટે હરિજન મોટા. ૧

શિવ બ્રહ્મા પદ્મા જેનો પાર ન પામે વંદે, સેહેસ્ત્ર ફેણધારી;
તે હરિ વશ કરી રાખ્યા હરિ ભક્તે જેહેને,
પતી પ્રતિવૃતા નારી, માટે હરિજનમોહોટા. ૨
શ્રી ભાગવત એકાદશમાં ભાખ્યું, શ્રી મુખે અવિનાશી;
ભક્ત પુઠળે ફરૂ પદરજમાટે, જક્ત પવિત્ર થવાની આશો, માટે હરિજન. ૩
માયા કાળથકી સહુ કોઇ કંપે જેહેને, મસ્તક પગ ધરીયા;
એવા હરિજન દયા પ્રસંન થયા જેહને, સકળ અર્થ સરિયા, માટેહરિજન મોટા ૪

( ૩ )

પદ.

નામ સાર છેરે નામ સાર છે,
જીહા જપોની શ્રીકૃષ્ણનામ સાર છે. ટેક.
દામ ના લાગે ને હાડ ના ભાગે, જાવું પડે નહીં વંન;
ખાતાં પીતાં ખુશી કરતાં, તપવું ના પડે તંન, નામ સારછે, ૧
સકળ ધરમ સકળ સાધંન, નામેથી સુફલ થાય;
એકો ઊપસ્કર એન ના જોઇએ, સેહેલુ સેહેજે ગવાય. નામ. ૨
એથી ઓવિધિ પાપ ને પાપ ત્રિવિધના, સદ્ય સમુળાં જાય;
કાળ અવિદ્યાનો ભય ભાગે, કામાદીક પળાએ. નામ. ૩
ત્રણ કરગને ચારો વિધિત્રાણ, છુટે દુખ સંસાર;
અષ્ટમાસિધ હાજર, હાથમાં મુક્તી ચાર. નામ. ૪
રાધા કૃષ્ણ વસે હ્રદયમાં બુદ્ધિ કદા નહીં વક્ર;
સંધે ફરે નિત રક્ષાનુ કરવા, ચતુરભુજનું ચક્ર. નામ. ૫
જપ તપ તીરથ ધરમ નેમ વ્રત, જનમ અનેક સધાય;
તેનું ફળ એ કોઇએક જનમે, નામે પ્રીતી થાય. નામ. ૬
કદાપિ કુત્સિત કરમ બને તો, જમ ના પુછે જવાપ;
કીરતન સુણવા કેશવ ઊભા, પાસે બાળે પાપ. નામ. ૭
ચાર તથા ખટ અષ્ટાદશ, ઇતિહાસનો એ સિદ્ધાંત;
બાવન ઉપનિષદ બોલે પછે, ભ્રષ્ટ જે રાખે ભ્રાંત. નામ. ૮
પ્રેમલક્ષણભક્તિ પ્રગટે, પુરષોત્તમ પમાય;
આઠ પ્રહર આનંદમાં વીતે, દયા ગુરૂજન ગાય. નામ. ૯

( ૩ )

પદ.

તું તો સાચો રેહેજે જંન, શ્રી ગીરીવરધરલાલસંગે સાચો રેહેજે જંન;
તું તો સાચો રેહેજેરે સંગી સત્યના ગોપાળ;
સમજ સમજ મંન તું તો સાચો રેહેજેરે. ટેક.
છળવાને સંસાર શીદ મરેછે મથી;
એ અંતરજામીને કશું અજાણ્યું નથીરે. તુતો સાચો રેહેજે જંન. ૧
તુંથકી નહીં થાય કશી અધિક ન્યુન વસ્ત;
કાળજાની કુંચી સહુની શ્રીહરીને હસ્ત. તુંતો સાચો. ૨
ધરમ જશે ધન નહીં મળે, અનમના જગતાત;
અટલીશ ને સુધીર રેહેશ બગડશે બેહુ વાત. તુંતો સાચો. ૩
દયાપ્રભુ પ્રસંન રેહેતાં જે મળ્યું તે લાખ;
અવરથી કશું ન બને, બન્યુ પણ રાખ. તુતો સાચો. ૪

( ૩ )

પદ.

સાધુ શ્રમ ના કરશોરે, કોટી પ્રયત્ને ગરધવ થશે નહીં ગાય;
માટે શ્રમ ના કરેશોરે, કઠણ બોલી કાળજ બાળે;
હરીભજન ભુલાય, માટે શ્રમ ના કરશોરે. ટેક
કામળાકેરી કાળક સોમણ સાબુથી ના જાય,
શ્વાનની પુંછડી થાય ના સીધી કરે અનેક ઊપાય. માટે શ્રમ. ૧
કુલક્ષણથી સીથળ પડયો, પુરૂષે પુરૂષ થાય,
પણ વૃંદલ મરદ હોય ન કદા, સોમણ પારો ખાય, માટે. શ્રમ. ૨
કસ્તુરીકયારે વાવો તોહે લસણ તો ગંધાય,
ઓરાડ આખડી માનના માને, વાઝણી કયંઉ ના વાય. માટે. શ્રમ. ૩
ફળે ના ફુલે ન નેતર સુધા જો સીંચાય,
આઠ પ્રહર ઊકાળીયે તોહે કાંકણું ના બફાય. માટે. શ્રમ. ૪
વાંસ એરંડો થાય ન ચંદન, મળીયાચળને વાય,
જેહેનેકાજે જે સરજયાછે, તે તેહેમાં લોભાય, માટે. શ્રમ. ૫
પરાપુરવથી પ્રભુના છે તેતો, પ્રભુતણા ગુણ ગાય,
દયો દુષ્ટને ડાબાં મુકી, ભજે શ્રીવ્રજરાય. માટે. શ્રમ. ૬

( ૨ )

અહંકારમાં તું જયો અકળાતો, લોભ લાલચમાં લેવાઈ, સાડ બુદ્ધી નાઠીરે;
તારણુ કંઇ ન આવ્યું તરી. ગર્ભ૦ ૫
સિતેર થયાં તારે સુદ્ધ ના રહી, ભાગ્યો પોતાનો ભાર;
કુટુંબ કબીલો કોઇ નવ માને, તોએ ન મેલે અહંકાર;
સુમારગ ન ચાલ્યોરે, ડગલું નવ મેલ્યું ડરી. ગર્ભ૦ ૬
એંસી થયા ત્યારે આંખે ન સુઝે, થરથર ધ્રૂજે તારી કાય;
કાયામાં કંપવાયુ પ્રગટયો, તોએ ભજન નહિં થાય;
મુરખ નવ ચેત્યોરે, માંયાએ તને લીધો ઘેરી. ગર્ભ૦ ૭
ઘરડો થયો ત્યારે ગતજ ભાગી, ગાયા નહીં પરબ્રહ્મ;
દાન પુણ્યનું નામ ન જાણ્યું, સમજ્યો નહીં કાંઇ મર્મ;
મારૂં-મારૂં કરતોરે, વર્ષ નેવું ગયાં વરી. ગર્ભ૦ ૮
કુકર્મના બહુ બંધન છુટવા, આવ્યો મનુષ અવતાર;
સોએ વર્ષે તારી અવધજ આવી, ભર્યો ભુંડાઇનો ભાર;
ભુલ્યો બાધા ભવમાં રે, ડુંગરનો ફેરો ફરી. ગર્ભ૦ ૯
ઇશ્વરને અંતર નવ ધાર્યા, જાણ્યા ન જુગદાધાર;
અંત્ય સમે જ્યારે બાંધીને આણ્યો, પડયો કરશે પોકાર;
દારૂણ દુખ દેખીરે, રોશે બહુ નયણાં ભરી. ગર્ભ૦ ૧૦
સત્ય પુરૂષે સિદ્ધીમાં જોયું, તારૂં પાનું પુસ્તક નિરધાર;
ખાતામાં ઘણી ખોટજ દીઠી, નાખો નર્ક મોઝાર;
પાપી એ છે પુરોરે, પુછો એને ખોટી ખરી. ગર્ભ૦ ૧૧
કાયર થયો ત્યારે કાલાવાલા; કરવા માંડયા અપાર;
હરી હવે ભજન નવ ચુકું, તારૂં એકવાર કાઢોને બહાર;
દાસ દયારામનારે, હરી હાથે ઝાલો ફરી. ગર્ભ૦ ૧૨

( ૨૮ )

પદ.

માહારે અંત સમય અલબેલા, મુજને મુકશોમાં;
માહારા મદનમોહનજી છેલા, અવસર ચુકશો મા૦ ૧
હરિ હું જેવો તેહેવો તમારો, મુજને મુકશો મા૦
શ્રીગુરૂ સાખે ગ્રહ્યો કર માહારો, અવસર ચુકશો મા૦ ૨
માહારા દોષ કોષ સંભારી, મુજને મુકશો મા;
શરણાગતવત્સલ ગીરીધારી, અવસર ચુકશો મા૦ ૩
હરી માહારે ધરમ નથી કોઇ સાધન, મુજને મુકશો મા;

નથી શાન્તરાગ સમરણ આરાધન, અવસર ચુકશો મા૦ ૪
રૂપતી અજ્ઞાત્મા સર્વોત્તમ, મુજને મુકશો મા,
આવાશ પ્રાણજીવન પુરૂષોત્તમ, અવસર ચુકશો મા૦ ૫
સમરથ કરૂણાસિંધુ શ્રીજી, દયાને મુકશો મા,
મ્હારે ઓથ નથી કોઇ બીજી, અવસર ચુકશો મા૦ ૬

( ૧ )

પદ.

માયા કાળ કરમ ભય ભારી, શ્રીજી સહાય કરો,
બાંહ્ય ગ્રહ્યાની લાજ વિચારી. શ્રીજી. ૧
મુજને સંગી મળ્યા બહુ બાધક, શ્રીજી.
આપ કૃપાવીણ કોઈ ન સાધક. શ્રીજી. ૨
વિષયવિષે ચિત જાય નિરંતર, શ્રીજી.
ખળે ન તદપી કલેશાભ્યંતર. શ્રીજી. ૩
કહેણી મોહોટી કરણી ખોટી, શ્રીજી.
કૃપાવિના અમ મિટેયા કોટી. શ્રીજી. ૪
કદી તન બાળ્યું મન નથી બળતું. શ્રીજી.
કે હજી હૃદય અહરનીશ બળતું. શ્રીજી. ૫
હવે વંદુ તપ્યો ઊર જંદુ, શ્રીજી.
આપ વખાણુ પરને નંદુ. શ્રીજી. ૬
દોષ મુરખતાદિક સહુ ટાળો, શ્રીજી.
મારૂં મન તમ ચરણે વાળો. શ્રીજી. ૭
દુરમતી દુષ્ટ સ્વભાવ નીવારો, શ્રીજી.
અયોગ્ય છું તદપી ભવ તારો. શ્રીજી. ૮
શ્રી વલ્લભની કહાણ વિચારી. શ્રીજી.
દાન નિજાનંદ દ્યો કર ધારી. શ્રીજી. ૯
મ્હારી વિનંતી હૃદયમાં ધરીને, શ્રીજી.
જનનો જહર મા દેશો ફરીને. શ્રીજી. ૧૦
પ્રભુ મુજ પાપ તાપ ભય ફેડો, શ્રીજી.
કરૂણા બળ નિજ નિકટે તેડો. શ્રીજી. ૧૧
દૃગ સૂતી હૃદય તપે નિજ મળવા, શ્રીજી.
આવો ન દ્યો હાને બળવા. શ્રીજી. ૧૨

( ૨ )

### પદ.

હે હરી હું તો હાવાં હાર્યો, જે ગમે તે કરો,
અતીસે અકળામણનો માર્યો. જે ગમે. ૧
હરિ હું સહુ શુભ કૃતીથી હીણો, જે. અતીસે અદૃષ્ટનો પણ ઝીણો. જે. ૨
પડી અવિદ્યા મારી પુંઠે, જે. સુધરામાં નાંખે મુઠે. જે. ૩
ભ્રષ્ટ હૃદે માને નહી શિક્ષા, જે. જગમાં લજવી વૈષ્ણવની દિક્ષા. જે. ૪
ભવ ઉદ્વેગ અતીસે પીડે, જે. મુક્યાં ઉચિત કરમ સહુ મીડે. જે. ૫
શરણાગત જોઉં કૃતી મનિ માઠી, જે. શ્રદ્ધા કાંઇ હતી તે નાઠી. જે. ૬
તલપો મન મળવા અવિનાશી, જે. સહુને સુણતાં આવે હાંસી. જે. ૭
બહુ દુખ નીશદીન જે કૃતી કરીને, જે. જાયે મન તાંહાંનું તાંહ ફરફરીને. જે. ૮
તન જેમ વૃદ્ધ થયું મન બાળક, જે. ઉપર ઉજ્વળ અંતર કાળક. જે. ૯
અંતકાળ દુખથી કાંપુછું, જે. સત્ય વચન સમરી ઝંપું છઉં. જે. ૧૦
પ્રભુ જેમ રાખોછો તેમ રહું છું, જે. જે શિર પાડોછો તે સહું છઉં. જે. ૧૧
જાણું છું કરશો સહુ સારૂં, જે. પણ વણ સમજે ભટકે મન મારૂં. જે. ૧૨
જીવ થકી નિજબળ કસું નથી થાવું, જે. સનેપાતમાં ગાંડુ ગાવું. જે ૧૩
જેવો તેવો શરણ પડ્યો છું, જે. માહા પ્રભું શાંખ્યો અટળ અડચોછું. જે. ૧૪
મનુ સહુકથી વ્યહાગ ન હાલે. જે. ગગન પવન શઠ ભરાઇ ન ચાલે, જે. ૧૫
વિનતી દયાની એ ફરીફરીને, જે. પ્રગટ ગણ્યું સેવું હરીને. જે. ૧૬

( ૨ )

### પદ.

શિરગણી સાધન દીનતા સાચી, દીનતા સાચી એક દીનતા સાચી. ટેક.
સહુ સાધનબળ મનથકી નાસે, આપણની યોગ્યતા નવ ભાસે;
નંજના દેષ સ્ફુરે ગુણ ગોનીંઃ મન ક્રમ વચ અભિમાન, એક
આશ કરૂણ દૃગ પ્રભુપદમની રાચી. શિર. ૧
એક નહીં નહીં ઊપાય કાંઇ બીજો, રાધીકારમણ હૃદયથકી રીજો;
બોહોતર લક્ષ નામ કહું કામ શામ બંધાયા દીનભાવ પ્રાપ્રી યદામા
ત વ્યાસનંદન વાંચી. શિર૦ ૨.
સકળ પદારથ કૃષ્ણસદનેં શોભે, નવલ ભેદ નથી કાંઈ જેથી નાથ લોભે;
નુનતાનું એક એજ દીનતામા પ્રભુપાશ માટે પ્રસિદ્ધ હોએ ધ્રુવ
પ્રપંચ દીનભાવ પરી શ્રેષ્ઠ છે અવર વાત કાચી, શિર૦ ૩
દીન દયાળ હરી વેદ વખાંણે, સાધને સાધનથી સરવ જાણે;

નીજનાં બળ ઊપર જાણનીથી તમે નહીં તદપી કરવું સરત પાણ અગર
રેહેવું દયારાંમ સદા હરી રૂચો સમ નાચી. શિર૦ ૪

( ૨ )

પદ.

સાચું તે સગપણરે, સમજ મન શ્યામતણું.
બાકી સહુ જુઠું રે, કશું નથી કાંમતણું. ટેક.
માત તાત સુત ભ્રાત ને ભગની, સગાં સહોદર સોય,
કુળ કુટંબ સખા ગોત્ર ને નાતી, એહમાં તારૂ તે છે નહીં કોય;
સગું એતો સરવે રે, સુખ ને દામતણું. સાચું તે. ૧
જનુની જનક એવાં કર્યાં કેટલાં, તે જેટલી ધરી દેહ;
લ્હેણાદેણીનો સંબંધ તુટ્યો, ત્યારે મુકી ગયાં તેહ;
કોઇએ ના બતાવ્યું રે, ઠેકાણું વીશરાંમતણું. સાચું તે. ૨
જોની આ હરિવણ હેત ધરીને, કોણ આપે મનુષ અવતાર;
પશુ પક્ષી ફેડીને આપ્યો, તને ભજનતણો અધીકાર;
ભજે તેને આપેરે, પદ નીજ ધામતણું સાચું તે. ૩
આગું આશકતી કયકું આં રાખીશ, માયા મનથી છોડ;
નિશ્ચિંત થઇ સહુ શોક તજીને, પ્રીત પ્રભુજીસું જોડ;
દયા દિનરજનીરે, રટણ કર રામતણું. સાચું તે. ૪

( ૩ )

પદ.

મનજી મુસાફરરે, ચાલો નિજ દેશભણી;
મુલખ ઘણા જોયારે, મુસાફરી થઇછે ઘણી. ટેક.
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભુલતા ભાઈ;
ફરીને આ મારગ મળશે નહી, એહ તો છે ગાવળાઈ;
સમજીને ચાલો સીધારે, નાં જાગો ડાબા કે જમણી. મનજી. ૧
વચે ફાંશીઆ વાટ મારવાને, બેઠાછે ચેચાર;
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહી ભાર;
મળ્યોછે એક ભેદીરે, કહેલી ગતિ સહુ તેતણી. મનજી. ૨
હાલાં માલ વેહેરોતો વેહેરો શેઠના નામનો. થાય નાં કયકું અટકાવ;
આપણો કરતાં જોખમ આવે, ફાવે ધણીનો દાવ;
એટલાસારરે, નાં થાવું ચોરતના ધણી. મનજી. ૩

જો જો જુગથકી જાવું છે, કરજો સંભાળીને કામ;
દાસ દયાને એમ જમેછે, હવાં જઈએ પોતાને ગામ;
સુઝ છે હાતાં હેવું રે, અવમ થઇછે આપણી. મનજી. ૪
( ૨ )

પદ.

રાગ—દેસ.

સાચા ગજા સમર શ્રીગીરધર, કોઈ સમે નવ મુકે;
આરતવેળા સહુ રેહે અળગું, કોઈ નવ આવે ઢુંકરે. સાચા. ટેક.
સહુથી વાહાલ માગ્યું માતાનું, વેદ પુરાણે વાચ્યું;
અંતે રોગે તેહેનું હેત પણ, મેં દીઠુ છે લચુંરે. સાચા૦ ૧
પુત્ર પિતાનો આત્મા કાહાવે, લખ્યું વેદને પાને:
અન્યાય નળ અતીસે કેહે તારે, તેપણ કરડે કાનેરે. સાચા૦
પુત્રિ પુત્ર બેન ને બંધું, તું જાણે મુજએસી;
મારૂં તારૂં તર્ત કરાય, તે પણ મુકે હેલીરે. સાચા૦ ૩
સહુથી વાહલી ધરધણીઆણી, જેમાટે સહુ છોડે;
પુરશારથ પૈસો ન હોય, તારે તે પણ કરડા મોડે રે. સાચા૦ ૪
તેમ પત્નીને પતીપણ સ્વારથ, સરે તાંહાંલગી પળે;
કદા કુરૂપણી ટળી કામથી, પછે સામુ નવ ભાળેરે. સાચા૦ ૫
કોઈથી સાચો સ્નેહ હોય, જેનો વિશ્વાસ ન છુટે;
કુવચન કપટ લોભ દેખાડે, ત્યારે તેનુ હેત પણ ટુટેરે. સાચા૦ ૬
જ્ઞાની જગજન રાજાનાદી કોઈનું, હેત મન રખે ધારે;
ચોરી હત્યા અન્યાય થાએ કદી, સરવે જુનીઓ ગારેરે. સાચા૦ ૭
ધનમાં પણ ઘણું ન સારૂં, પરિણામે દુખદાતા;
પ્રાણ જાય કે પ્રેત કરે કદી કુળગુરૂ પિતુ ભ્રાતા રે. સાચા૦ ૮
એ સરવે અવસ્થામાં થાય સંગી, વાત કહુછું બીતી:
અરે દયા તુંતે પ્રભુ મુકી, શાદ કરે કરડું પ્રીતરે. સાચા૦ ૯
( ૨ )

પદ.

રાગ—કલ્યાણ.

શ્રીજી સાર સરવનો છે છે, છે.
શ્રીજી શ્રીપ્રભુઆનંદની એક વસ્તુ છે નથી બે બે બે. શ્રીજી. ટેક

કામ ધામ ચટકી નથી છૂટકી, ક્રોધે લોચન ગાતાં. વૈ૦ ૧
તુજસંગે કેઇ વૈષ્ણવ થાએ, તોતું વૈષ્ણવ સાચો,
તારા સંગનો રંગ ન લાગે, તાંહાં લગી તું કાચો. વૈ૦ ૨
પરદુખ દેખી હ્રદે ન દાજે, પરનિંદા નથી ડરતો,
વહાલ નથી વિઠ્ઠલસું સાચું, હઠ ન હુંડું કરતો. વૈ૦ ૩
પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છુટ્યોછે નહી,
કેહેણી નેહેતી રેહેણી ન મળે, કાંહાં લખ્યું એમ કેહેની. વૈ૦ ૪
ભજવાની રૂચિ નથી મનનિશ્ચે, નથી હરિનો વિશ્વાસ,
જક્તતણી આશા છે. જાંહાલગી, જક્તગુરૂ તું દાસ. વૈ૦ ૫
મનતણો ગુરૂ મન કરશે તો, સાચી વસ્તુ જડશે,
દયા દુખ કે સુખ માન પણ, સાચું કેહેવું પડશે. વૈ૦ ૬

( ૨ )

પદ.

હદે આ રૂપ રંગીલું રાખો, શ્રીકૃષ્ણ નામ સતત મુખ ભાખો. ટેક.
મોર મુગત ઝલકતો શિર શોભે, મકરાકૃત કુંડલ મન લોભે;
તીલક સુકેસર. નાસિક સુખેસર, કોટિચંદ્ર મરદન;
મંદ ચંદન વંદન, સદન સુધારૂપ રમીક ચાખો. હદે૦ ૧
પીતાંબર રસના કટિભ્રાજે, કૌસ્તુભ ઊરપર વેજયંતી બિરાજે;
ભુજ અંગદ કર કંકણ, મુદ્રિકા નેપુર પગતળ સુલક્ષણ;
ષટદશ શિવ શીશ સદા હદે એવું દ્રષ્ટા જાણો. હદે૦ ૨.
નટવર નાગર લલિત ત્રિભંગી મદન મનોહર રસિક રાસરંગી;
ગુંજેકછ પીછકૃત વંતસ છેલ, અલબેલા મંદસ્મિત કુટીલેક્ષણ;
કમળનયન, મધુરી મોરલી ગાન ચિત્ત રાખો, હદે૦ ૩
સર્વેશ્વર સર્વાત્મક સ્વામી આત્મારામ સ્વયંભુ અંતરજામી;
કોટી બ્રહ્માંડ પતિ અવતારી, તે દયા તુજ પ્રીતમ પ્રાંણ ધ્યાન;
ભાગ્ય તનમનધન વારી વારી નાખો. હદે૦ ૪

( ૩ )

પદ—લાવણી.

દુસ્તરભાવથી જીતાડો દુરગતિ ટાળો માજી,
શ્રીગોપીજનવલ્લભ અતિવલ્લભ મુને કરો શ્રી યુગતાજી. ટેક.
અખંડ અનપાએની આપો મા સુદ્રઢ પ્રેમભક્તિ,

પ્રપંચ વિસ્મૃતિ પુરસ્કૃ દો મા શ્રીકૃષ્ણશક્તિ;
માનસી સેવા મુખ્ય વ્યસન દો શરણગત સાચી,
શ્રીકૃષ્ણ કૃપાએ તુ દો દીનતા નહિં કિંચિત કાચી;
દૃઢ આશ્રય શ્રીવલ્લભવરનો અચરિત ગુણ ગાઉં;
સતત રહે શ્રીકૃષ્ણનામ મુખ દુઃખી નવ થાઉં;
આપ સમાગમથી મા સકળ સિદ્ધિ ગંગાજી, શ્રીગોપીજ૦ ૧
કામક્રોધ મદ લોભ મોહ મત્સર કરો દુરા,
શ્રીકૃષ્ણ મીલનમાં અંતરાય, જે તે કરીએ ચુરા;
અસુર દુષ્ટ કળિકાળ કરમ પ્રતિબંધક ભય ટાળો,
કુતરક કુભાવ કુવાસના કુસ્ચિત કૃતિ ઝટ બાળો;
દુસંગદોષ મુને જળ પંકજ પ્રમાણ નવ લાગે,
બળી બીભીષન પ્રહેલાદની પેરે ભય પામી ભાગે;
કરો કૃપા એવી યે મુજપર બીરદ બળે રાજી. શ્રી ગોપી૦ ૨
મારી ચુરણ કરો સહુ ચિંતા જનમ મરણ ભય કાપી,
માયા મોહથકી મુકાવો નિજાનંદ આપી;
સાધન ધરમ ન કીંચીત છે અનુચિત કૃતી તનમનની,
સેવાને સમરણ તમારૂં કરવા આરાઢ્ય છવી જનની;
જેહેવા તેહેવા દાસ ક્ષમા અપરાધ કરો માએ;
કુપુત્ર તો કદી હોએ કુમાતા કદાપી નવ થાએ;
શરણ પડ્યો સંતાપ હરો વિનતિ કરૂં ઝાઝી, શ્રી ગો૦ ૩
તુર્યપ્રિયા શ્રીકૃષ્ણવલ્લભા યમુને જગમાતા,
નરકનિવારણી યમભયહરણી ભવતારણિ જ્ઞાતા;
સ્વભાવ દુર્જય વિજયકરણી નીજ દાસ દુખહરણી,
સકળ પાપ સંતાપનીવારણી અતિ અદભુત કરણી;
શ્રીવલ્લભ શરણાગત લહિ મારી પુરણ કરો તૃષ્ણા,
જુગલરૂપ મમ હદે વસાવો કૃપા કરી કૃષ્ણા;
દાસ દયો મારો સુત શ્રીમુખ સકૃત કહો ગાજી. શ્રી ગો૦ ૪

( ૧ )

પદ.

રાગ—કલ્યાંણ

રાધાકૃષ્ણ રાધાકૃષ્ણ રાધા વ્રજરાય, રાધાકૃષ્ણ ગાય તેના પાપ તાપ જાય
પાપ તાપ જાય, તારી રૂદેમાં સમાય, વ્રજલાડીલા હો લાલ, રાધા૦ ૧

જપ તપ તીરથ દાનથી કંઇ કામ, નહીં પોતે શ્રમ કંઈ નહીં બેસે દામ,
નહિં બેસે દામ સેજે રીઝે સુંદરશામ, વ્રજ૦ રા૦ ૨
શધા પુર્ણ પુનથી પ્રતીતી નામ, નામનો વીશ્વાસ આવે સરે સઘળાં કામ;
સરે સઘળાં કામ આપે વેકુંઠધામ. વ્રજ૦ રા૦ ૩
કળીમાંકેવળ કુશ્ણનામનો આધાર સહુ વેદશાસ્ત્ર શોધ્યું નિકળ્યો એક સાર;
નિકળ્યો એકસાર દયાપ્રીતમ નંદકુમાર. વ્રજ૦ રા૦ ૪

પદ.

રાગ—ખમાયચી.

વ્રજલાડિલાને ખમા રોજ ખમા રે;; વ્રજ૦
વેદ સરીખા જેના ભેદ ના જાણે, શેષ શેશ સદાશીવ બ્રહ્મારે. વ્ર૦ ૧
લોચનના સણગાર રસીક જેને, પ્રાણજીવન મમ ધના;
જેના સેવક હવ તેને શુરસરિ, આદે સહુ કરેછે પરક્રમા. વ્રજ૦ ૨
આક્ષ આદની નિરંજન તેથી, પરીપુરણ પુરૂષોત્તમા;
એને મુકીને બિજાને ભજેછે, તે અભા ગયા અધમા. ૩
સદગુણ સાગર નટવર નાગર, જેને નહીં કોઇની તંમા;
રાધિકારમણ ગોપીજનવલ્લભ, દાસદયા પ્રીતંમા. વ્રજ૦ ૪.

---

# ભાગ ૨. હિંદુસ્તાની.

## સતસૈયા.*

### મંગલાચરણ.

( દુહા. )

શ્રીગુરૂ બલ્લભ દેવ અરૂ, શ્રી બિઠ્ઠલ શ્રીકૃષ્ણ ;
પદ પંકજ બંદન કરૂં, દુઃખહર પુરણ તૃષ્ણ. ૧
બલ્લભ તે દુર્લભ કહા, સબહી જાકે હાથ ;
જંગલમેં મંગલ કરે, બાબા બિઠ્ઠલનાથ. ૨
શ્રુતિ નેતી મન ગો અગમ, ત્રિગુણ અક્ષરાતીત ;
સો શ્રી ગોપીનાથકાં, અભિવંદન અગનીત. ૩
સરવેશ્વર સર્વાત્મ પ્રભુ, હરિ ઇશ્વર ભગવાન ;
કીજે કૃપા કટાક્ષ મમ, આત્મસાત કરિ દાન. ૪
શ્રી રાધાબર જાહિ બરા, તાપદ પુસ્કર બેહ ;
બંદન કરિ માગું સદા, તાપેં નુતન નેહ. ૫

### ભગવદસ્તુતિ વિજ્ઞપ્તિ.

દુહા.

લખિહોં આપ જુ આપપન, આપ નેન ગોપાળ ;

* એ સતસૈયાની ટીકા કવિયે પોતેજ ગુજરાતીમાં ( હિંદુસ્તાનીમાં નહી ) કરેલી જણાય છે પણ તે પુરાણીઓની ઢબ પરમાણે અને લાંબી લાંબી હોવાથી સર્વ લોકથી સમજાય તેવી નથી અને તે ઠીક કરવાની, તથા તેમાં મારી તરફનો ઉમેરો કરવાની હાલ મને ફુરસદ પણ નથી માટે તે આ પુસ્તકમાં છાપી નથી. ગ્રંથની સમાપ્તિયે દુહો છે કે ' યથામતી યહ ગ્રંથકો, કીનો અર્થ પ્રકાસ ; દીન દાસ રણછોડને, કરનાબળ અવિનાસ ' એ રણછોડ અને કવિ દયારામના પદ ગાનારો રણછોડ એ બે એકજ હોય તો એ રણછોડ સાથે પડેલા પ્રસંગ ઉપરથી હું કહી શકું છું કે એ રણછોડનામાં સતસૈની જેવી ટીકા મારા જોવામાં આવીછે તેવી ટીકા કરવાની શક્તિ હોય એમ મને લાગતું નથી. એમ ધારૂંછું કે પોતાના શિષ્યનું માન વધારવાને માટે અથવા ગ્રંથકારે પોતાના ગ્રંથની ટીકા પોતે કરવી એ, કવિના મનમાં અવિવેક જેવું લાગ્યું હશે માટે, ટીકા કરેલી તો કવીએ પોતેજ પણ ટીકાકારનું નામ રણછોડનું રાખેલું.

તોં કા પાપ પ્રતાપ મો, હરિ હરિહોં દુખજાલ. ૬
તૃઠોં મો સિર કર ધરોં, રૂઠોં દ્યો ઉર લાત;
પૈ નિજ ઔરનપૈ નહી, યહ જાચું જગતાત. ૭
કૃતિ સો હે પ્રભુ દેખિહોં, તહું ન ચિંતા મોહિ;
નિહચે મો તુમ દીઠીતે, દુખ ન ભુખ ન હોહિ. ૮
તૃઠોંગે પ્રભુ રૂઠિ હોં, તોંહુ કછુ ન સોખ;
ક્રોધ તિહારો સુહુ હમેં, દેગો ફલ બર મોખ. ૯
અપને અપને સીલકો, સબકો કરત નિભાવ;
તુમ કૃપાળ હમ જીઉ તો, સહજહિ દુષ્ટ સુભાવ. ૧૦
સાધન સાધિ ન હોં સક્યો, તાકો મોહિ ન તાપ;
મરદી હિય હરી બરદકી, સાધન સાધ્ય ન આપ. ૧૧
ભક્ત ન હો સો સાચ્ય પરી, અધમ પતીતહુ મેં ન;
મો સુધિ અજહું ના લઇ, કૈસે પંકજનેન. ૧૨
બિસર્યો બરદ કીધો હરિ, એક બિસાર્યો મોહિ;
દુહુમેંતેં કછુ તો ભયો, નાંતર મમ ગતી હોહિ. ૧૩
કૃપા ન જામે શો પ્રભુ, દેખે સધિનરાહ;
તુમ તો કરૂનાકે નીધી, કર્યો ન નિબાહ્યો નાહ. ૧૪
લિહુ છિનાય મન દંડમેં, નાથ ઓર નહિ ધન;
રાખો મો નિજ દુતકી, ચોકીમેં નિસદિન્ન. ૧૫
ધુનેધાર સાંચ્યો ઠર્યો, ત્યહારો હો ધનશ્યામ;
હે ન દેનકો દંડ કછુ, ધરકો કરો ગુલામ. ૧૬
છુટુંગો દરબારતેં, ફરી કરી હોં કૃતિ નીચ;
બાંધો અપને ગુનનતેં, રાખોં ડીઠી બીચ. ૧૭
ચાહુ બસાયે હ્રદયમેં, ધરૂં ત્રિભંગી ધ્યાન;
તાતેં રાખ્યો કુટિલ ઉર, હોહિ અસી સોંમ્યાન. ૧૮
હરિ બિઠ્ઠલ અધમુદ્ધરેન, ઇત્યાદિક નિજ નામ;
અર્થ કહા યહ શબ્દકો, કહો કૃપા કરિ શ્યામ. ૧૯
અનંત હે અપરાધ મમ, કૈસે પૈહોં અંત;
અમીત હોઉગે બીસરોં, સકુમાર ભગવંત. ૨૦
શ્રીહરિબિન કછુ કરી હરી, કછુ સકે નહીં કોય;
કહિ શુતિમેં કૃતિકા કરી, હરિ મો ગની ન હોય. ૨૧
દેવી નાંહિ ન દેવ કો, નિજ ઓતારહુ કોન;
રાજહુ રાધાકૃષ્ણ જુગ, નિતિ મો સિર શિરજોન. ૨૨

